# સત્ય

सुविज्ञानं चिकितुषे जनाय सच्चासच्च वचसी पस्पृधाते ।
तयोर्यत्सत्यं यतरदृजीयस्तदित्सोमोऽवति हन्त्यासत् ॥ ऋग्वेद, ७-१०४-१२

અર્થઃ—( चिकितुषे ) જ્ઞાની ( जनाय ) જનને માટે, એ ( सुविज्ञानम् ) જાણવા જોગ છે કે, ( सत्+च, असत्+च ) સત્ અને અસત્ ( वचसी ) વચનો ( पस्पृधाते ) પરસ્પર એક બીજાને દબાવવાની સ્પર્ધા કરે છે; પરંતુ, ( तयोः ) તે બેમાંથી, ( यत्+सत्यम् ) જે સત્ય છે; ( यतरत् ) એ બેમાં જે ( ऋजीयः ) ઋજુ અકુટિલ છે ( तत्+इत् ) તેનું જ. ( सोमः ) પરમાત્મા ( अवति ) રક્ષણ કરે છે, તથા ( असत्+आ+हन्ति ) જે અસત્યજ છે. તેનું હનન કરે છે.

પુસ્તક ૪ થું. ] સપ્ટેમ્બર, સન ૧૯૧૪. [ અંક ૩ જો.

## ગૃહ દેવીને.

પ્રતિમા પ્રિય મૂર્તિ પ્રકાશ ગૃહે !
ગૃહ મન્દિરમાં અતી ઓપ બધે !
અતિ ગૂઢ પ્રીતિ મુજ આત્મ ધરે.

તુજ આત્મથી દિવ્ય દ્યુતિ પ્રકટે.
મુજ આત્મન્ ચન્દ્ર પ્રકાશી નભે

તુજ આત્મન્ સિન્ધુ વિશે વિલસે
મુજ બિન્દુ ભળી તુજ સિન્ધુ વિશે.

સ્ફુરતા અતિ સૂક્ષ્મજ પ્રેમ બધે.
અતિ હાસ્ય દિસે તુજ આસ્ય પરે

સ્મિત નાં ઝરણાં ઝરતાં જ દિસે
તુજ કાન્તિ શશાંક સમી વિલસે

શીત રશ્મિ સ્ફુરી જાઇ નષ્ટ હરે.

## વર્ષાની એક રાત્રી.

અંધારૂં ગગને થયું, ઉડુગણે જ્યોત્સ્ના છુપાવી દીધી.
વંદાર શશિએ વિકીર્ણ મરીચી સંકેલી નિદ્રા લીધી;
રાત્રીના ઉદરે થઇ વિલીન સૌ અંધાર વસ્ત્રો ધરે,
ને સર્વત્ર મધુસ્વરા અનિલની લ્હેરી નભે વિસ્તરે.

હસ્તી યૂથ યથા જળે વિલસવા ઉન્મત્ત થઇને ધસે,
વ્યોમે વાદળો વિસ્તરે ત્યમ બધી મંજુલ-મીઠા સ્વરે;
દિક્પ્રાંતે ચપળાદ્યુતિ ઘડી ઘડી અંબાર જુદાં ધરે,
" વિદ્યુતના ચમકારશાં જીવનમાં શું મોહ સર્વે કરે ? "

આકાશે રણવાદ્યશા ભીષણ કો શબ્દો પ્રશાંતિ હરે,
જાણે નોબત કામની ગડગડી કૈં કર્ણયુગ્મે કરે;
ન્હાની વાદળી મન્દ કો ટપકતી ને ગર્જતી સંચરે,
ત્યાં તો મેઘ સમીરને હય ચડી વૃષ્ટિપ્રહારો કરે.

અવ્યક્ત સ્વરથી-બધું-જગ ભરે દાદૂર ગર્વી બની;
આરોપે અવની વિષે સતત શું તે માન પામે જરી ?
ધારાઓ ધરણી પડી રસદની આનંદ હેલી કરે;
રંગો અમ્બુદચાપના અવનવા કૈં નુતનશ્રી ભરે,
વર્ષામાં પરજન્યની ગરીબસી શોભા અનેરી સદા—
જોતો જેમ અટારીએ સમ ચડી બેઠો હતો એકદા.

વીતી રાત પહોર કે ગગનથી દેવી ભલાં ઉતર્યાં,
ઊંચું આસ્ય કરી મીઠી-મૃદુલ કૈં વાણી પછી ઊચર્યાં;
" હું છું કિંકરી પ્રેમની જગતમાં માધુર્ય રેડું સદા,
ધારા રૂપ ધરૂં નિનિદ્રિત જગે માર્તૃત્વમાં સર્વદા.

સંસારી જીવ માત્રને વિરલ કૈં આનંદ લ્હાણી કરૂં,
સ્નેહાદ્વૈત વસુન્ધરા મહિં રમી સ્વચ્છંદથી વિચરૂં. "

કહી એવું ગયા દેવી, રસેન્દુ પ્રગટ્યો નભે,
ધનરાજી વિખેરાઇ કૌમુદિ પ્રસરી જગે.

## મૃત્યુ.

ઉઠાવો આ જનાજાને થયું જાહિર આલમને,
કદમબોસી કરી થાક્યો હવે બેઠું છું દિલબરને.
તમારી બેકદર આંસુ તણી તલવારને રોકો,
મુરીદોની જુદાઇ ત્યાં તમે બેગમ થયા લોકો.
જીગરને ખૂનભર કીધું ગમીનું જામ પી લીધું,
અરે બે દર્દી લોકો આ કફન કેતું મને દીધું ?
દગલબાજી કરી કરીને હજુએ શું નથી થાક્યા—
તમારાથી ટળેલા પર તમે આં છોડવા આવ્યા ?
જુદાં થઇને જનારાનું સદા સારૂં તમે ચાહો,
અરે એ જીંદગીના બોલ તો કંઇ આજ ઉચ્ચારો !
ફૂલો કરમાય તે ડરતાં બીછાવી માર્ગ મુજ ઢાંકો,
શરાબો છાંટી મૈયખાના બધાં ખાલી કરી નાંખો.
કિતાબો જૂઠી કિસ્મતની ઉઠાવી દૂર ફેંકોને,
હમારી કાફલાની આ સફરથી એ છૂપાવોને.
સિહાઇ છોડીને આજે મીનોઇ આ ઘડી માંહિ—
હમારી રાત આવી છે તમે લ્યોને ખુશી માની.
ત્યજી આંસુ બીંજાવી ગુલ શરાબે નામજો મુજ પર,
પછી આરામથી જૂદું નથી આ મૌતનું બિસ્તર.

સુમિત્ર.

## ત્રિપુટી.

૧

ગગને ચમકે
અહ ! તારલીઆ અતિ તેજ ભરી;
હૃદયે ધમકે
મધુ પ્રેમ તણા ફુલડાં પમરી

૨

ગગને ઝમકે
અહ ! ચાંદલીઓ મધુ તેજ ઝરી ;
હૃદયે છલકે
સત પ્રેમ તણા ઉભરા નીતરી.

૩

ઉછળે ઉછળે ..
અહ ! ઉદધિની કંઇ ઉર્મિ અતિ ;
હૃદયે જે ઝરે
નવી ને નવી નૌતમ મીઠી રતિ.

૪

ઉદધિ વળી તારક ચંદ્રકની
બની "ત્રિપુટી" દિવ્ય શી વિશ્વમહીં !
નવ સૌવિક પ્રેમ તણા પ ઝરા
ઉરમાં નીરખી સ્ફૂરતાં મધુરાં.

સેંટ ઝેવીયર્સ કૉલેજ—મુંબાઇ. } N. K. Kapadia.

## પાંડુ ગુફાઓમાંના અપ્રખ્યાત ઐતિહાસિક લેખો, મૂર્તિઓ તથા ચિત્રો–૩.

બૌદ્ધ ધર્મના લોપ પછી આ ગુફાઓ સૌની ભાળી થઇ પડી હતી. ૧૧ મી સદીમાં જૈનોએ નં. ૧૧ ની ગુફામાં તીર્થંકરની ભૂરી મૂર્તિ પધરાવી દીધી છે. તે ૨૪ માંના પ્રથમ, ભગવાન્ ઋષભદેવની હોવી જોઇએ, કેમકે તેના મસ્તકના કેશ તેના ખભા ઉપર પડે છે, જે ઋષભદેવનું લક્ષણવિશેષ છે. આ મૂર્તિ પદ્માસન મુદ્રા હોઇ ૨૧ ફુટ ઉંચી છે. તેની નિકટ જૈન દેવી અંબિકા તેમજ જૈન અર્દ્ધ–દેવ વીર મણિભદ્રની મૂર્તિઓ છે. આ અંબિકાએ કાનમાં લોલક તથા ડોકમાં સુવર્ણ માલા ( પત્થરની ) ધારણ કરી છે. હાથમાં જે હતું તે ભાંગી ગયું છે. પણ જૈનશાસ્ત્ર પ્રમાણે આમ્રસહિતની આમ્રવૃક્ષની શાખા તે હોવી જોઇએ. સિંહસહિત અંબિકા ૨॥ ફુટ ઉંચી છે. આ ગુફા પર કોતર્યું છે:—**सिद्धं ! सिवमितलेखक-पुतस रामंणकस लेणं देयधमं** । અર્થાત્ લેખક વર્ગ ( કાયસ્થ ) શિવમિત્રના પુત્ર રામંણકનું લયન દેયધર્મ-ધર્મકારી દાન છે. એક બીજા લેખમાં લખ્યું છે કે ' નૈગમ ( વૈશ્ય ) બ્રેલીદત્તના પુત્ર રામંણકે આ ભોયરૂં દાન કરીને સંઘને સાધુને દર ચોમાસે એક **ચીવરક** ( વસ્ત્ર ) આપવા સારૂ ૧૦૦ કાહાપાન ( કાર્ષાપણ ) આપ્યાં છે.

નં. ૧૩ ની ગુફામાં કાંઇ વિશેષ નથી. નં. ૧૪ માં એક સ્ત્રીનું માથું માત્ર લોલક સહિત કોતર્યું છે. તે શીતલાદેવી હોવાનું અનુમાન છે, અને અર્વાચીન કાલમાંજ, ગુફા નધણીયાતી થઇ ત્યારે એ માથું અડાવી દીધેલું લાગે છે. શીતલા દેવીની મૂર્તિ માત્ર મસ્તકનીજ હોય છે, જેમ કેતુની હમેશાં મસ્તકરહિતજ હોય છે.

નં. ૧૫ ની ગુફા મહાયન ( મૂર્તિપૂજક ) બૌદ્ધોએ ૬ ઠી સદીમાં બનાવી છે; તેમાં બુદ્ધ, બોધિસત્વ તથા નાગરાજની મૂર્તિઓ અજંટા તથા તથા કન્હેરીની ગુફાઓ જેવીજ છે. ત્યાં છજા તથા બારણા આગળ જે છિદ્રો છે તે પરથી લાકડાનાં દરવાજા મૂલ હોવાનું જણાઇ આવે છે. અંદર બુદ્ધની ૫ ફુટ ઉંચી મૂર્તિ સિંહાસન પર વિરાજમાન છે, અને તેના પગ ધારા પ્રમાણે કમલ પર નિર્ભર છે. કમલની એક વેંત નીચે બૌદ્ધોનું પ્રખ્યાત ધર્મચક્ર છે ને ધર્મચક્રની બે બાજુએ મૃગ છે. સિંહાસનની પીઠિકાનાં મુખો મગરનાં છે જે વાઘ પર ઉભા છે ! બુદ્ધની બન્ને બાજુએ ઉપરથી પ્રખ્યાત બૌદ્ધધર્મોપદેશક, તથા તાંત્રિક, નાગરાજ નમન કરે છે. બુદ્ધની બે બાજુએ બોધિસત્વો છે. તેઓ સવાપાંચ ફુટ ઉંચા છે. પાસે એક બીજી નાની બુદ્ધની મૂર્તિ પણ છે. જે કમલની નાળ પર બુદ્ધે ઉપદેશ કરતી વખતનું ધર્મચક્ર મુદ્રાસન કીધું છે તે નાળ બે નાગરાજોએ અધર રાખી છે. એ નાગરાજોની પાઘડી તે નાગની પાંચ ફણાની છે. આ ઉપરાંત આગળ પાછળ બુદ્ધની અર્ધી ડઝન નાની મૂર્તિઓ છે.

૧૬ મા નંબરની ગુફા બધાથી ઉપર છે. ત્યાં હવે તો ૧૮૮૦ માં મુંબઇના એક લુહાણાની સખાવતથી ત્યાં મૂકાવેલી લોખંડની નીસરણીથીજ જઇ શકાય છે. ગુફા પ્રમાણમાં નવી છે. તેમાં પણ બુદ્ધની મૂર્તિ છે, જે સવા પાંચ ફુટ ઉંચી છે. તે સિંહાસન પર આરૂઢ છે–તેને મુખે તેજોમંડલ છે. તેની જમણી બાજુએ તેના જેવીજ જે મૂર્તિ છે તે લોકેશ્વરની છે. ડાબી ભીંત તરફ વળી બીજો પ્રચંડ બુદ્ધ છે, ને તેના ચામરધારીઓ પણ એવડાજ મોટા છે. તેમાંનો એક ઇંદ્ર અથવા લોકેશ્વર વજ્રધર છે. જમણી બાજુએ પણ બુદ્ધની મૂર્તિ છે ને તેની આગળ પાછળ તેના હમેશના કોતરાતા–ચિત્રાતા જમાદાર દફતરદાર વહીવટદાર વગેરે છે. મૂર્તિઓની પૂજા કરવાની શોધની નવીનતાના સ્વાભાવિક મોહના પ્રથમ પ્રવાહનું અગણિત મૂર્તિઓ એક પરિણામ હતું.

નં. ૧૭ ની ગુફા નં. ૧૫ થી ઘણી દૂર તથા ઉંચી છે. તેનું કારણ એ છે કે વચમાંનો પહાડનો પત્થર કોતરકામને લાયકનો નથી. તેમાં દ્વારો ઘણી છે. આમાં એક મહાદેવનું લિંગ પણ પાછળથી કોતરવામાં આવ્યું છે. વળી વર મુદ્રાવાળી એક બુદ્ધ મૂર્તિ પણ છે.

આ ગુફામાં સ્થંભના ઉપલા ભાગમાં ઘોડેસ્વારો તથા ગાડી હાંકનારાઓની જે પ્રતિકૃતિઓ છે તેનો પોષાક વિચિત્ર છે અને નહપાનના સમયમાં કેવો પોષાક પહેરાતો તેનું પ્રત્યક્ષ જ્ઞાન થાય છે. તેમની પાઘડી ઘણી ઉંચી છે. એક હાથી ઉપર એક સ્ત્રી બેસીને તેને હાંકે છે ! જે હાથી પર સ્ત્રી માત્ર બેઠી છે તેનો પોષાક હાલની વણજારીઓને મળતો આવે છે. તેને માથે વાળના ત્રણ ફુમટા છે, એક મધ્યમાં તથા બે તેની આસપાસ છે.

અહીં એક લેખ છે. તેમાં લખ્યું છે કે એ લયનનો કરાવનાર " ધર્મદેવના પુત્ર, ઉત્તરના, દાતા મિત્રી નગરનો ધર્માત્મા ઇંદ્રાગ્નિદત્ત જે યવન છે ( અથવા હતો ) તેણે પોતાની માતા તથા પિતાને નિમિત્તે સારૂ સર્વ બૌદ્ધોની પૂજા સારૂ આ લયન તથા તેની અભ્યંતર ચૈત્યમઠ બંધાવ્યાં છે. "

અહીં સ્થંભ ઉપર એક લેખ છેઃ—રાજાના અમાત્ય અરિહ તથા મહારાજની દફુબીની રાજભર્યપાલિકા ( દુધ ગાતા ? ) લીસિવગુરૂની દુહિતા શનાયી કે જે રાજાના અમાત્ય અગ્નિ-

સીનુદ્દેની ભાંડાગારિકો ( સરસામાન ખાતાની ઉપરી ) થાય તેની તરફથી આ લયન સ્થાપિત કરવામાં આવ્યું છે. પ્રાચીન કાલમાં સ્ત્રીઓને પણ રાજ તરફથી ઓધ્ધા મળતા એમ આ પરથી જણાય છે:

અહીં એક નાનો પણ ઘણો અર્થ સૂચક લેખ છેઃ—नासिककन ( कानां ) धमिक गामस (स्य) दानं અર્થાત્ નાશિક ગામ ( મહાજન ) તરફનું ધમિક ગામનું દાન—આ લયનું સાર છે.

## પાંડવોની મનાતી મૂર્તિઓ.

નં., ૧૯ ની ગુફામાં કેટલુંક સુંદર કોતરકામ છે. નં. ૧૯ નું પ્રવેશદ્વાર એટલું ન્હાનું થઇ ગયું છે કે તેમાં બેઠાબેઠાજ જવાય. તે સૌથી જૂની ગુફા છે અને લેખ પ્રમાણે " શાતવાહન વંશના રાજા કૃષ્ણના સમયમાં તે રાજાના શ્રમણ ( સાધુ ) અમાત્ય મહાત્માએ તે કરાવી હતી. " નં. ૨૦ ની ગુફા ઘણી મોટી છે. તે બોપકી નામક સાધુએ શરૂ કરી હતી અને અપૂર્ણ રહી હતી. તેનું કામ ગૌતમીપુત્ર યજ્ઞશ્રી શાતકર્ણી રાજાના સેનાપતિ ભવગોપની ભાર્યા વાસુએ આગળ ચલાવ્યું હતું, જે તેના સમયમાં પણ પૂરૂં થયું નહોતું કેમકે હજી અપૂર્ણજ છે, જો કે ૭મી સદીમાં તેમાં કેટલોક સુધારોવધારો મૂર્તિપૂજક ( મહાયન ) બૌદ્ધોએ કરાવ્યો હતો. અંદરના ભાગમાં ચૈત્યગૃહ ( દેવાલય જેવું ) છે. આમાં બુદ્ધની પ્રચંડ મૂર્તિ છે. તે દસ ફુટ ઉંચી છે ને તેની છાતીનો પેહેનો ૪ ફુટ છે. સિંહાસન પર આરૂઢ છે. સિંહાસનની પીઠિકા પર શાર્દૂલ ( શિંગડાવાળા કલ્પિત સિંહો ) છે, તેની ઉપર મગરો જલક્રીડા ગણી જાય છે તથા મગરોની ઉપર નાગરાજ છે. બુદ્ધની ડાબા જમણી ૮॥ ફુટ ઉંચા બે ચામરધારી છે. તે બોધિસત્વો છે. ઉપર વિદ્યાધર તથા તેની પત્ની બુદ્ધ તરફ ઉડે છે. વળી પાછલા ભાગમાં બે બોધિસત્વોની ૯॥ ફુટ ઉંચી મૂર્તિઓ છે. બીજા પણ બોધિસત્વ તથા સ્ત્રીનાં મોટાં પુતળાં છે, જેનાં નાક ખંડિત થવાથી નવાં બેસાડયાં છે. મમ્મા નામની સ્ત્રી જેણે આ લયન બંધાવ્યું તેની તથા તેના પતિની એ પ્રતિકૃતિ હોવાનું અનુમાન છે.

આ મૂર્તિઓ ખાસ લક્ષ ખેંચે છે કેમકે પાંડવો તરીકે તેમની પૂજા હાલમાં થાય છે ! બુદ્ધની મુખ્ય મૂર્તિ ચળકતા કાળા રંગની કરીને, તેની આંખ, કાન, કમર તથા ગુંટણ ઉપર સોનાના વરક ચોંટાડવામાં આવ્યાં છે, તેની સન્મુખ દીવો બળે છે તથા તેની જંઘા, ખભા, વગેરે પર ચંપાનાં ફુલો મૂકયાં હોય છે. આને એનો પૂજારી જે જોડેના ગામડામાં રહે છે તે યુધિષ્ઠિર તરીકે ઓળખાવે છે ! તેની જમણી ડાબી બાજુના બોધિસત્વોને તેણે નકુલ તથા સહદેવ તરીકે ઠોકી બેસાડયા છે, અને જમણે પડખે બહાર જે બોધિસત્વ છે તેને ભીમ તથા સ્ત્રીને દ્રૌપદી હોવાનો મેળ બેસાડયો છે ! ડાબી તરફનો બોધિસત્વ તે અર્જુન ને નાની મૂર્તિ તે કૃષ્ણ છે ! ઉક્ત પૂજારીના કબજામાં ૩૪ પેઢી થયાં આ ગુફા છે. ગામડાના લોકો આવીને પણ રોજ તેની પૂજા કરે છે. શ્રાવણને ત્રીજે સોમવારે તો હજારેક માણસનો મેળો થઇ જાય છે. તેઓમાંના ઘણા પુત્ર પ્રાપ્તિ માટે આવે છે ને વરદાન માંગીને તેલ તથા નારીયેળ ચઢાવે છે. મૂર્તિપૂજાના આર્યાવર્તમાં પ્રથમ પ્રવર્તક મહાયન પંથના બૌદ્ધોને પણ તેમની મૂર્તિઓનો આવો ઉપયોગ થશે એવો સંકલ્પ સ્વપ્ને પણ નહીં આવ્યો હોય !

## ગુફા નં. ૨૩-બૌદ્ધોની દેવી આર્ય-તારા.

ગુફા નં. ૨૧ તથા ૨૨ માં કાંઇ વિશેષતા નથી. નં. ૨૩ માં મહાયન પંથે ૬ ઠી શતાબ્દીમાં બુદ્ધની મૂર્તિ (૭'-૪") કોતરી છે. ઉભય પક્ષે વિદ્યાધર તથા વિદ્યાધરી છે જેને પૂજાનો સામાન લઇને તેની તરફ ઉડતા બતાવવામાં આવ્યા છે. ચામરધારીઓ પણ બુદ્ધની મૂર્તિથી એકજ ફુટ નાના એટલે કે મનુષ્યથી તો મોટાજ છે. એક ચામરધારીએ મુકુટ, લોલક, હાર તથા વીંટીનાં અલંકાર ધારણ કર્યાં છે. તે પરથી એ કાલમાં પુરૂષો વીંટી પહેરવાના પણ રસિક હતા એમ અનુમાન થાય છે. પાછળ વળી બે નાના બુધ્ધો છે. નાગરાજની મૂર્તિ પણ છે. હોલના અગ્રભાગ આગળ ૭-૭ ફુટની બે મૂર્તિઓ છે, જેણે વાળ "જટા મુકુટ" પદ્ધતિએ ધારણ કર્યા છે. તેના મસ્તકની મધ્યમાં પાછો ઝીણો સરખો બુદ્ધ કોતર્યો છે. એ બે પ્રચંડ મૂર્તિઓ પદ્મમણિ લોકેશ્વરની મૂર્તિ હોવાનું અનુમાન થાય છે. નીચે વળી એક ૩ા ફુટની સ્ત્રીની મૂર્તિ છે. તેનો દક્ષિણ હસ્ત આશીર્વાદ આપે છે તથા વાળમાં નાળવાળું કમળ છે. તે મૂર્તિ પૂજક મહાયનોની દેવી આર્ય તારા છે. આ દેવી બુદ્ધ ધર્મમાં પાછળથી દાખલ થઇ છે. બૌધ્ધ ધર્મમાં દેવોનું પણ સ્થાન નથી તો દેવીઓનું ક્યાંથી હોય ? પરંતુ અનાર્યો તેમજ વહેમી આર્યોના પ્રસંગથી તેમનામાં આ દેવી પાછળથી આવી ગઇ હતી, આ ઉપરાંત પણ નાના મોટા બુધ્ધો વગેરેની ઠેક ઠેકાણે મૂર્તિઓ છે. પરંતુ તેનું વર્ણન શુષ્ક તથા પિષ્ટ થવાનો જ સંભવ છે તેથી માત્ર પૂર્વવત્ કલ્પના કરી લેવાની વિનતિ વાચકને કરીને વિરમીએ છીએ. એજ આશ્ચર્ય કે જો બુદ્ધની મૂર્તિ કરવાથીજ તેની પૂજા થઇ શકે એવી માન્યતા થઇ તો પણ એકજ નાના ડુંગર એક મધ્ય મૂર્તિ શું બસ નહોતી ! એકજ ગુફામાં અનેકનું શું કામ ! દ્રવ્ય, શ્રમ અને સમયની બેહદ બરબાદી નહીં તો બીજું શું ?

## સીરીયા દેશના મુલ વતનીના વંશજે કરાવેલી એક ગુફા !

નં. ૨૪ની ગુફાના લેખથી જણાય છે કે તેનો કરાવનાર "દશપુર ગામનો વાસ્તવ્ય (રહીશ) વિષ્ણુદત્તનો પુત્ર શક તથા લેખક દમચીક વૃદ્ધિક હતો." દમચીક શબ્દથી અનુમાન થાય છે કે તેના પૂર્વજો મૂળ ઇરાની અખાતને માર્ગે સીરીયાના પ્રખ્યાત મુખ્ય નગર દમસીક (દમસ્કસ) થી આવ્યા હશે. અને સીરીયાના પાર્થીયનોને 'શક' આ દેશમાં કહેતા એ નિર્વિવાદ છે. છતાં તેઓ લેખક એટલે કે ક્ષત્રિયમાંથી નીકળીને કાયસ્થમાં આવ્યા અર્થાત્ પરદેશી હોઇ આર્ય જાતિમાં સંપૂર્ણ રીતે પરિવર્તિત થઇ ગયા. પરધર્મીઓથી વર્તમાન દ્વિજ પ્રજા ઓત પ્રોત છે છતાં તે પરદેશીઓનાજ આપણે વંશજો નવીન પરદેશીઓનો તિરસ્કાર કરીએ છીએ ! અને તેમને સ્વધર્મમાં પાવન કરવા ના પાડીએ છીએ ! આપણા પ્રાચીન પૂર્વજો એટલા સાંકડા નહોતા ! તે નાસિકની પાંડુ ગુફાના લેખોથી સિદ્ધ થાય છે.

આ પ્રમાણે ગુફાઓ તથા તેમાં કોતરેલા લેખોનું અવલોકન સમાપ્ત થાય છે, વિદ્યાવિલાસીને ઉપરોક્ત વર્ણન ઘણું પ્રિય લાગશે પણ કેટલાકને તે કદાચ શુષ્ક પણ લાગશે

પરંતુ જરા બારીકીથી વાંચવાથી, પ્રાચીન કાલના હીંદુ સમાજ પર આ વિષય એટલો તો અસાધારણ પ્રકાશ પાડે છે કે, તે રસપૂર્ણ થયાં વગર રહેવો જોઇએ નહીં. અઢળક ધન તથા સમયનો ખર્ચ આ ગુફાઓ પહાડમાંથી કોતરવામાં કરવામાં આવેલો હોવો જોઇએ. પ્રથમ તે સાધુઓના વિદ્યાધ્યયન તથા ઉપદેશનું સ્થલ હતું; અને પાછળથી પાંચ સદી પછી તેમાં બુધ્ધની તથા તેના પાર્શ્વો તથા મુખ્ય શિષ્યોની મૂર્તિઓ વધારીને તેની પૂજા વધારવામાં આવી હતી. પહાડ કોતર્યો તે બિના પ્રાચીન આર્યો ગન-પાઉડર, ડાયનામાઇટ, અથવા એવા કોઇ બીજા રાસાયણિક મિશ્રણના પક્કા જ્ઞાની હોવાનું સિદ્ધ થાય છે. તેમજ મૂર્તિની બનાવટમાં અર્થાત્ શિલ્પમાં પણ અત્યંત કુશલ હોવા જોઇએ. અને ગૂઢ રચનામાં પણ તેઓ જેવા તેવા ઉસ્તાદ નહીંજ હોય. પરંતુ એ સઘળી પ્રશંસા કર્યા પછી શોકની લાગણી પ્રગટ થાય છે કે એ સર્વે વિદ્યા, સઘળો શ્રમ સકળ ધનવ્યય વ્યર્થજ ગયો છે. જો વિદ્યાર્થીઓ અને બ્રહ્મચારીઓને શિક્ષણ આપવા સારૂ એ મકાનો બંધાયાં હતે તો કેટલો સ્થાયી લાભ થતે તેનો વિચાર કરતાં સ્વીકારવું પડશે કે હીંદુસ્તાનમાં મહાયન બૌદ્ધોના ધર્મઘેલાપણાંએ પણ ઘણી હાનિ પહોંચાડી છે. જ્યારથી તેઓએ, બુધ્ધના ઉપદેશામૃતને સ્થળે બુદ્ધની પાષાણ મૂર્તિને પ્રધાન પદ આપ્યું ત્યારથી તેઓની શક્તિ તથા ધનનો વ્યર્થ વ્યયનો સંવત શરૂ થયો! અને અંતે તેમની પડતી થઇ, તેમના કોતરેલા પહાડો પણ તેમનો લોપ થતો અટકાવી શક્યા નહીં! માત્ર લેખો ઇતિહાસની રચના માટે અકસ્માતથી કામ આવ્યા છે, એજ કાંઇક સંતોષની વાર્તા છે. ગુફાઓ વહેમી પરિશ્રમની સીમાની હાનિના પાઠ આપણને નિરંતર શીખવે છે! તે બિલકુલ રહેવા લાયક નથી, હવા ઉજાસ તો અંદરના ભાગમાં છેજ નહીં. તેમાં જ્યારે સાધુઓ રહેતા હશે ત્યારે યા તો તેઓના રહેવા માત્રથી તપ થતું હશે અથવા તેમની અતિશય અંધકાર તથા તાપમાંથી થતાં દુઃખની લાગણી બહેર મારી ગઇ હશે. એ કારણથી વિદ્યાલય તરીકે પણ આ સુંદર સ્થિતિમાં જળવાઇ રહેલું ખંડીયેર પણ કામ આવી શકે એમ નથી. તે છતાં પણ તે ભારતવર્ષની એક અદ્વિતીય, અનુપમ શોભા છે, અને પૂર્વકાલના પવિત્ર સંસ્કારથી જે આર્ય જીવાત્મા પોતાનું જીવન પુનીત કરવા ચહાતો હોય તેણે અવશ્ય આ સુંદર અને રમણીય સ્થળની યાત્રા એકવાર કરવી ઉચિતજ છે.

---

| વસંત વ્યાખ્યાન-માળામાંનું એક વ્યાખ્યાન. | # પ્લેટો અને તેના રાજકીય વિચાર. | અનુવાદક બાળકવિ જામનગર. |
|---|---|---|

વ્યાખ્યાનકાર—શ્રીયુત રામચંદ્ર ગણેશ પ્રધાન બી. એ. એલએલ. બી.

'માનવી પ્રગતિ એ સમુદ્રની ભરતી ઓટના જેવી છે,' એમ એક ઠેકાણે લૉર્ડ મૅકોલેએ કહ્યું છે. સમાજની હંમેશાં અવ્યાહત રીતે ઉન્નતિ થતી નથી—કોઇ વાર ઉન્નતિ તો કોઇ વાર અવનતિ થતી થાય છે, ઇતિહાસનો આ સિદ્ધાંત એટલો બધો તો સ્પષ્ટ છે, કે તે અમાન્ય કરવો એ ઇતિહાસ વિશેનું પોતાનું અજ્ઞાન બતાવી આપવા સરખું છે. આ કાલચક્રના ક્રમનું છેવટ અચલ ઉન્નતિમાં, કે અચલ-અધોગતિમાં આવશે, એનો નિર્ણય કરવો સ્હેલો નથી, અને તેથી તે બાબતમાં તત્વજ્ઞાનીઓમાં એકમત જણાતો નથી. લૉર્ડ મોર્લીએ "નોટ્સ ઑન હિસ્ટરી એન્ડ પૉલીટીક્સ" નામના પોતાના નવીન પુસ્તકમાં આ સવાલનો નિર્ણય કરવાનો પ્રયત્ન કર્યો છે. અને એમ પણ જણાવ્યું છે કે પ્રગતિ એ ત્રિકાલનો અબાધિત નિયમ નથી. સઘળા સમાજોની સર્વદા એક સરખી પ્રગતિ થતીજ નથી. પણ લૉર્ડ મોર્લીનો આ નિર્ણય સમાધાનકારક છે, એમ કહી શકાશે નહિ; કારણ કે માનવસમાજમાંના કોઇ વિશિષ્ટ ભાગની સતત પ્રગતિ થાય છે કે નથી થતી, એ મૂળ પ્રશ્ન ન હોતાં, એકંદર સઘળા માનવસમાજની પ્રગતિ થાય છે કે કેમ એ પ્રશ્ન છે. બાલ્ફૂર સાહેબના વિચાર પ્રમાણેજ મનુષ્ય જાતિ પ્રગતિ-રૂપી-ઉચ્ચ, શીતલ અને સુખમય એવા ગિરિવર પર ચઢતી ન હોઇ, અધોગતિ રૂપી ઉંડી અને ભયાનક ખીણમાં ઘસડાતી જાય છે. મનુષ્ય જાતિની પ્રગતિ થાય છે, અને તે તેમજ વધતી જવાની, એ મત ઓગણીસમા સૈકામાં ઈંગ્લાંડમાં વધારે પ્રચલિત હતો; પણ હાલમાં તેનું પ્રાબલ્ય ઘણું ઓછું થયેલું હોઇ, કેટલાક તો એમ ચોખ્ખું કહે છે કે માનવી સમાજ કોઇ કોઇ દિવસ પૂર્ણાવસ્થાએ પહોંચશે, એવી ભ્રમાત્મક આશા રાખી સમાજને પૂર્ણત્વને પમાડવા યત્ન કરવો, એ પોતાની ટુંકી જીંદગીનો અપવ્યય કરવા સરખુંજ છે!—ટુંકામાં આ સવાલ ઘણો વાદગ્રસ્ત છે. તો પણ—

यदा यदाहि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥

આ શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાંના વાક્યમાં કાંઇ પણ સત્ય તત્વ હોય તો મનુષ્ય જાતિ પૂર્ણાવસ્થાને પ્રાપ્ત થાય કે ન થાય, તો પણ તેની ગતિ તો પ્રગતિ તરફજ હોવી જોઇએ એમ જણાય છે. તે ગમે તે હો પણ સમાજ અવનતિ તરફ જતો હોય તો તેને અટકાવી વિચાર શક્તિ અથવા તો સદાચરણથી ફરી સન્માર્ગે તરફ પ્રવૃત્ત કરવા માટે જે મહાન વિભૂતિઓએ અત્યાર સુધી પ્રયત્ન કર્યો છે, તે કોઇ અમુક દેશની અથવા તો અમુક સમયની વ્યક્તિ ન હોઇ સઘળી મનુષ્ય જાતિની અને સર્વ કાલનીજ છે. ક્યાં ગ્રીસ દેશ અને ક્યાં આપણી ભારતભૂમિ! ક્યાં ખ્રીસ્તી સન પહેલાંનો પાંચમો સૈકો અને ક્યાં આ ખ્રીસ્તી સન પછીની વીસમી

મેદી ? એટલો બધો સમયમાં અંતર છે, તો પણ પ્લેટો જેવા મહાન તત્વજ્ઞાનીના વિચારોમાં એવો કાંઇ જાદુ ભરેલો છે, કે તેની અસર સર્વ દેશોમાં અને સર્વ કાળ ઓળાવતાં પ્રમાણમાં થયા વિના રહેતી નથી. પ્લેટોની વિશાલ બુદ્ધિમત્તાએ આધ્યાત્મિક, નૈતિક, ધાર્મિક, રાજકીય, સામાજીક, શિક્ષણ વિષયક અન્ય અનેક ગૂઢ પ્રશ્નોનું એવું તો કાંઇ વિવરણ કર્યું છે કે શંકરાચાર્ય, એરિસ્ટોટલ, કેન્ટ, સ્પિનોઝા, કાંમ્પ્ટ, સ્પેન્સર વગેરે પ્રાચીન અને અર્વાચીન પ્રચંડ તત્વવેત્તાઓની માળામાં ઇતિહાસકારો જે તેની ગણના કરે છે તે સર્વથા યથાર્થ જ છે. તેના વિચારોની અસર યુરોપીય રાષ્ટ્રોની સંસ્કૃતિ ઉપર જબરજસ્ત રીતે થએલી છે અને હજુ પણ થાય છે. તેના સઘળા ગ્રંથોનાં મુખ્ય મુખ્ય પાશ્ચાત્ય ભાષાઓમાં ભાષાંતર થએલાં હોઇ તે સરલતાથી સમજ પડવા માટે તેના પર ટીકાના પુસ્તકો એટલાં બધાં તો લખાયાં છે, કે તે સઘળાં પુસ્તકોની એક સર્વોત્તમ લાયબ્રેરીજ બને. તેના રાજકીય, સામાજીક, અને શિક્ષણ સંબંધી વિચારોનું પરિણામ સીસરો, સેંટ, ઓગસ્ટીન, સર ટોમસ મૂર, મિલ્ટન, લોક, રૂસો, જ્હોન લોક, ગેથી ઇત્યાદિ સરસ્વતિ મંદિરમાં પ્રકાશમાન થનારા રત્નોના વિચાર રૂપી તેજ ઉપર પ્રખર રીતે થયું છે. રાજકારણ, તત્વજ્ઞાન, અને સાહિત્ય એ વિષયો પરના તેના વિચારો ઘણા ઉદાત્ત હોઇને સર્વ જ્ઞાનનું ઐક્ય ( Unity of knowledge ) કાયદાનું સામ્રાજ્ય ( reign of law ) શિક્ષણની યોગ્યતા, સ્ત્રી પુરૂષની સમાનતા, આદિ જે આજના તત્ત્વવેત્તાઓ અને મુત્સદ્દીઓના સિદ્ધાંતો છે, તે એના ગ્રંથમાં જણાઇ આવે છે. આવા પ્રકારના આ મહાન ગ્રીક તત્વવેત્તાના રાજકીય વિચારો કેવા છે, અને તેનાથી આપણને હાલની સ્થિતિમાં શો સદ્બોધ મેળવવા જેવો છે, તે બનાવવાનો આ લેખમાં યથા શક્તિ પ્રયત્ન કરવામાં આવ્યો છે.

## પ્લેટોનું જીવનચરિત્ર.

પ્લેટોના રાજકીય વિચારો જણાવતાં પહેલાં તેનું જીવનવૃત્તાંત ટુંકમાં જણાવવાની અગત્ય છે. પ્લેટોનો જન્મ ખ્રીસ્તી સન પહેલાં ૪૨૭મે વર્ષે મે માસમાં ગ્રીસ દેશમાં એજીના (Ægina) નામના બેટમાં થયો હતો. તેનું કુળ પ્રાચીન તથા કુલીન હતું. ' સુંદર શરીરમાં સુંદર આત્મા ' ( A beautiful soul in a beautiful body ) એ પ્રાચીન ગ્રીક લોકોનું ધ્યેય હતું, અને તે પ્રમાણે બાલકોને ઉત્તમ શારીરિક અને નૈતિક શિક્ષણ આપવાની તે બહુજ કાળજી રાખતા તેમજ પ્રત્યેક માણસ રાષ્ટ્ર માટેજ છે, રાષ્ટ્ર સિવાય અન્ય, સ્વતંત્ર, વ્યક્તિ જીવનજ નથી, એવી તેમની દૃઢ ભાવના હોવાથી પ્રત્યેક રાજકરણમાં ગુંથાઇ પોતપોતાની બુધ્ધિ અને શક્તિ અનુસાર રાષ્ટ્રની સેવા કરવી જોઇએ, તે સિવાય તેની આત્મિક ઉન્નતિ થનાર નથી, એવું તેમના રાષ્ટ્રીય શિક્ષણનું અને રાજકીય બંધારણનું ધોરણ હતું. તાલીમના સઘળા પ્રકારે, યુદ્ધકલા, બહાદુરીની રમતો અને સાહિત્ય એ સઘળી બાબતમાં પ્લેટોએ સત્વરજ સારી કુશલતા સંપાદન કરી. હોમર, હિસીયડ આદિ પ્રાચીન કવિઓનાં કાવ્યો તેણે મોઢે કર્યાં; એટલુંજ નહિ પણ તેણે પોતે કેટલાંક કાવ્યો બનાવ્યાં, એક શોકપર્યવસાયી નાટક પણ લખ્યું. પ્લેટો વીસ વર્ષનો થતાં તેની જીંદગીમાં અસાધારણ મહત્વની જે એક બાબત બની આવી તે એક તેનો સોક્રેટીસ સાથે પરિચય થયો.

સોક્રેટીસના ઉમદા વિચારો અને તેનું ઉજ્જવલ ચારિત્ર્ય પ્લેટોને બહુજ પ્રીય લાગતું, જેથી તે સોક્રેટીસને પોતાના ગુરૂ તરીકે માનીને પરમનિષ્ટ સેવક પ્રમાણે તેના પર અત્યંત પ્રેમ રાખતો. સોક્રેટીસના રાજકીય, નૈતિક વિગેરે બાબતના વિચારો જો કે એથીનીયન લોકોના તે વખતના પ્રચલિત વિચારોથી ભિન્ન હતા, છતાં પણ તે પોતાના વિચારો કોઇની પણ દરકાર રાખ્યા વિના સ્પષ્ટ કહે તો રસ્તામાં, બજારમાં, તાલિમખાનામાં જ્યાં જ્યાં માણસોનું ટોળું એકઠું થએલું નજરે પડતું ત્યાં ત્યાં તે જતો, અને તેમની સાથે વાદવિવાદ કરીને તેમની સમજ કેટલી બધી ભૂલ ભરેલી છે, તે બતાવતો. પોતાને ડાહ્યા કહેવડાવનારા લોકો અજ્ઞાનથી ભરેલા છે, જેમના હાથમાં રાજકારભાર છે તે ખરેખરા રાજ કર્તા નહોતાં બામટા છે, તેમનામાં રાજનીતિનાં તત્વોનો ગંધ પણ નથી, અને તેથી એથેન્સની રાજ-વ્યવસ્થા દૂષિત થઇ રાજકલાનો ઉચ્ચ આશય-પ્રજામાં સદગુણોની અભિવૃધ્ધિ થવી તે સફળ થતો નથી, એમ તે વારંવાર સ્પષ્ટ રીતે કહેતો. આવા સ્પષ્ટ વક્તાઓ સઘળાને પ્રીય થઇ પડવા શક્ય નથી, અને તેથી સોક્રેટીસના નિર્ભય વર્તનથી, તેનો કેટલાએક લોકો, અને મુખ્યતઃ રાજકર્તાઓ, દ્વેષ કરવા લાગ્યા, તેમ થવામાં આશ્ચર્ય પણ નહોતું. ખ્રીસ્તી સન પૂર્વે ૪૦૪મે વર્ષે એથેન્સ શેહરમાં રાજક્રાંતિ થઇ, અને ત્યાંની પ્રજાસત્તાક રાજપધ્ધતિનો નાશ થઇ સઘળી સત્તા ત્રીશ અગ્રેસર માણસોના હાથમાં આવી. એ રાજક્રાન્તિથી એથેનીયન પ્રજાની રાજ્યવ્યવસ્થા ઉત્તમ બનીને તેનું કલ્યાણ થશે એવી પ્લેટોને બહુ આશા હતી, પણ જ્યારે તે ત્રીશ સત્તાધીશોએ સોક્રેટીસને દુઃખ દેવાનું શરૂ કરીને પોતાના સ્વતંત્ર વિચારો બહાર કાઢતાં અટકાવ્યો, એટલુંજ નહિ પણ કેટલાકે ખૂનની બાબતમાં તેનો હાથ હોવાનું કૌભાંડ રચ્યું ત્યારે પ્લેટોની અત્યંત નિરાશા થઇ. બીજે વર્ષે એથેન્સમાં ફરી રાજક્રાન્તિ થઇ અને ઉપરોક્ત ત્રીશ સત્તાધીશોનું નામ નિશાન પણ ન રહ્યું. પ્રજાસત્તાક રાજ્યપદ્ધતિની ફરી સ્થાપના થઇ. હવે પોતાના ગુરૂને ત્રાસ થશે નહિ એવી પ્લેટોને આશા લાગી પરન્તુ નવા રાજદ્વારી માણસોએ સોક્રેટીસને પહેલાંથી પણ વધારે કષ્ટ આપવા માંડ્યું ! સોક્રેટીસ યુવાન પ્રજાનાં મન કલુષિત કરે છે, અને તે રાષ્ટ્રીય દેવને માનતો નથી, એવો તેનાપર ખોટો આરોપ મૂકીને તેને દેહાન્ત દંડની શિક્ષા કરી; અને તે પ્રમાણે ઇસવીસન પૂર્વે ૩૯૯ મે વર્ષે સોક્રેટીસનો વિષપ્રયોગથી અંત આવ્યો.

પોતાના ગુરૂનો આવીરીતે વિના કારણે છળ અને નાશ થએલો જોઇ પ્લેટોને અતિશય દુઃખ થયું, અને જ્યાં સુધી એથેન્સની રાજ્ય વ્યવસ્થામાં આવા દુષ્ટ લોકોનું પ્રાબલ્ય છે ત્યાંસુધી પોતા સરખાએ રાજકારભારમાં જોડાવાથી લાભને બદલે ઉલટી હાનિજ થશે, એમ તેને લાગવાથી રાજકારણોમાં જોડાઇને દેશ-સેવા બજાવવાની જે તેની મહત્વાકાંક્ષા હતી, તે તેણે બાજુએ મુકી દીધી, અને એકનિષ્ઠાથી તત્વજ્ઞાનની સેવા કરવાનો તેણે નિશ્ચય કીધો. તેણે કેટલાંક વર્ષોસુધી ઇજીપ્ત, ઇટાલી; સિસીલી વગેરે દેશોમાં પ્રવાસ કર્યો. ઇજીપ્તમાં તે હતો ત્યારે તેણે પૌર્વાત્ય તત્વજ્ઞાનની માહિતી મેળવી હોય એમ માનવાને કારણ છે. ખ્રીસ્તી સન પહેલાં ૩૮૬ મે વર્ષે તે એથેન્સમાં પાછો આવ્યો, અને તુરતજ યુવાન વર્ગને જ્ઞાનામૃતનું પાન કરાવવા સારૂ તેણે ગુરૂકુલની સ્થાપના કરી. એથેન્સથી ઉત્તર બાજુ એક માઇલ દૂર એક અત્યંત રમણીય બગીચો હતો. ત્યાં એક નાનકડું ઘર હતું, જેમાં પ્લેટો

રહેતો, અને વૃક્ષોની શીતળ છાંયા તળે બેસીને આરામ લેતો ફરવા નીકળતાં તે પોતાના શિષ્ય વર્ગને જ્ઞાનોપદેશ આપતો. જે જગાપર આ બગીચો હતો, તે જગાની ગ્રામદેવતા ઍકેડિમસ્ હોવાથી પ્લેટોની આ શિક્ષણ સંસ્થાનું ' ઍકેડિમી ' એવું નામ પડયું. આ શિક્ષણ સંસ્થાની કીર્તિ ટુંક સમયમાંજ સર્વત્ર પ્રસરી રહી અને સમગ્ર ગ્રીસ દેશમાંથી પુષ્કળ વિદ્યાર્થી ત્યાં જ્ઞાન સંપાદન કરવા માટે આવવા લાગ્યા. પ્લેટોના શિષ્ય વર્ગમાં ઍરિસ્ટૉટલ નામનો એક શિષ્ય હતો, જે આગળ જતાં પ્રખ્યાત તત્વવેત્તા તરીકે પ્રસિદ્ધિ પામ્યો. આ સંસ્થાને લગભગ ચાળીશ વર્ષ સુધી શિક્ષણ આપવાનું તેણે કામ કર્યું. જો કે પ્લેટો આ શિક્ષણ મફત આપતો હતો. છતાં કોઇ શિષ્ય પ્રેમથી કાંઇ આપતો તો તેનો તે સ્વીકાર કરતો. ઍકેડીમીની સ્થાપના કર્યા પછી પ્લેટોએ પોતાનું સર્વ આયુષ્ય શિષ્યોને શિક્ષણ આપવામાં અને ગ્રંથો બનાવવામાં વ્યતીત કર્યું. તે ગૃહસ્થાશ્રમી થયો હોય, એમ તેના સંબંધની ઉપલબ્ધ માહિતી પરથી જણાતું નથી. અર્થાત્ તેનો શિષ્યવર્ગ એજ તેનો કુટુંબ કબીલો, અને તેમના સંબંધની વ્યવસ્થા એજ તેનો સંસાર! એ સિવાય અન્ય કુટુંબ કે સંસાર, નહોતો. વિલક્ષણ બુદ્ધિકૌશલ્ય, અત્યંત શુદ્ધ આચરણ, સાદી રહેણી, નિર્લોભતા અને યુવાન વર્ગને જ્ઞાનવાન અને સભ્ય બનાવવાની પ્રબલ ઇચ્છા ઇત્યાદિ અનેક સદ્ગુણોથી તે પોતાના શિષ્યવર્ગને બહુ પ્રીય થઇ પડયો હતો, અને અન્ય કેટલાક દેશ બંધુઓ પણ તેને પૂજ્ય માનતા.

પોતાની ઉપરોક્ત શિક્ષણ સંસ્થામાં યુવાન શિષ્યોને તત્વજ્ઞાનનો ઉપદેશ આપતાં તેને રાજકીય તત્વો અમલમાં આણવાની તક મળી. સીરાક્યુઝનો રાજા બીજો ડાયોનિયસનો સાળો ડાયન પ્લેટોનો મિત્ર હોઇ તેને બહુ ચાહતો. ડાયોનિયસના ગાદી પર બેઠા પછી ડાયને સિરાક્યૂઝનું રાજ્ય બંધારણ સુધારવા માટે પ્લેટોને બોલાવવા ડાયોનિસીયસને સીફારસ કરી, અને તેથી પ્લેટોને ત્યાં બોલાવવામાં આવ્યો. પ્લેટો સીરાક્યુઝ આવ્યો અને તેનું વિલક્ષણ બુદ્ધિચાતુર્ય જોઇ ડાયોનિસીયસે તેને અભિનંદન આપ્યું, પરન્તુ પ્લેટોએ કરેલી સૂચનાઓ તેને પસંદ પડી નહિ. ડાયને પ્લેટોનો પક્ષ સ્વીકાર્યો, પણ તેનું પરિણામ એ આવ્યું કે મામા ભાણેજમાં કલેશ થવાથી ડાયોનિસીયસે ડાયના હાથમાંની સઘળી સત્તા ખૂંચવી લઇ તેને હદપાર કર્યો!

પોતે જે ઉદ્દેશથી સિરાક્યૂઝ આવ્યો તે સફળ થવો તો એક તરફ રહ્યો, પણ ઉલટું તેનાથી વિના કારણે પોતાના મિત્ર ડાયન પર સંકટ આવી પડ્યું, એ જોઇને પ્લેટોને અત્યંત દુઃખ થયું. તુરતજ તે એથેન્સ પાછો આવ્યો. પછી ડાયને ફોજ એકત્ર કરી ડાયોનિસીયસ પર સ્વારી કરી તેનો પરાજય કીધો. અને પોતે સિરાક્યૂઝની ગાદી પર બેઠો. આ કામમ પ્લેટોના શિષ્ય વર્ગ તરફથી તેને સારી મદદ મળી હતી, પરન્તુ ડાયન પણ ગાદીપર બેઠા પછી પ્લેટોના રાજકીય તત્વો પ્રમાણે રાજકારભાર નહિ ચલાવતાં પ્રજાપર જુલમ ગુજારવા લાગ્યો જેથી તેના પર પ્રજા બહુ નાખુશ થઇ. પ્લેટોની ઍકેડિમીમાં શિક્ષણ મેળવેલા કેલિપસ નામના માણસે વિશ્વાસઘાત કરીને ડાયનનું ખૂન કર્યું. એકંદર રીતે સિરાક્યૂઝની સ્થિતિ સુધરવાને બદલે વધારે કફોડી બની.

આ સિરાક્યૂઝની બાબતમાં પ્લેટોના કેટલાક શિષ્યો અને તેનો પોતાનો સંબંધ હોવાથી પ્લેટો તથા તેની શિક્ષણ સંસ્થા ઉપર સખત ટીકાનો મારો શરૂ થયો. અને તે

ગુરૂકુલ એટલે કારસ્થાનોનું ઘર છે એમ તેના કેટલાક શત્રુઓ બોલવા લાગ્યા. પ્લેટોને પોતાને પણ ઘણું લાગી આવ્યું. પણ તેના ગ્રીસ દેશના—અને જગતના સુભાગ્યે આ એકેડેમી સંકટ રૂપી વાવાઝોડામાંથી બચીને પ્લેટોના મૃત્યુ પછી કેટલાક વર્ષો સુધી તેનું સત્કાર્ય ચાલુ રાખી શકી. પ્લેટો ખ્રીસ્તી સન પૂર્વે ૪૩૭મે વર્ષે મરણ પામ્યો હતો ત્યારે તેની ઉમર ૮૦ વર્ષની હતી.

## પ્લેટોના ગ્રંથો.

પ્લેટોએ રચેલાં પુસ્તકો કાલ્પનિક સંવાદ રૂપ હોવાથી તેને Dialogues of Plato ( પ્લેટોના સંવાદ ) એ નામ પડેલું છે. એટલે પ્રત્યેક સંવાદને જુદું જુદું નામ અપાએલું છે. આ સંવાદોની સંખ્યા શુમારે એકત્રીશ કે બાત્રીશની હોઇ, તેમાં પ્લેટોએ પોતાના ભિન્ન ભિન્ન વિષયો પરના વિચારો સ્પષ્ટ રીતે ગ્રથિત કર્યા છે. આ વિચારો સંવાદ રૂપે સ્પષ્ટ કરવામાં તેણે પોતાના ગુરૂ સોક્રેટીસની પદ્ધતિનું અનુકરણ કર્યું છે—જે પ્રમાણે સોક્રેટીસ પ્રશ્નોત્તર રૂપે જ્ઞાન આપતો. કોઇ એકાદ શિષ્ય પ્રશ્ન કરતો અને સોક્રેટીસ તેનો ઉત્તર આપતો, વળી તેના પર બીજાએ પ્રતિશંકા ઉઠાવતી, અને તેનો ખુલાસો પાછો સોક્રેટીસે આપવો, અને એ પદ્ધતિથી તે પ્રચલિત કલ્પનાઓ વિચારરૂપી કસોટીએ ચઢાવી, જેમ, તેના ગુણ દોષ બતાવી આપતો તેમજ પ્લેટો પણ કાલ્પનિક સંવાદોની રીતિથી પોતાના વિચારો વ્યક્ત કરતો. આ મંડિના ઘણા સંવાદોમાં સોક્રેટીસ એજ મુખ્ય ભૂમિકા લેઇને તેના મોઢેથી પ્લેટોએ પોતાના સિધ્ધાંતો સ્થાપિત કર્યા છે. આ સંવાદ રૂપી પધ્ધતિથી જ્યારે તાત્વિક વિવેચનમાં જોઇતું વ્યવસ્થિતપણું કોઇ કોઇ સ્થળે નષ્ટ થયું છે, તો કેટલેક સ્થળે આ રીતિ કંટાળો ઉપજાવનારી પણ થઇ પડી છે અને કેટલીક જગાએ કવિપ્રતિભા, અને તત્વજ્ઞાનની રૂક્ષ વિવેચનપદ્ધતિ એ બન્નેમાંના પરસ્પર વિરોધી ગુણોનો હૃદયંગમ સંયોગ થએલો હોઇ એ સંવાદો વાંચતાં વખતે મનને ઘણો આનંદ થાય છે. આ સંવાદરૂપી ગ્રંથમાં આધ્યાત્મિક, નૈતિક, સામાજીક, રાજકીય, શિક્ષણ સંબંધી સેંકડો વિષયોપર પોતાના વિચારો તેણે સ્પષ્ટ કર્યા છે, અને તેથી એ ગ્રંથોને ઘણેભાગે વિદ્યાકોષ ( Encyclopoedia ) નું સ્વરૂપ પ્રાપ્ત થયું છે. ( અપૂર્ણ ).




ગઇ વખતે મી. ગાંધીનાં સખ્ત બંદોબસ્તનું પરિણામ શું આવ્યું તે આ વખતે બતાવવાનું વચન આપી કથા અધુરી રાખી હતી, તેથી આજે આપણે ત્યાંથીજ આગળ વધવું જોઇએ.

ગઇ વખતે આપણે જોઇ ગયા કે મી. ગાંધીએ માત્ર પોતાના મિત્રોને બતાવવા સારૂજ કેટલેક ઠેકાણે બબ્બે અને કેટલેક ઠેકાણે ત્રણ ત્રણ તાળાં ઠોકી દીધાં હતાં ! પણ તે એટલેથીજ અટક્યા નહોતા–કેટલાંક બારણાંને તો તેમણે અંદર અને બહાર–એમ બેઉ બાજુથી કિલ્લેબંધી કરી હતી !

થોડાક દિવસપર ગિરગામ ટ્રામ ટર્મીનસ આગળના એક મકાનમાંથી 'ઘાસલેટ' ની દુકાનને આગ લાગી હતી. દુકાનમાં 'ઘાસલેટ' ની પુષ્કળ પેટીઓ ખડકેલી તે માર્ગે જનાર આવનારના જોવામાં દરરોજ આવતી હોવાથી આજુબાજુના લોકોમાં એ આગે પોતાનો બહુ પ્રભાવ પાડયો ! પણ તેઓ બહુ નસીબદાર હતા, એમ કહીએ તો ખોટું નહિ કહેવાય, કારણ કે પેલા બાહોશ સાહસિક હિંદી બૅન્કર મર્હુમ ચુનીલાલે બૅન્કોની "વીન્ડો ડ્રેસીંગ" પદ્ધતિનો જે સ્ફોટ કર્યો હતો તેનો એ દુકાનદારે પૂર્ણ અભ્યાસ કરેલો હોય એમ માત્ર લોકોને મોટો જથ્થો બતાવવા સારૂ ખડકેલી પેટીઓના તેના કામથી–જણાતું હતું ! આથી થોડીજ વારમાં તેની દુકાન જો કે આખી સળગી ગઇ તોપણ લોકોએ ધાર્યું હતું તેટલું નુકશાન તેથી થયું નહિ અને પાડોશનાં ઘરો તો શું પણ દુકાનો સુદ્ધાં સહીસલામત રહી;–એટલુંજ નહિ પણ જોડેની પાનવાળાની દુકાનમાંના પાન સરખાંયે અગ્નિના સપ્ત તાપથી કરમાયાં નહિ ! ! આજપ્રમાણે ખાલીખંગ ચીજોને પણ બની શકે તેટલાં વધુ તાળાં મારી પોતાની દોલતને અનેકગણી બતાવવાનો મી. ગાંધીએ પ્રયત્ન કર્યો હતો !

પણ એ અખતરો તેમને બહુ ગરમ પડયો ! એકવાર તેમના અનાજના કોઠારની કુંચી તેમનાં સહધર્મચારિણી તરફથી ખોવાઇ ગઇ. તાળું જરા વિજાતીય હોવાથી તેની કુંચી શોધવા મી. ગાંધી આખો બજાર ફરી વળ્યા, પણ કેમે કરી કુંચી મળે નહિ ! તાળું લુહાર પાસે તોડાવવાનો પણ તેમનો જીવ ચાલે નહિ; કારણ કે પેટના છોકરા કરતાં પણ વધારે

* 'સત્ય' નો ઑગસ્ટનો અંક મોડો થવાથી ઉતાવળને લીધે પ્રૂફ-સંશોધન બરાબર નહિ થઇ શક્યું હોય; જેથી ૯૨ મે પાને નીચેથી નવમી લીટીમાં "બદ્ધપતિત્વ" ને બદલે "બહુપતિત્વ" અને તેજ મુજબ તેની નીચેની લીટીમાં "ત્રીજી" ને બદલે "ત્રીજા" છપાઇ ગયું છે, જે વાંચકોએ સુધારી લેવું.

મમતાથી જેની સંભાળ રાખેલી એવા એ તાળાનાં હાડકાં પાંસળાં જુદાં થઈ જતાં તેમનાથી જોઇ શકાયજ, કેમ ? અને જરા અભિમાની હોવાથી તેમને આજદિન સુધી એક દિવસ પણ એવો આવ્યો નહોતો કે પાડોશીથી ચપટી ધાન્ય માગી લાવવું પડયું હોય! ખેર ! આ રીતે તે આખો દિવસ તો ઘરનાં બધાંએ ' નકુરડો ' અપવાસ કરી કાઢયો; પણ તે દિવસે એકાદશી હોવાથી તે અપવાસનું સઘળું પુણ્ય ધાર્મિકતાનેજ અર્પણ થયું ! બીજે દિવસે ' દ્વાદશી પુણ્યપર્વણી ' હોવા છતાં તેને વાશી એકાદશી અથવા એકાદશીની ' કરકર ' જ માનવી પડી ! બિચારા મી. ગાંધીના તો ડોળાજ સફેદ થઇ ગયા ! આખરે એ સર્વે હકીકતની મને જાણ થતાં બજારમાંથી લુહારને બોલાવી મારા મિત્રના એ વ્હાલા અને આશાંકિત પુત્રનું ખૂન કરાવી તેનું પાપ મેં મારે માથે લીધું !

જો કે આથી મી. ગાંધીને અને તેમના કુટુંબને એક સાથે એકાદશીઓ કરી લઇ ધર્મરાજાને ચોપડે તેનું પુણ્ય જમે કરાવવાનો અને તે પુણ્યનું વ્યાજ ખાવાનો અમૂલ્ય પ્રસંગ મળ્યો હતો તેમાં હું વિઘ્નરૂપ થઇ પડયો ખરો અને મી. ગાંધીએ તો મારા તે અપરાધને સારૂ મારી સાથે પંદર દિવસ સુધી મૌન ધારણ કર્યું અને ત્રણ દિવસનું તો તે પુત્રતુલ્ય તાળાંનું સૂતક પાળ્યું હતું છતાં તેમનાં બે નાનાં છોકરાંઓના અનેક આશીર્વાદ મેં મેળવ્યા હશે એમ તે નિર્દોષ ' ભુલકાં ' ઓના ચ્હેરાપરથી સ્પષ્ટ જણાતું હતું. મી. ગાંધી જ્યારે જીવરહિત થઇ ગયેલા પોતાના ( મૃત ) પુત્રને અનેકવાર ચુંબન લેતા જણાતા હતા ત્યારે આ બાળકોનાં નિર્દોષ હાસ્યમાં તે પ્રતિ કંઇક ઉપહાસાત્મક છાયા મને જરૂર જણાતી હતી; અને એ તદ્દન સ્વાભાવિકજ હતું, કારણ કે તેમને મને તો તેમનો એક શત્રુ નાશ પામ્યો હતો, જે પોતાના જીવનમાં તેમને દુઃખ રૂપ થઇ પડયો હતો !

બીજી એક વાર પણ મી. ગાંધીના નસીબમાં બીજા એક પુત્રનો વિયોગ પણ વિધાતાએ સરજ્યો હશે, કારણ કે ઉપલા બનાવની થોડાજ દિવસ પછી તેમને પોતાને હાથે એક કુંચી ખોવાઇ ગઇ ! મી. ગાંધી આગલા પુત્રના વિયોગ પછીથી એકને બદલે દરેક તાળાંને બબ્બે કુંચીઓ રાખતા અને મી૦ અને મીસીસ૦ બેઉ તે સરખે ભાગે વ્હેંચી લેતા. પણ મીસીસ પણ કંઇ ઓછાં સાવચેત નહોતાં—કુંચી ખોવાઇ જાય નહિ તેથી જે ચીજને તે કુંચીવાળું તાળું મારવાનું હોય તે ચીજમાંજ તે કુંચીનેસાચવી મેલતાં કે પહેલાંની માફક ખોવાઇ જાય નહિ ! આથી જ્યારે મી. ગાંધીએ પોતાની કુંચી ખોવાઇ જવાથી પેલી ' ડુપ્લીકેટ ' કુંચી પોતાનાં ધર્મપત્ની પાસે ગભરાતાં ગભરાતાં માગી ત્યારે થઉ કલેજે ધૈર્ય દેતાં મીસીસે ઉત્તર દીધો કેઃ—" અરે, ગભરાઓછો શું કરવા ? મેં મારી કુંચી કંઇ તમારી માફક ખોઇ નાંખી નથી—તે મેં જે પેટીને એ તાળું માર્યું છે તેમાંજ ખાસ સંભાળીને મેલી છે ! !

વાંચક ! આ વખતે મી. ગાંધીના મનની સ્થિતિ કેવી થઇ ગઇ હશે ? તેમને એક દુઃખ અને બીજું હસવું થતું હશે ! તમારા કોઇમાંથી ફોટોના શોખીન હોત અને ' કૅમેરા ' પાસે હોત તો જરૂર, આ વખતનો મી. ગાંધીનો ફોટો તમે પાડી લીધા વિના રહ્યા ન હોત ! આવી પરસ્પર વિરૂદ્ધ ગુણવાળી સ્થિતિને લીધેજ લોકોનું ઘણીવાર મૃત્યુ થાય છે અને પ્રાચીન

'જમાનાથી તેમ ચાલતું આવ્યું છે એમ તેમને દુર્યોધનની વાત યાદ આવવાથી લાગ્યું અને એવી બાબતનું પ્રાચીન ઐતિહાસિક દ્રષ્ટાંત મળવાથી તેમને કંઇક ધૈર્ય પણ આવ્યું !

મી. ગાંધી હવે પોતાના ખાસ ઉપયોગની સર્વે કુંચીઓ પોતાની પાસે રાખી મીસીસને માત્ર સાધારણ તાળાંઓનીજ કુંચીઓ આપતા, અને પોતે જાતે વાણીયાઓની વાડીમાં વાસણ સાફ કરનારા નડિયાદીઓની જાતિના શુદ્ર હોવા છતાં એ કુંચીઓના રક્ષણ સારૂ ખાસ 'શર્મા' બન્યા હતા—જનોઇ ધારણ કર્યું હતું ! એ દોરાની ખીંટીયેજ તે પોતાની સર્વે કુંચીઓ લટકાવતા !

પણ મીસીસ ગાંધી પાસે એવો કોઇ 'ટ્રેવેલીંગ' ખીલો ન હોવાથી તેમની પાસેની કુંચીઓ અવરનવર ખોવાયા કરતી અને સ્ત્રી જાતિને 'શર્માવા'નો અધિકાર શાસ્ત્રોએ આપ્યો છે કે નહિ તેની તે હમેશાં શોધમાં રહેતા; પરંતુ મી. ગાંધીએ તેમને તેવી સઘળી ચિંતામાંથી સત્વરજ મુક્ત કર્યાં—કુંચી સંબંધી કાંઇ પણ પ્રકારના વિધિ નિષેધ વિનાનાં તાળાં તેમણે તેમને આણી આપ્યાં. એ તાળાં એવાં તો સર્વોપકારી હતાં કે તેમને પોતાના કામથી ચળાવવાને કોઇપણ કુંચી, ખીલો કે સળી અસમર્થ થતું ! એટલુંજ નહિ પણ કદી કદી તો માત્ર એક આંચકોજ બસ થતો ! અમુકજ કુંચી આવશે તો હું મોકળે મને વર્તીશ એવું રામપત્નિવ્રત કે ઇર્ષા અથવા હઠ તેમનામાં બીલકુલ નહોતાં.

પણ તેમની આવી વસુધૈવ કુટુંબક વૃત્તિ જોઇ મી. ગાંધીના એક નોકરની દાઢ સળકી. હજાર પાંચસોનો 'ડલ્લો' લઇ તે 'ગચ્છંતિ' કરી ગયો ! આથી પોતાની સ્ત્રીને વધારે નીતિમાન તાળાં આપવાની મી. ગાંધીને પાછી ફરજ પડી, જો કે એ શ્રીમતિ 'દેવી' એ પોતાને કરેલાં નુકશાન બદલનો તેમનો રોષ થોડા અંશમાં પણ ઓછો થયો નહિ.

પણ એટલામાં બેઉને આનંદનો 'સમો' આવ્યો. મુંબઇના એક વિદ્વાન્ ગૃહસ્થે સ્ત્રીઓને ઉપવિત પહેરી ઉપનિષદ ભણવાનો અધિકાર શાસ્ત્રમાંથી કાઢી બતાવ્યો અને 'પ્રેક્ટીકલ' કામ કરી બતાવવા સૌથી પ્રથમ પોતાની સ્ત્રીનેજ યજ્ઞોપવિત સંસ્કાર કરાવ્યો. મી. ગાંધીને એ બાબતની ખબર પડવાથી તેમને એવો તો આનંદ થયો કે તુરતજ એક સંમતિ પ્રદર્શક 'અર્જન્ટ' તાર તેમણે તે ગૃહસ્થપર કર્યો અને પહેલાં મીસીસ જનોઇ લેવાના ( અસંત મોટી ઉમર વગેરેના બાધને લીધે ) બિન અધિકારી જણાયાથી તેમનો ત્યાગ કરી, બીજાં પરણી આવી તેમને એ ખુંટી—સંસ્કાર કરાવ્યો !

ત્રીજોરીને કયું તાળું મારવું એનો વિચાર ઘણા દિવસથી મી. ગાંધીના મનમાં ઘોળાયા કરતો હતો. પ્રથમ તેમણે 'સાક્ષર' તાળું મારી જોયું, પણ ત્રીજોરી અંધારામાં રાખવામાં આવેલી હોવાથી અક્ષરો ગોઠવતાં બહુ મુશ્કેલી પડતી. આથી મહાપ્રયાસે તેમણે ત્રીજોરી અજવાળામાં આણી મેલી. પણ આથી એક નવીજ મુશ્કેલી ઉભી થઇ—પાસે ઉભા રહેલાંને પણ અક્ષરજ્ઞાન થઇ જવા લાગ્યું અને સાક્ષરત્વપરનો, જામનગરી વૈદોની માફકનો, પોતાનો સનાતન નડીયાદી હક ઉડી જાય તે તેમને કોઇરીતે ઉચિત જણાયું નહિ. આથી ભણેલા ( પણ ગણેલા નહિ ) લોકોની માફકજ શિક્ષિત તાળાં પણ વ્યવહારમાં નિરૂપયોગી છે—તેના કરતાં તો અસર શત્રુ તાળાંજ સારાં—એવો પોતાનો અનુભવ જાહેર કરતાં આધુનિક શિક્ષણ

પર કટાક્ષ કરી, કંટાળી, આખરે તેમણે એક નવી જાતના નિરક્ષર તાળાંની તે સાક્ષર તાળાંને બદલે યોજના કરી.

આ જાતનું તાળું જરાક દબાવવાથી પોતાની મેળેજ બંધ થતું. માત્ર તેને ઉઘાડતી વખતેજ કુંચીની જરૂર પડતી. પણ મી. ગાંધી કંઇ નિવૃત્તિપરાયણ ગૃહસ્થ નહોતા. એક દિવસ અત્યંત હર્ષિત મુદ્રાથી આવી તેમણે મને કહ્યું: "અમારી પ્રાચીન આર્યભૂમિ, કે જેમાં રામ જેવા એક પત્નીવ્રતવાળા, ભીષ્મ જેવા નૈષ્ઠિક બ્રહ્મચારી, હનુમાન જેવા આજ્ઞાધારક, ભરત જેવા સહનશીલ અને ન્યાયી, લક્ષ્મણ જેવા બંધુપ્રેમી, ભીમ જેવા પરાક્રમી, અર્જુન જેવા બાણાવલી, ( આ પ્રાસ્તાવિક ઐતિહાસિક પુરાણ હજી કેટલુંક લંબાવશે તેની મારા મનમાં ચિંતા ઉત્પન્ન થવાથી 'આટલી ભૂમિકાજ બસ થશે, હવે મૂળ વિષયપર આવો,' એવી તેમને નમ્રતાપૂર્વક વિનંતિ કરી જે માન્ય કરતાં • તેમણે જણાવ્યું: ) વિગેરે વિગેરે થઇ ગયા છે, તેના પુત્રોમાં કલ્પનાશક્તિ નથી એવો ચારે તરફ હાલ પોકાર થઇ રહ્યો છે, પણ હું છાતી ઠોકીને જણાવીશ કે તે આરોપ કેવળ અસત્ય છે. અરે અમને અમારું પાણી બતાવવાની સંધિ મળતી નથી. સંધિ ! નહિ તો અમારામાં સેંકડો 'એડીસન' થઇ ગયા હોત." મી. ગાંધીમાં આટલું બધું દેશાભિમાન એકદમ ક્યાંથી ઉભરાઇ ગયું તેનું કારણ તેમને પૂછતાં પ્રથમ તેમણે અમારી પાસે કબૂલાત કરાવી લીધી કે અમારે તેમની બાહોશીની સ્તુતિ કરી તેમને બીલકુલ શરમાવવા નહિ. અમારી તરફથી એ પ્રમાણેનું અભયવચન મેળવી તેમણે એક લુહારની મદદથી પોતે તૈયાર કરેલું એક તાળું મને બતાવ્યું. તેમણે કહ્યું, "આ તાળાની કલ્પના મને મારી ત્રીજોરીના તાળાથી થઇ આવી. આ તાળાના ધર્મ હાલના મારા તે તાળાથી જેમ કેટલીક છત્રીઓમાં માત્ર ઉઘાડવાની અને કેટલીકમાં માત્ર બંધ થવાની ચાંપ હોયછે તેમ તદ્દન જ પ્રતિકૂળ છે. તે તાળાને માત્ર ઉઘાડવા કુંચી જોઇએ છે. આને માત્ર બંધ કરવા કુંચી જોઇએ છે. તે તાળું સ્હેજ દબાવતાં બંધ થાય છે, આ સ્હેજ આંચકો મારતાં ઉઘડે છે. હવેથી આ તાળું હું મારી ત્રીજોરીને મારી પેલું કાઢી નાખીશ. અરે, આપણા લોકોને ઉત્તેજન આપનારૂં કોઇ મળતું નથી, નહિ તો પાશ્ચાત્ય વિદ્વાનોએ વિમાન શોધી કાઢ્યાં ત્યાર પૂર્વે હિંદમાં ક્યારનુંયે વિમાન નીકળી ઉડવા લાગી ગયું હોત !"

પેલા લુહારે મી. ગાંધીની ત્રીજોરી '૧ તણીયાં ઝાટક' કરી નાંખવાની આ યુક્તિ શોધી કાઢી છે, એમ મને તેજ વખતે જણાયું અને થોડાજ વખતમાં અમે તેવા સમાચાર સાંભળ્યા. મેં મી. ગાંધીને બહુએ સમજાવ્યા હતા પણ તે દૃઢ નિશ્ચયી એકના બે ન થયા. ઉલટો તેમણે અમારા પ્રતિ કંઇક તિરસ્કાર બતાવતાં પાછો બ્રહ્મોપદેશ આપવા માંડયો કે, "આપણા લોકોમાં કોઇ પણ કલાને ઉત્તેજન નથી મળતું." ચોરી થતાં તો વધારે સંતાપી કહેવા લાગ્યા કે "અરે, આપણા ચોર લોકો પણ દેશદ્રોહી અને કલાને આશ્રય ન આપનારા હોય છે !"

હવે મી. ગાંધીએ પોતાની બાકી રહેલી સંપત્તિ સાચવવા ત્રીજોરીને ઘંટડી વાળું તાળું આપ્યું અને તે પોતાના 'બેડ-રૂમ' માં બેસાની અત્યંત ખુશીથી તે બડબડવા લાગ્યા. "હવે ચોર જરૂર પકડાશે. કમબખ્તને ખબર પણ નહિ પડે કે કુંચીનો પ્રયોગ શરૂ થતાંજ

ઘંટડી વાગવા-માંડશે અને તેથી ઘરનાં બધાં જાગી ઉઠતાં તુરત-થોડીક પ્રસાદી મળી " માર-ખાવડી ' નો રસ્તો જોવો પડશે ! એની ઉંઘ જો કે જરા પાકી છે.છતાં મારી તો છેક કાચી છે-એટલે સુધી કે ઉંઘમાં મને મારા ચોરવાનો સાદ પણ સ્પષ્ટ સંભળાય છે ! ઘંટ-ડીને પહેલેજ ઠેકે એકદમ ઉઠી ચોરને ગળે હું ચોંટયોજ સમજવો ! ". આ વિચાર મને પણ બહુ ગમ્યો.

જે દિવસે તે તાળાનું વાસ્તુ થવાનું હતું તેજ દિવસે રાત્રે મને ઘંટડીના નાદ સંભ-ળાયો અને જઇને જોઉં છું તો આશ્ચર્ય સાથે મને એ જણાયું કે એક ' સ્ટાંપ કલેકટર ' ને સ્ટાંપની એવી ઘેલછા લાગી ગઇ હતી કે ધીમે ધીમે તેનું ચક્કર ખસી નીચે ચાલી જઇ તે પોતેજ એકાદ સ્ટાંપ નીચે મેલી, તે પર બેશી, પોતેજ રાજા મનવવાની કોશીશ કરતો હતો તેમ પોતેજ પોતાને ચોર તરીકે ઓળખાવવાનો પ્રયત્ન કરતો હતો!

થોડાક દિવસ પછી અલીગઢ તથા દીલ્હી તરફનાં ' કટલરી ' ના ફેરીયાઓની એક ટોળી અમારા ગામમાં આવી. તાળાં, ચાકુ, છરી, વિગેરે અનેક ચીજો તેઓ વેચવા લાગ્યા હતા. તેમની પાસેનાં તાળાંઓનો મોટો ભાગ મી. ગાંધીએ લઇ જૂની પલટનને રજા આપી પાછી નવી પલ્ટન બેસાડી ! એજ શુમારમાં કર્મ ધર્મ સંયોગે સુરતના મર્હુમ આમલી વા-ળાની નાટક કંપની અમારા ગામમાં આવી અને સૌથી પ્રથમ ખેલ " સુભદ્રા હરણ ઉર્ફે ચૌર્યવિપાક " નો મેલ્યો જે જોવા આખું ગાંધી ' ફેમીલી ' નિર્ભય ચિત્તે ગયું. જતાં જતાં વળી અતિ માનપૂર્વક દૃષ્ટિથી પોતાનાં બધાં તાળાં તરફ જોઇ જાણે ચોરોને ચેલેંજ આપતા હોય નહિ તેમ મી. ગાંધી બોલ્યા; " ચોરોને કહીએ હવે આવી જાવ કેમ ચોરી કરો છો તે હવે હું પણ જોઉં છું; તમારા બાપ જન્મે પણ આવાં તરાહ તરાહનાં તાળાં તમે જોયાં નહિ હોય ! "

કમનસીબે તે વખતે નાટક અમુક વખતે ખલાસ થવોજ જોઇએ એવો નિર્બંધ નહોતો. તેમાંયે વળી શહેરની વાત અને ગામની વાત જૂદી અને પહેલો ખેલ તો હંમેશ પીટવાળાઓના ' વન્સમોર ' ને લીધે કલાક બે કલાક વધારે ચાલેજ. આથી ખેલ છેક મુંબઇ ચાર વાગે ખલાસ થયો. મી. ગાંધી ઘેર પોતાની હંમેશની ટેવ મુજબ જુએ છે તો બધાં તાળાં બરાબર દીધેલાં હોઇ માત્ર તેમાંનો માલજ ગેપ થએલો ! તપાસ કરતાં પેલા અલીગઢના તથા દીલ્હીના વેપારીઓ (?) પલાયન કરી ગયેલા જણાયા ! બિચારા ગાંધીને પોતાનાં તાળાં વેચી પોતાની પાસેની તે તાળાંઓની કુંચીનો ઉપયોગ કરી, એ કાબીલ શાહુકારો તેના માલ ' છુ ' કરી ગયા ! સુદૈવ પતિની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને પણ મી. ગાંધીનાં નવાં અને માનીતાં પત્ની પોતાનાં બધો દાગીનો પહેરી નાટક જોવા ગયેલાં હોવાથી તે બધો દાગીનો સહીસલામત રહેવા પામ્યો.

ખરી નસીબદાર મી. ગાંધીની નવી ! તેણે બારેમાસ અને ચોવીસ કલાક બધા દાગીના પહેરાવા માંડયા અને મી. ગાંધીએ એકવાર તેનો પ્રતિકાર કરવા પ્રયત્ન કર્યો ત્યારે ચોખ્ખું પકડાવી દીધું કે: " તે દહાડે પણ તમે એમજ કહેતા હતા. પણ મારા દાગીના પહેરવાની હોંસ અને હઠને લીધેજ આટલું બચવા પામ્યું છે; બાકી તમારાં "અનેક" અને "તરાહ

તરાહનાં " તાળાંઓએ તો કેટલો બચાવ કર્યો તે જણાઇજ આવ્યું ! " ગાંધી બિચારો શું બોલે ? તેમને મોઢે 'ઑટોમૅટીક '—વિના કુંચીએ, પોતાની મેળેજ, બંધ થતું તથા ઉઘડતું—તાળું મરાયું !

વાંચક ! અગાઉ જણાવ્યા મુજબ આ લેખનું બીજ મરાઠી 'વિવિધ જ્ઞાન વિસ્તાર' નામના માસિકના ઇ. સ. ૧૯૦૩ના જાનેવારીના અંકમાંથી લેવામાં આવ્યું છે. તેને ઇ. સ. ૧૯૧૪નો બનાવી તેમાં અર્ધા ઉપરાંત નવું ઉમેરણ કરી, યથાર્થ મીઠું મસાલો ભભરાવી, આપની સમક્ષ મેલ્યું છે. ભાવે તો જડ તાળા કુંચીમાં મેલવા કરતાં ખાઇજ જજો !

---

## નવલકથાઓનું સાહિત્ય.

ગુજરાતી નવલકથાના સાહિત્ય પર દ્રષ્ટિ કરતાં ગુજરાતી નવલકથાકારોની અફલંદુપતા આપણું પ્રથમ લક્ષ ખેંચે છે. પ્રસિધ્ધ અંગ્રેજી નવલકથાકારો એવા થોડાજ હશે કે જેઓએ એકજ નવલકથા લખીને ઇતિ કર્યું હશે. તેઓ તો યુવાન પત્ની દર વર્ષે કે બે વર્ષે પુત્રને જન્મ આપે છે તેમ ઠેઠ વૃદ્ધ થતાં સુધી ઉપરાછાપરી નવી નવી નવલકથાઓને જન્મ આપતાજ જાય છે. આપણા ગુજરાતી નવલકથાકારો તો એક પણ નવલકથા આખી પણ તે લાંબી હોય છે તો સામટી આખી પ્રગટ કરી શક્તા નથી. અને ૨, ૪ કે ૮ ભાગમાં અનેક વર્ષોને આંતરે પ્રગટ કરે છે. તેઓમાં લખવાની ઝડપ નથી કે ઝડપ વિચાર ઉતરતા નથી કે ઝડપ લખવાનું ઉત્તેજન નથી કે અભ્યાસ કે આવડત નથી, એ પ્રશ્નો સ્વાભાવિક ઉદ્ભવે છે. ઘણુંખરૂં ઘણાખરાં કારણો કમનસીબ ગુજરાતી નવલકથાકારને સતાવે છે. પરંતુ એ સઘળાં ગૌણ કારણ છે. તેમના નાના જથા ( output ) નું મુખ્ય કારણ તેઓનો લખવાનો કાંઇ ધંધો ન હોવાનું છે. ગુજરાતમાં ઉદરનિર્વાહનું સાધન સાહિત્ય નથી. ભાષાંતર કે વર્તમાનપત્રોના લેખોને ભલે કેટલાકોએ ઉદર નિર્વાહનું સાધન બનાવ્યું હોય પરંતુ સ્વતંત્ર અને અસલી પુસ્તકોના લેખકો માટે તો તે સાધન છે જ નહીં. તેથી વિરુદ્ધ, ઈંગ્લેંડમાં અને સમસ્ત પશ્ચિમમાં વિદ્વાન લેખક શહેરમાં નહીં તો ગામડામાં સુખપૂર્વક નિર્વાહ કરી શકે એટલું સાહિત્ય સેવાથી કમાવાની આશા રાખી શકે છે; બલ્કે પ્રસિદ્ધ લેખકો તો તેથી સારી પુંજી પણ મેળવવાની આશા રાખી શકે છે. તેમના ગ્રંથની હસ્તલિખિત પ્રતિના જ મોં માગ્યા દામ પબ્લીશરો આપનાર છે—અહીંના પબ્લીશરો તે બહુ તો " કમીશન " થી વેચવાજ રાખવા તૈયાર હોય છે ! અને આ સઘળું પુસ્તક ખરીદનાર બ્હોળી પ્રજા હોવાથીજ થઇ શકે છે. પરંતુ જ્યારે બ્હોળી વાચક પ્રજા ઈંગ્લેંડમાં ન હોતી ( તેને તો ૧૫૦ વર્ષજ થયાં છે ) ત્યારે પણ લેખથી કમાનારા લેખકોની સારી સંખ્યા હતી. કમાતા

નહોતા તો પણ એજ ધંધામાં પચ્યા રહેતા. કાવાખાનામાં મળતા, કાતરીયાંમાં સૂતા અને કેસમાં પકડાતા તો પણ એજ ઉદ્યમ કરતા ! ડૉ. જૉન્સન, ડૉ. ગોલ્ડસ્મીથ, તથા એમના એવાજ ભૂખડીબારસ મિત્રોનાં દારિદ્રયનું મેકૉલેએ તેમના જીવન ચરિત્રોમાં આપેલું ચિત્ર ખચિત તેમને દયા ઉપજાવનારૂં પરંતુ આપણે માટે બોધ આપનારૂં છે. એજ લોકોએ દુઃખમાં દહાડા કહાડી, ઉત્તમ સાહિત્ય ઉત્પન્ન કરીને, વાંચનની અપ્રેમી પ્રજાને વાંચનની પ્રેમી કરી છે. તેમનાજ રક્તનાં પોષણથી બીજ અંકુરિત થઇને હવે વૃક્ષ પુષ્ટ થવાના દિવસ આવ્યા છે. જ્યાંસુધી સારા લેખકો સાહિત્યની સેવામાં સર્વસ્વ અર્પણ કરશે નહીં અને પ્રજા ઉપર ગ્રંથોનો વર્ષા વર્ષાવશે નહીં ત્યાં સુધી તે પલળવી મુશકેલ છે ! જો લેખકો પોતાના વિષયનું સંપૂર્ણ અધ્યયન કરે, સંસ્કારી ભાષામાં પ્રવીણતા પ્રાપ્ત કરે અને બાદ નોકરી શોધવાની દોડાદોડી કરવાને બદલે સાહિત્યમાં પડે અને પુષ્કળ લખે છપાવે તોજ ઉત્કર્ષ થવાનો સંભવ છે. બધાજ કાંઇ શ્રીમંત થશે નહીં. કેટલાકના ગ્રંથો નિર્માલ્ય પણ માલમ પડશે, તેમજ વીક્ટર હ્યુગોની પેઠે બધાજ ગ્રંથો સર્વોત્તમ નીવડવાના પ્રસંગ તો કોઇક વિરલનેજ પ્રાપ્ત થશે—પરંતુ જો દરેક અનેક લખશે તો તેમાંના એકાદ બે તો જરૂર પ્રજાપ્રિય થઇ પડવાનો સંભવ છે. વૉલ્ટેરની માફક બધાના પાસા સવળા પડશે નહીં; પરંતુ જો અનેક ગ્રંથો બહાર પાડવામાં આવે તો વિવિધતા વધવાથી અવશ્ય વાંચનનો રસ જાગૃત થયા વિના રહે નહીં. અનેક પુસ્તકોની હસ્તીજ તેની સર્વોતમ જાહેરખબર છે. જો લેખકો ગ્રંથમાં નવીનતા અને વિશેષતા આણવાનું કરે અને એવાજ ગ્રંથો પ્રગટ કરવાની દરકાર કરે તો અવશ્ય, પ્રજાની ગમે તેવી અરૂચિ છતાં તેમનો વાંચનનો મંદ જઠરાગ્નિ પ્રદીપ્ત થશેજ. હાલ તો બધાજ પ્રેમ સંબંધીજ નવલકથા લખે છે ! બીજો વિષય સુઝતોજ નથી. વિલાયતમાં પણ એ પ્રધાન છે, પરંતુ વસ્તુના વિષયોની વિવિધતા પણ છે. સ્કૉટે મધ્યકાલીન ઇતિહાસ સંબંધી, ડીકન્સે મધ્યમથી કાંઇક કનિષ્ટ વર્ગોની રૂચિ અરૂચિઓ સંબંધીજ વસ્તુ પોતાની નવલકથામાં લીધાં છે. જીવંત નવલકથાકારોમાં મીસ મૅરી કૉરેલીએ નીતિ તથા ધર્મશુદ્ધિ સંબંધી, એચ. જી. વેલ્સે, સાયેન્સના ભાવિસામ્રાજ્ય સંબંધી, અને તેજ પ્રમાણે ટૉમસ હાર્ડી આદિ નવલકથાકારોએ જે વિષયમાં પોતાનું મગજ સૌથી સુગમ રીતે ચાલ્યું છે તેજ વિષયને નવલકથામાં પ્રધાનતા આપી છે. ગુજરાતી ભાષામાં એવી સ્વતંત્ર કલ્પિત નવલકથાઓનો અભાવ હોવાનું એક બીજું મુખ્ય કારણ એ છે કે, ગુજરાતીઓનાં જીવનમાંજ નવલકથાનાં તત્વનો અભાવ છે ! તેઓ પ્રેમ સંબંધી લખે છે તે પણ અંગ્રેજી નવલકથાઓના અર્થાત્ યુરોપીય પ્રજાનાં જીવનનોજ વિષય છે. આર્ય સંસારમાં લગ્નપુર્વે અને પછી પણ, પાશ્ચાત્યો પેઠે-પ્રેમ કરવાની પરિપાટીજ કયાં છે ? સાર્વજનિક બાલલગ્નની ભૂમીમાં તે સારૂ અવકાશજ કયાં છે ? યુવા લગ્ન અને સ્વયંવરના ઉષ્ણ કટીબંધનીજ ભૂમીમાં ઉગતું એ આમ્રફલ છે. ગુજરાતી કે હીંદુ સંસારી નવલકથાઓમાં સ્ત્રી પુરૂષનાં સંવનન, પ્રેમ રસપાન સંબંધી જે ઘટનાઓ યોજેલી હોય છે તે વૃદ્ધ અને પ્રચંડ પરદેશી દેવદાર વૃક્ષને સમૂલ ઉખેડીને અહીં દાટેલા જેવીજ કૃત્રિમ લાગે છે. સરસ્વતીચંદ્રના કુમુદ પ્રત્યેના પ્રેમની કથા, સ્વ. રા. ગોવર્દ્ધનરામે જેવા કુશલ કથાકારને હાથે પણ કાંઇક કૃત્રિમતા, અને તાણનો ભાસ સર્વથા ગુપ્ત રાખી શકતી નથી તો અલ્પતર લેખકોની શી અવસ્થા થાય તે કળી શકાય છે. હીંદુઓની ભાવનાજ નવલકથાની રચના વિરૂદ્ધ છે ! એકરસ, સર્વસામાન્ય જીવન એજ તેમનો

આદર્શ છે. લોકાચાર જેમનો પરમધર્મ છે તેઓનાં જીવનમાં કાંઇક પણ વિશેષ, વિલક્ષણું કે ચમત્કારિક હોવાનો સંભવ નથી. અને નવલકથાનાં આત્મા તથા શરીરનાં તો તેજ પ્રાણુપાન ઉદાન આદિ વાયુઓ છે. વ્યક્તિનાં જીવનની વિશેષતા તથા વિચિત્રતાથીજ પ્રેરાઇને, નવલકથાના વસ્તુની ઘટના નવલકથાકારને સુઝે છે. જે જે જીવંત માણસોનાં જીવન ચરિત્રપરથી ડીકન્સ વગેરે નવલકથાકારોએ જુદી જુદી નવલકથાના વસ્તુ લીધા તે માણસોનાં નામ સુદ્ધાં અંગ્રેજી સાહિત્યમાં જણાયેલાં છે. નવલકથાનો ' હીરો ' ( નાયક ) જો ગુજરાતમાં કે હીંદુસ્તાનમાં જ ' હીરો ' ન હોય તો ક્યાંથી આવે ? કુવામાં પાણી હોવા વગર હવાડામાં ક્યાંથી આવે ? ખાસ કરીને ગુજરાતના વતનીઓના જીવનમાં ગરમ ઉન કે ચળકતા રેશમ જેવું બહુ આછું છે. નહીં માત્ર પોચુંપચાક રૂ છે. વ્યકિતનાં જીવનમાં ભિન્નભિન્નતા, સવિશેષતાની છાયા પડતી નથી.તેથી તેમના સંસારનો ફોટો નવલકથાના કેમેરામાં પડતો નથી. આત્મ પરતંત્ર પ્રજામાં નવલકથા માટે સ્થાન નથી. નવલકથા એ અસલ ( ઓરીજીનલ ) સમાજની ચિત્રમય નકલ છે. પણ અસલ સમાજમાંજ દમ નહીં હોય તો ચિત્રમાં આવવાનો સંભવ બહુ થોડો છે. કુશલ લેખક દમ વિનાની બાબતોને પણ મહત્તા આપી શકે છે, અને નિર્માલ્ય વસ્તુમાંથી પણ સત્વ કહાડી શકે છે. પણ રૂદન ઉપર પણ હાસ્યકારક લેખ લખવા જેવું પરાક્રમ તે છે. તેવી શક્તિનો અંત બહુ વહેલો આવી જાય છે.

નવલકથાનું ગુર્જર સાહિત્ય અલ્પ અને તે અલ્પ પણ નિર્જીવ હોવાનું એક બીજું કારણ ગુજરાતીઓ હીંદુ મુસલમાન તથા પારસી એવી ત્રણ જાતોમાં વહેંચાઇ જવાનું છે. પારસીઓએ નવલકથાના સાહિત્યમાં, ત્રાજવામાં તોળીએ તો તો ઘણો સંગીન હિસ્સો આપ્યો છે પરંતુ તેઓએ પ્રજા જીવનને ઉન્નત કરે એવું સાહિત્ય તો બહુજ અલ્પ લખ્યું છે. શુદ્ધ ગુજરાતી લખવાની તેમનામાંના ઘણાખરાની અસમર્થતા ક્ષમા કરવા યોગ્ય છે. નવલકથાકાર તરીકે તેઓ ફતેહમંદ ન થવાનું કારણ શુદ્ધ ગુજરાતી ભાષાનું અજ્ઞાન ઘણા ધારે છે તે સાથે હમે મળતા થતા નથી. ખરૂં કારણ તેઓ હજી અર્ધપરદેશી હોવાનું છે. આ દેશનાં જે પ્રાચીન સાહિત્ય, પ્રાચીન ઇતિહાસ, તથા ધર્મ અને આચાર વિચારને પરિણામે હીંદની મૂળ અને મુખ્ય એવી હીંદુ પ્રજાની વ્યક્તિ માત્રનું વર્તન તથા સમષ્ટિનું જીવન ઘડાયું છે તેનો કશાના અભ્યાસનો લેપ તેમને નથી. મી. ખબરદાર જેવા જે બહુ થોડાને તે તત્વોનો અભ્યાસ છે તેઓ છાપ પડે એવું ગુજરાતી સાહિત્ય ઉત્પન્ન કરી શક્યા છે. ઘણા પારસી લેખકોને હીંદુ જ્ઞાતિઓ કેટલી અને કઇ છે તેનો પણ પૂરો ખ્યાલ નથી ! તેઓ હીંદુ સમાજનું ચિત્ર આલેખનારી સારી નવલકથા લખી શકે એ સંભવિત નથી. માનભાવે કે વૈરભાવે પણ હીંદુ સમાજની ખુબીઓ કે ખાંપણોનો તેમને ઉંડો અભ્યાસજ નથી. જેમ વધારે જ્ઞાની તેમ હીંદુ સમાજ વિષે ઉલટા વધારે અજ્ઞાન. અને હીંદુસ્તાનમાં સર્વત્ર તો હીંદુ સમાજ જ છે. મુસલમાન સમાજ પણ છે પરંતુ તેનો અભ્યાસ તો પારસીઓને તેમજ હીંદુઓને બહુજ અલ્પ છે, અને તેઓ સ્થાનિક સાહિત્યમાં બહુ હિત લેતા પણ નથી." " પાન-ઇસ્લામ " ની લાગણીથી તેમને આ દેશનું સંધું જરા અકારૂં લાગવા માંડ્યું છે. તાત્પર્ય કે ગુજરાતી સાહિત્ય ઉન્નતિમાં હિત લેનાર તો ગુજરાતના હીંદુઓજ છે. દક્ષિણુની

સમસ્ત પ્રજા આર્યત્વાભિમાની છે. તે ભાષાનો પ્રયોગ કરનારી પ્રજા પણ ગુજરાતીથી ભ્રમણી ત્રમણી છે. તેમજ દ્રવ્ય, ઉદ્યોગ તથા ખેતીને અભાવે, તેઓને સાહિત્યનેજ પોતાનું દ્રવ્ય, વ્યાપારોદ્યોગ, તથા તેનીજ ખેતી-ખીલવણીનો વિષય કરવાનો સહજ પ્રસંગ થયો છે. ગુજરાતના કેળવાયલા વર્ગોમાંના થોડાકજ મુખ્ય ધંધા તરીકે લેખકનું કામ કરતા હશે. આપણા ઘણા પ્રસિદ્ધ સાક્ષરો જે થોડુંક લખીને સાક્ષર પંક્તિમાં અંકિત થયા છે તેઓ માત્ર "એમેચ્યુર" લેખકો છે. નિયમિત રીતે ૫-૭ કલાક લખનારા અને નિરંતર વિદ્યાભ્યાસ કરનારા સાક્ષરો ગુજરાતમાં છેજ નહીં એમ કહીએ તો ચાલે. દક્ષિણીઓમાં એવા કુંડીબંધ સાક્ષરો છે કે જેઓનો એજ ઉદ્યમ છે, હરિનારાયણ આપ્ટે. તિલક, ખાડીલકર, કેલ્કર, પાંજપે આદિ ઉદાહરણો છે. અહીં માત્ર નરસિંહરાવભાઈ વાનપ્રસ્થ થઇને સાહિત્યની નિરંતર સેવા કરે છે, પરંતુ તેઓના ઉદ્યમની સમાપ્તિ પણ 'વસંત' ચર્ચાપત્રો તથા અમુક શબ્દોની વ્યુત્પત્તિની શુષ્ક તકરારો અને છુટક કવિતાઓથી થઇ જાય છે. ગુજરાતમાં રવીન્દ્રનાથ તો શું પણ હરિનારાયણ આપ્ટે પણ એક નથી-તેમજ માસિકના તંત્રીઓમાં મહાવીરપ્રસાદ દ્વિવેદી પણ કોઇ નથી. તેમને ન્યાય આપવા કહેવું જોઇએ કે એ પરિસ્થિતિમાં તેઓ હોવા માટેનો દોષ પ્રજાને શિર છે. ઉત્તમ લેખ કે પુસ્તકની ગુજરાતી પ્રજાને કદર નથી તેથી તેમને બીજા ઉદ્યમ પર પરતંત્ર રહેવા વિના છૂટકો નથી. ગુજરાતના ગ્રેજ્યુએટોની નહીં ખપતાં પુસ્તકો લખી અથવા પાંચ પચ્ચીસ કમાઇને આમટી ભાત પર ગુજારો કરી શકે એવી ઘાટમાં ઘડાયલી ઘટ તેમની પ્રકૃતિ નથી એ તેમનો નહીં પણ ગુજરાતની કુદરતનો કસુર છે. વળી ગુજરાતી નિરક્ષર તેમજ સાક્ષર (કેળવાયલાના અર્થમાં) વર્ગોમાં દક્ષિણ બધુંઓ જેટલી કામ કરવાની શારીરિક શક્તિ ( energy ) જ નથી. દક્ષિણી વિદ્વાનો તેમના અવિદ્વાન્ બધુંઓ જેટલા પત્થર ઉંચકવામાં તેટલાજ વાંચવા લખવામાં ગુજરાતીઓ કરતાં બહુ વધારે બલિષ્ટ છે. દ્રવ્યહીનતાથી ઉત્પન્ન થયલા તેમના સાદાઇના સદ્ગુણે સાહિત્ય સેવાના માર્ગને સરલતર કર્યો છે. ઘણાને આશ્ચર્ય થશે પરંતુ દક્ષિણીઓ સાહિત્યમાં આપણા કરતાં બહુ આગળ વધેલા હોવાનું એક મુખ્ય કારણ દક્ષિણના પહાડો છે ! તેણે તેમનાં શરીર વજ્ર કર્યાં છે અને નરમ જમીનની ગેરહાજરીમાં મનની ( સાહિત્ય દ્વારા ) ખેતી કરવાની તેમને જરૂર પડી છે ! દક્ષિણી કેળવાયલા વર્ગનાં કમાવાના સાધનો ગુજરાતીઓ જેટલાં પુષ્કળ નહીં હોવાથી, સાહિત્યને પણ કમાવાનું સાધન તેમને કરવું પડયું છે. કુદરતી ફલદ્રૂપ જમીનને અભાવે એ રેતાળ પડતલ જમીનને વાવેતરમાં લેવાની તેમને જરૂર પડી છે. ગુજરાતી માસિકોમાં મરાઠી માસિકોના લેખોના ભાષાંતરો પુષ્કળ આવે છે, અને મરાઠીઓ કદાપિ ગુજરાતી લેખોનું ભાષાંતર કરતા નથી તેજ મરાઠી માસિકો તથા લેખકોની શ્રેષ્ઠતા પુરવાર કરી આપે છે.

જ્યાં સુધી ગુજરાતી સાહિત્ય પર લક્ષ આપનારા ઓછાવત્તા ભાંઘ સાજા ચાલતા એમચ્યુરો રહેશે ત્યાં સુધી તેની પ્રગતિ બહુજ મંદ પડે થશે.

ઉદ્યમ રૂપે અહોરાત્ર મંડયો રહેનાર એક વિદ્વાન્, બધા કામથી પરવારીને રવિવારે બપોરે ઉંઘીને એક કલાક લખનારા એવા 'એમેચ્યુર' હજાર સાક્ષર બરોબર છે. ઉદ્યોગ તરીકે લખનારા પુષ્કળ લખે છે તેથી તેમનાં લખાણનો ઘણો મોટો ભાગ વારંવાર ઘણો ઓછો સંગીન હોય છે એ ખરૂં છે પરંતુ તેમનાં તીર ઘણાં છુટવાથી કેટલાંક આબાદ વીંધેજ છે.

અનેક પુત્રો હોય તો એકાદ પણ પિતાનું નામ રાખે છે. અલબત્ત, જેઓ અસલ, નવીન તથા સારૂં લખવાનો પ્રયત્ન પણ કરતા નથી, કચરાથી વધારે કીમતી માલ બનાવવા ચહાતાજ નથી, પણ કેવળ પડતલ કરતાં વધારે કીમ્મતે વેચીને માત્ર નફો કરવા ચહાય છે, કીર્તિ કે સાહિત્ય-સેવાનો લોભજ રાખતા નથી એવા લેખકોની હમે ગણના કરતા નથી. તેઓ લખવાનો સતત્ ઉદ્યમ કરે તે કરતાં ખેતી કે નોકરી કરી એ ઇષ્ટતર છે. પરંતુ જેઓ વિદ્વાન છે, સાહિત્યના પરંભક્ત તરીકેજ કીર્તિ સંપાદન કરવા ચહાય છે અને તે ઇચ્છાની તીવ્રતા કરતાં ધનપ્રાપ્તિની ઇચ્છા તેમને,કાંઇક પણ એથી તીવ્ર છે તેમનેજ હમે, અન્ય પુરૂષાર્થો માંડી વાળીને સાહિત્યને પોતાનો અહોરાત્રનો ઉદ્યમ બનાવવા વિનતિ કરીએ છીએ.ગુજરાતમાં વાંચવાનો શોખ એટલો અલ્પ છે કે ગુજરાતી સાક્ષરો જો તેમને વિશ્વાસે ભૂસ્કો મારે તો આગલા ધંધાનું રાજીનામું આપવા સારૂ પશ્ચાત્તાપજ કરવો પડે એમ છે. તેથી તેમને અધિક આગ્રહ કરવાનો આપણને અધિકાર નથી. પરંતુ ગુજરાતમાં તેને સદ્‌ભાગ્યે ગર્ભશ્રીમંત વર્ગ મોટો છે. જો ગુજરાતનું ધન હવે દક્ષિણીઓ પાસે હોય તો તેઓ ચમત્કારો કરી શકે. ગુજરાતના ગર્ભશ્રીમંતો બધાજ એકદમ જુના વિચારના, કેવલ હવેલીમાં દર્શન કરનારા નથી. એક મોટો ભાગ એવો પણ છે કે જે સંસ્કારી છે, કેળવાયલો છે, સાહિત્યની રૂચિવાળો છે, અને વળી યુવાવસ્થા ભોગવતો છે. બાપદાદેથી ઉતરી આવેલા, મ્હેતામુનીમ માત્રથી ચાલતા જામેલા વેપારના ગંજાવર નફાના અથવા તો મોટી જાગીરો અથવા મકાનોનાં ઘેર બેઠાં ચાલ્યાં આવતાં ભાડાં, તથા વ્યાજના તેઓ અધિપતિ અને ભોક્તા છે. ગુજરાતમાં એવા ભાગ્યવાનોની સંખ્યા સેંકડોની નહીં પણ હજારોની છે. જો સાહિત્યનો ઉત્કર્ષ કોઇ કરી શકે તો તેઓજ છે ! ઇંગ્લેંડમાં બકલ, રસ્કીન, લૉર્ડ આવબરી વગેરે જેવા મહાલેખકો ગર્ભશ્રીમંત હતા. તેવાની ગુજરાતમાં અતિ વધુ જરૂર છે. તેમાંની ઘણી વ્યક્તિ સંસ્કારી હોઇ, જ્ઞાની છે. પરંતુ કમનસીબે એઓ વિશલવાંચનનો લાભ પ્રજાને આપવો એ અયોગ્ય સમજી બેઠા છે. ઘણા વેદાંતના શુષ્કવાદ ઉપર અથવા શબ્દોની તકરાર ઉપર ઉતરી પડયા છે. બીજાઓ માત્ર નવરા બેઠા વાંચીને આળોટયા કરે છે. તેઓને વાંચવાથી આનંદ મળે છે એ આનંદની વાત છે. પરંતુ તેઓએ આગળ વધીને, વંચાવીને પણ આનંદ મેળવતાં શીખવું જોઇએ. પુષ્કળ વાંચન એ વાંચન તથા તેને પરિણામે સ્ફુરણ થતા વિચારો તથા જાતિ અવલોકન તથા અનુભવ એ સઘળાનું મિશ્રણ કરીને, તે જગત્ સમક્ષ નવીન રૂપમાં મૂકવામાંજ એ સઘળાનું સાર્થક્ય છે. તેઓએ કમાવા સારૂ નહીં–કારણકે તે તો ગુજરાતમાં કમમાં કમ આવતા પચાસ વર્ષ પર્યંત લગભગ અશક્ય છે–પણ આનંદ આપવાનો પારમાર્થિક આનંદ મેળવવા સારૂ, નવલકથા, નાટક, ઇતિહાસ, સમાજશાસ્ત્ર, સંસાર સુધારણા, ઇત્યાદિ મન ગમતા વિષયો ઉપર નાનાં તેમજ મોટાં લખાણો લખવાં જોઇએ. ગુજરાતીઓ લડાઇમાં જવા નાલાયક છે તો શું કલમ ચલાવવા પણ નાલાયક ઠરશે? બંગાળીઓ પેઠે શૂરવીર પ્રજા નહીં હોવામાં ગુજરાતીઓ સરખા છે પરંતુ એ ન્યૂનતાનો ખંગ જેમ બંગપ્રજાએ વિદ્યાસાગર, બંકીમ, રવીન્દ્ર આદિ કુડીબંધ મહાલેખકો ઉત્પન્ન કરીને વાળી આપ્યો છે તેમ ગુજરાતી પ્રજાએ પણ વાળી આપવો જોઇએ. જો કોઇ પણ સાહિત્યના વિષયમાં સૌથી વહેલી ફત્તેહ લેખકોને મળશે તો તે નવલકથાનો વિષય છે. નવલકથા ઉપરજ પ્રજાને સૌથી વિશેષ પ્રેમ

4

છે. અને સારી નવલકથા અવશ્ય પ્રેમે વંચાશે. એટલુંજ નહીં પણ ગુજરાતીઓનાં જીવનપટ ઉપર લાભદાયી છાપ પણ પાડી શકશે. માટે હમે જે ગુજરાતી વિદ્વાન વર્ગને ઉદરનિર્વાહની ચિંતા નથી, જેઓ પેન્શન લઇને વાનપ્રસ્થ થાય છે તેમને, ખાલી વાંચવાનું અને કચ્છના રણમાં હળ ચલાવવા જેવી શુષ્ક અને નકામી, શબ્દો તથા જોડણીની તકરારો છોડી દઇને, જે ઉપયોગી વિષયો સમસ્ત સમાજને લાભદાયી તથા આનંદદાયક છે તે પર પોતાની કલમના પ્રભાવથી પ્રકાશ પાડવા હૃદયથી વિનંતિ કરીએ છીએ. હાલમાં ઘણાક સાક્ષરો સાહિત્યની બાધારૂપ ચામડી સાફ કરવામાં પોતાને પ્રાપ્ત અવકાશ તથા વિદ્યાનો ઉપયોગ કરે છે. પરંતુ નિર્બલ શરીરની રક્ષા તથા પુષ્ટિની પ્રથમ વિશેષ જરૂર છે. હાલ તો દુર્બલ શરીર છે, તેમાં વળી ચામડી સાફ કરતાં ઉલ્ટી છોલાઇ જવા જેવું થાય છે.ઉત્તમ અને પ્રજાપ્રિય પુસ્તકોની ભાષા તથા જોડણીજ શિષ્ટ તથા માન્ય થશે.અને તેવાં પુસ્તકો ઉત્પન્ન કરવાથી એ પ્રશ્નોનું એની મેળે નિરાકરણ થઇ જશે. ચામડીની સફાઇ રંદા મારવાથી નથી આવવાની.શરીરમાં માંસ તથા લોહીનો પુષ્કળ સંચાર થયે અંદરથી એની મેળે ચામડીપર તેજ તથા સફાઇ સ્ફુરિત થશે.થોડા વધુ સરસ્વતીચંદ્રો,નર્મગદ્યો,કરણઘેલાઓ, રાઇના પર્વતો ઉત્પન્ન કરો અને ભાષાની શુદ્ધિ-અશુદ્ધિ, જોડણી વગેરે સાહિત્યમાં માત્ર ઉપલકની અગત્ય ધરાવનારા પ્રશ્નોનો એકમતના પ્રચારથીજ અંત આવી જશે. હાલ તો થોડાં કરતાં ઘણુંક વધારે વંસાવાય છે. નવલકથા શિવાયનાં સાહિત્યને પણ હમારી ઉક્ત ટીકા અનુકુલ છે. પરંતુ નવલકથાની પ્રગતિના સંબંધમાં તે ખાસ લાગુ પડે છે. નવલકથા સંબંધી ચાલેલી ચર્ચા તથા આ છૂટાછવાયા થોડા વિચારો જો લેખકોને ઉચ્ચ પંક્તિની નવલકથા આદિ ગ્રંથો લખવા કાંઇક ઉત્સાહવાન્ કરે તો આ સંબંધી સમસ્ત ચર્ચાનું સાર્થક્ય થયલું આપણે માનીશું.

---

## અમેરીકન વર્તમાન પત્રોમાં આવતી અદ્ભુત શોધ ઈ. ની ખબરોની કપોલકલ્પિતતાનું એક નમૂનેદાર ઉદાહરણ.

(અમેરીકન વર્તમાનપત્રોમાં અદ્ભુત શોધો કરવાનું, અદ્ભુત શક્તિઓ અમુક વ્યક્તિઓ ધરાવતા હોવાનું, અલૌકિક આધ્યાત્મિક બલની કુંચીઓ શોધી કાઢવાનું, અને એવાંજ બીજાં ચિત્ર વિચિત્ર કથનો વારંવાર જોવામાં આવે છે. અહીંના શ્રદ્ધાળુઓ તે સત્ય માની લે છે અને પછી તે પર પોતાનું ભાષ્ય અને ટીકા ચલાવે છે તથા ભાષાંતરો પણ વારંવાર આપે છે.પરંતુ એવી ખબરો વારંવાર કેવળ મનોધડિત,અસત્ય અને ધૂર્તતાના વ્યાપારનીજ એક વાની હોય છે તે અમેરીકાની કોર્ટમાં ચાલેલા એક મુકદમા ઉપરથી જણાશે.તેનો સાર હમે હેઠળ આપીએ છીએ. આ લેખ એક વિચક્ષણ બૅરીસ્ટરના હાથમાં, ઉલટ-પાલટ તપાસ, વાત ગમે તેવી ગુપ્ત રાખવા ઇચ્છનારને પણ તેની ગુપ્ત વાતનું વમન કરાવનારી રામબાણ માત્રા થઇ પડે છે તે પણ બતાવી આપે છે).

## અમેરીકન રીપોર્ટરે હોસ્પીટલની એક નર્સ ઉપર દુષ્ટતાથી દર્દીને ગુંગળાવવાનો મેલેલો વીગતવાર આરોપ !

" ન્યુ યોર્ક વર્લ્ડ " નામક પ્રખ્યાત અમેરીકન દૈનિકનો તા. ૧૫મી ડીસેંબર ૧૯૦૦ નો અંક વાંચીને લોકોમાં હોહાકાર થઇ રહ્યો. તે હોહાકારનું કારણુ તે પત્રમાં, અમેરીકન વર્તમાનપત્રના રીપોર્ટર મી. થોમસ મીનોકની સહીથી આવેલો એક લેખ હતો. ન્યુ યોર્કની બેલેવ્યુ હોસ્પીટલના દીવાના વિભાગમાં હીલીયાર્ડ નામના એક ફ્રેંચમેનને ગુંગળાવીને ત્યાંની નર્સોએ પ્રાણુરહિત કીધો તે પોતાની નજરોનજર, રૂબરૂ જોવાનો મેનોકે આ લેખમાં દાવો કીધો હતો ! મંગળવાર, તા. ૧૧મી ડીસેંબરે સાંજે તે ફ્રેંચમેન તે હોસ્પીટલમાં આવ્યો હતો. અતિશય માદકદ્રવ્યનું સેવન કરવાથી, ટુંક વખત માટે તેની ડાગળી ખસી ગઇ હતી. તે શિવાય બીજી રીતે તેની તબીયત સાધારણ હતી. દિવાનાશાળામાં દાખલ થયા પછી, ૨૬ કલાકે તા. ૧૨ મી ડીસેંબરે તે મરી ગયો. દેહાંત પછી શરીરની તપાસ લેતાં જણાયું કે તેની ભ્રુકુટિ, હાથ, તથા ખભા ઉપર અનેક ઘસારા હતા, ૩ પાંસળી ભાંગી ગઇ હતી, જીભ જે હાડકા ઉપર આધાર રાખે છે તે હાડકું પણ ભાંગી ગયું હતું અને શ્વાસોચ્છ્વાસની નળીનાં બન્ને પાસાંઓમાં લોહી જમી ગયું હતું. કોરોનરના તબીબે, એ ચિહ્નો ઉપરથી મરણ બલાત્કારથી ગુંગળાવીને કરવામાં આવેલું જાહેર કર્યું. આ ' ખુન ' કરવા વખતે બેલેવ્યુ હોસ્પીટલમાં પોતે દીવાનો હોવાનો ( રીપોર્ટીંગના કામ સારૂ ) ઢોંગ કરીને હતો એમ, ઉપલા પત્રના લેખમાં મીનોકે જાહેર કીધું ! તેણે કહ્યું કે " નર્સોએ સફેદ ચાદર દાકડયા હીલ્યાર્ડને ગળે ફાંસેલી મેં જાતોજાત જોઇ હતી. શું આબેહુબ વર્ણન મીનોક આપે છે !—

" બુધવારે સાંજના હીલ્યાર્ડે વાળુ કરવા ના પાડી. નર્સ ( પુરૂષ ) ડેવીસ તેને જમવા પકડી આણવા ગયો. હીલીયર્ડ ટેબલની પ્રદક્ષિણા કરતો દોડયો. બે બીજી નર્સો, ડીન અને માર્શેલે તેને પકડી પાડયો અને જકડી રાખ્યો. તેઓએ તેને એક બાસ્તી પર બેસાડયો, પછી ડેવીસે ચાદર મંગાવી. તે ચાદર નર્સ ડીને લાવી આપી કે નર્સ માર્શેલે આણી આપી તે હાલ મને બરોબર યાદ નથી. પછી ડેવીસે તે હીલ્યાર્ડના ગળાની આસપાસ દોરડાં પેઠે વીંટાવી, હીલીયાર્ડ અઢેલીને બેઠો હતો તે પાટલીની પછાડી ડીન ઉભો હતો. વળી પીછોડીનો શંસો તેના છેડા ખેંચીને વધુ અને વધુ સખત કરવામાં આવ્યા છે. આ જોઇ હું ગભરાયો. સ્પેન વગેરે દેશોમાં મેં ઘણી ફાંસી જોઇ છે પણ આવું કોઇ સ્થળે નથી જોયું. હીલ્યાર્ડની આંખ આથી આસમાન તરફ ચઢવા લાગી. તેની આંખોના ગોખલામાંથી ડોળા બહાર લચી પડવા લાગ્યા. હું તો આ જોઇને માંદોજ પડી ગયો છતાં મેં તેથા આનંદ થવાનો ઢોંગ કીધો. હીલીયાર્ડ ચાદરના છેડા પકડવા ગયો એટલે નર્સ ડેવીસે ગુસ્સામાં બુમ મારી કે " એના હાથ એટલા નીચેએ નથી રખાતા ? એટલે ડીન અને માર્શેલે તે બીચારાના હાથ પકડી લીધા. ડેવીસ ચાદરના આંટા વીંટાળતોજ ગયો. હીલીર્ડનું મુખ હવે મ્લાન પડી ગયું, આ જોઇ માર્શેલ બીધી, તેથી ડેવીસે એક બે આંટા કમરજીએ કહાડી નાખ્યા તેથી હીલ્યાર્ડ માંડ માંડ જરાક શ્વાસ લઈ શકયો. ડેવીસે તેને

'' લલકારી પૂછ્યું, '' કેમ કમબખ્ત, હજીએ ખાશે કે નહીં ? '' છતાં હીલીયાર્ડ એકનો બે
' ન થયો. ડેવીસનો મીજાસ હવેથી હાથથી છટકયો ! બોલી ઉઠયો '' હું એ જોઉં છું કે
' તું કેમ નથી ખાતો ? તું ખાશે નહીં ત્યાં સુધી તને ગુંગળાવી દઇશ: પાછા ચાદરના આં-
' ટાં ગળાની પ્રદક્ષિણા કરવા માંડયા. હીલીયાર્ડની ડોક હવે લચી પડી હતી. માત્ર તેને ડેવીસ
' ટેકવી રાખતી હતી તેટલુંજ માફ. ફરીથી નર્સો પરિણામના ભયથી બ્હી ગઇ, જેથી આંટા
' પાછા ઉખેડયા પરંતુ ગળા આસપાસ એક આંટો તો ખરોજ જે બે છેડા સામસામા પક-
' ડી મજબુત રાખવામાં આવ્યો હતો.. હીલીયાર્ડને ફરીથી પૂછ્યું કે કેમ. હજી નથી ભાવતું ?
' તે પરમ પુરૂષાર્થથી એટલુંજ ધીમે સાદે કહી શકયો કે '' ના ! '' મને ખચિત લાગ્યું કે તે હવે
' પ્રાણ છેલ્લી વારના છોડે છે. ડેવીડે ફરીથી આંટા પર આંટા ચઢાવવાની કસરત શરૂ કરી,
' અને શપથ લીધા કે '' ખાશે તો ખવડાવીશ ને નહીંજ ખાય તો ગુંગળાવી નાંખીશ. ''
' એની ટોકી ઉખડી જશે એટલી મને બ્હીક લાગવા માંડી ત્યાં સુધી આંટા વાળવા ચાલુ
' રહ્યા. અંતે હીલ્યાર્ડ વગર ક્લૉરોફૉર્મે નિશ્ચેષ્ટ થઇ ગયો, ડેવીસે તેને પરસાળ પર પટકયો
' ને તેના પર ગુંટણ ટેકવી ઉભી રહી, છતાં હાથમાં ચાદરના બે છેડાની લગામ તો તાણ-
' તીજ રહી. ચાદર વાળતાં વાળતાં તેની આંગળીઓ પણ સુઝી આવી. પછી નર્સો તે શરી-
' રને સ્નાનશાલામાં ઘસડી લઇ ગઇ, તેને સવસ્ત્ર ટબમાં નાંખ્યો અને તેના પર ઠંડા પા-
' ણીનો નળ છોડી મુકયો. હું ધારૂં છું કે આ વખતે તે મરણ પામી ચુકેલો હોવો જોઇએ,
' અને તેને પરસાળ પર પટકયો એ તેના પૃથ્વી પરના છેલ્લા સંસ્કાર હતા. આ ભયંકર
' ગુંગળામણીમાં ગમે તેવો પ્રચંડ બલવાન, આરોગી મનુષ્યનો પણ અંત આવી ગયા વગર ન
' રહે. હીલીયાર્ડ તો દુર્બળ અને રોગી હતો. ''

ઉપરોક્ત ચોંકાવનારો લેખ પ્રગટ થતાં બીજા પત્રોએ પણ તે છાપ્યો. લોકોમાં આથી ઘણીજ ઉશ્કેરણી થઇ રહી. તરતજ ત્રણ નર્સો ડેવીસ, ડીન અને માર્શીલને પકડી સરકાર તરફથી તેમના ઉપર શેસન્સમાં '' સ્પેશીયલ જ્યુરી '' સન્મુખ મનુષ્યવધનો આરોપસર, જજ મી. ડાર્વીંગ સમક્ષ કામ ચલાવવામાં આવ્યું. દીવાનાશાળાના બે દીવાનાઓને સરકારે પોતાના સાક્ષી તરીકે રજુ કીધા હતા. તેમની જુબાની ઉપરાંત કોરનરના તબીબનો અભિપ્રાય હતો. તે શિવાય સરકાર પાસે બીજી કશી જુબાની નહોતી. રહ્યો માત્ર રીપોર્ટર મી. મીનૉક. તેના ઉપર સઘળો આધાર હતો. જો જ્યુરી તેના કથન પર વિશ્વાસ રાખે તો એ નર્સોની ત્રપુરીનું નક્કીજ આવી બન્યુ. પ્રજા તો તે નર્સોની વિરૂદ્ધ, છાપાના રીપોર્ટ વાંચી ભઠ્ઠી પર ચઢાવેલા ડામર પેઠે ઉકળતી હતી, જ્યુરી પણ તેમની વિરૂદ્ધ હતી. આ કારણથી મીનૉકની જુબાનીની ઉલટપાલટ તપાસ બહુજ ચાંપતી કરવાની આવશ્યકતા જેવી તેવી ન હોતી. જ્યારે મીનૉક સાક્ષીના પીંજરામાં આવ્યો ત્યારે મુકદમો સાંભળવા આવતાં શ્રોતા— શ્રોતાંઓથી કોર્ટ ચીકાર ભરાઇ ગઇ હતી. તલપુર જગ્યા નહોતી. ટાંચણી પડે તેનો અવાજ પણ સંભળાય એટલું શાંત સાંભળવાની આતુરતાને લીધે થઇ ગયું હતું.

પ્રાથમિક તપાસમાં મીનૉક, પોતે જે લખ્યું હતું તે ફરીથી કહી ગયો. નર્સ ડેવીસ ( જે પુરૂષ હતો—અને અમેરીકામાં પુરૂષો પણ નર્સનું કામ કરે છે ! ) તે એક સુંદર સુશિક્ષિત યુવાન નર્સના કામનો ગ્રેજ્યુએટ હતો. જો મીનૉક ઉલટપાલટ તપાસમાં ન તુટે

તો લેશમાં લેશ વીસ વર્ષ કારાગ્રહમાં ચામડાં કુટવાનાં ભયનું ચક્ર ડેવીસના શિર પર અદ્રશ્ય રીતે ફર્યા કરતું હતું.

મીર્નાકને પણ પ્રભુએ કાંઇ જેવી તેવી મૂર્તિ ઘડી ન હોતી. તે પણ અનેક યુનીવર્સીટીઓનો ગ્રેજ્યુએટ હતો, અને યુરોપ–અમેરિકામાં તેણે પુષ્કળ પ્રવાસ કર્યો હતો.

નર્સોના કાઉન્સેલે તેના શિક્ષણાદિ સંબંધી પ્રારંભિક પ્રશ્નો પ્રથમ પૂછી ( મિત્રભાવ પ્રદર્શિત કરી ) પૂછ્યું કે–તમે ગયા ડીસેંબર માસમાજ તમારૂં જીવનચરિત્ર " બ્રીજપોર્ટ સન્ડે હૅરલ્ડ " પત્રમાં પ્રગટ કર્યું હતું ને ? તે લેખ મારા હાથમાં છે.

**સાક્ષી**—તે મારૂં જીવનવૃત્ત નહીં.

**બેરીસ્ટર**—પણ તે નીચે તમારીજ સહી છે અને તેમાં તમારાંજ જીવનનો ઇતિહાસ છે.

**સાક્ષી**—પણ તે ' હીપ્નોટીઝમ ' સંબંધી કાલ્પનિક વાતો માત્ર છે. તે કાંઇક અંશે કાલ્પનિક છે પરંતુ મૂળ સત્ય છે.

**બેરીસ્ટર**—એટલે કે તમે તમારાં જીવનમાં કલ્પના અને સત્યનું મિશ્રણ કર્યું.

**સાક્ષી**—હા, સાહેબ.

**બેરી૦**—અર્થાત, આર્ટીકલ રસમય કરવા સત્યમાં કલ્પનાનો વધારો ઉમેર્યો !

**સાક્ષી**—બરોબર છે.

**બેરી૦**—તમે તમારા આર્ટીકલમાં એવું લખ્યું છે કે બાર વર્ષની વયે તમે સર્કસ સાથે ભાગી ગયા તે શું બનાવટી કે ?

**સાક્ષી**—એમ ખરૂં.

**બેરી૦**—તમે તેમાં કહો છો કે, તે સર્કસ સાથે જઇ તમે ૧ વર્ષ બેલ્જીયમમાં રહ્યા અને જાહેર લહિઆનો ( clown ) ભાગ ભજવ્યો તેમાં સત્ય એટલુંજ કે તમે બેલ્જીયમમાં માત્ર ગયા હતા ?

**સાક્ષી**—હા, એટલુંજ.

**બેરી૦**—તમે લખ્યું કે બેલ્જીયમમાં તમને પેરીસના પ્રખ્યાત હીપ્નોટીસ્ટ, ચારકોટ સાથે ઓળખ પડી તે સત્ય કે ?

**સાક્ષી**—નહીં, સાહેબ.

**બેરી૦**—તમને ખબર તો હતી કે ફ્રાંન્સમાં હીપ્નોટીઝમનો સ્થાપક–ઉત્પાદક ચારકોટ છે ? ત્યારે તમે તમારા જીવનવૃતમાં ચારકોટ જોડે ઓળખાણ પડી એમ કેમ ઠોક્યું ?

**સાક્ષી**—કારણ કે ચારકોટ નામના એક મનુષ્ય ને હું મળ્યો !

**બેરી૦**—તે કયો ચારકોટ ?

**સાક્ષી**—અરે, હું જે ચારકોટને મળ્યો તે તો સ્ત્રી હતી !

**બેરી૦**—છતાં તમે લોકોને એમ સમજાવવા પ્રયત્ન કર્યો કે હીપ્નોટીઝમના શોધક પ્રખ્યાત પ્રોફેસર ચારકોટને તમે મળ્યા હોને !

**સાક્ષી**—ખરૂં.

**બેરીસ્ટર**—તે આર્ટીકલમાં તમે લખો છો કે ચારકોટે તમને દુઃખ સહન કરવા–ન ગણકારવા શીખવ્યું, તે સત્ય કે?

સાક્ષી—નહીં.

બેરીસ્ટર—તમે વળી કહો છો કે ચાર્કોટે ધીમેધીમે તમારા શરીરમાં ટાંચણી તથા છરીઓ ઘોંચી-ભોંકીને દુઃખ સહન કરવાના સંસ્કાર પાડયા તે બધું પણ મિથ્યા કે ?

સાક્ષી—હા, સાહેબ.

બેરીસ્ટર—ચાર્કોટે તમને મીનીટના ફક્ત બેજ શ્વાસ લેવા ( પ્રાણાયામ કરવા ) શીખવ્યું જેથી તમે વેદના રહિત થયા તે પણ કલ્પનાને ?

સાક્ષી—સાફ કલ્પના.

નામદાર જજ—આ વિષયાન્તર છે. સાક્ષી લગભગ સઘળીજ કલ્પના સ્વીકારે છે પછી શા માટે વીગતમાં ઉતરવું જોઇએ ?

બેરીસ્ટર—આપ નામવર મારો મુદ્દો સમજતા નથી.

જજ—હું નથી ધારતો કે હું સમજતો હોઉં.

બેરીસ્ટર—સાક્ષી પોતાના જીવનના વર્ણનમાં કલ્પના ઉમેરે છે એમ પોતાને મોંએ કબુલે છે તે જ્યુરી માટે ખાસ ઉપયોગી થઇ પડશે.

બેરીસ્ટર—તમે વેદનાથી મુક્ત થયા હો એવી સ્થિતિમાં તમારૂં મુખ અને કાન અને હોઠ બંધ કરી, તમે તમારી તસ્વીર શું નથી પડાવી તથા તસવીર-વર્તમાન પત્રોમાં નથી છપાવી ?

કોર્ટ—આ સવાલ હું રદ કરૂં છું.

બેરીસ્ટર—તમે તમને પોતાને ક્રૉસ પર લટકાવેલો, હાથપગે ખીલા ઠોકેલો, છતાં પ્રોફેસર ચાર્કોટના શિક્ષણને પ્રતાપે દુઃખમુક્ત-એવી તમારી છબી નથી છપાવી ?

કોર્ટ—સવાલ રદ.

બેરીસ્ટર—હું તે આર્ટીકલો તથા છબીઓ રજુ કરૂં છું.

કોર્ટ—( ગુસ્સામાં ) તે હું બાતલ કરૂં છું.

બેરી૦—( સાક્ષીને )–હવે તમે મને કૃપા કરીને કહેશો કે તમે આખા દેશમાં એકંદર આવા કેટલાક કાલ્પનિક લેખો લખ્યા છે ?

સાક્ષી—એક.

બેરીસ્ટર—પણ ન્યુયોર્કના પત્રોમાં તમે અનેક લેખો પ્રકટ કર્યા છે.

સાક્ષી—મૂળ વાત એકજ હતી તે માત્ર સુધારી વધારીને બધેબધ આપવામાં આવી છે.

બેરિસ્ટર—દરેક વખત તમે લેખ લખીને તે પર સહી કરીને વર્તમાન પત્રોને વેચ્યા હતા.

કોર્ટ—સવાલ રદ ગણું છું.

બેરીસ્ટર—( એકદમ પોતાની વર્તણુક બદલી નાંખી, મોટે સાદે, અને શ્રોતા વર્ગ તરફ દ્રષ્ટિ કરી ) બ્રીજપોર્ટની પોલીસનો વડો કોર્ટમાં છે કે ?

તે હાજર થયો.

બેરીસ્ટર—( મી. મીનોક ) તમે આ ગ્રહસ્થને ( સાક્ષીને ) ઓળખો છો ખરા કે ?

સાક્ષી—હા.

બેરીસ્ટર—ત્યારે તમને એની સાથે ક્યારે ઓળખ પડી તે જુરીને જરા કહી સંભળાવો !

સાક્ષી—જ્યારે મને મારી સ્ત્રી સાથે બ્રીજપોર્ટ ખાતે પકડવામાં આવ્યો ત્યારે !

બેરીસ્ટર—તે શું તમારી સ્ત્રી થાય કે ?

સાક્ષી—હા.

બેરીસ્ટર—તમને એ કારણસર પકડવામાં આવ્યા હતા કે તમે એ સોળ વર્ષની છોકરીને દવાથી બેભાન કરીને ન્યુયોર્ક ફોસલાવી જવાનો પ્રયત્ન કરતા હતા.

સાક્ષી—( સીધો જવાબ ન આપતાં ) મને પકડવામાં આવ્યો હતો.

બેરીસ્ટર—પણ શા સારૂ તેની તમને ખબર છે ? હા કે ના કહો.

સાક્ષી—હા.

બેરીસ્ટર—પ્રાંત છોડી જવાની શરતે તમને છોડી મેલવામાં આવ્યા હતા તે ખરૂં ને ?

સાક્ષી—તે યાદ નથી.

બેરીસ્ટર—ભલે, તે વખતે તમારી સાથે એક બીજો દોસ્ત પણ હતો ને ?

સાક્ષી—હા, એક કૉલેજનો મિત્ર.

બેરીસ્ટર—તે પણ પેલી ૧૬ વર્ષની છોકરીનેજ પરણ્યો હતો ?

સાક્ષી—એમ કેમ બને ! હું પરણ્યો હતો.

બેરીસ્ટર—ત્યારે પરણવાની તારીખ આપો.

સાક્ષી—તે કાંઇ મોઢેજ થોડીજ યાદ છે !

બેરીસ્ટર—કેટલા વરસ પર તેનો તો કાંઇ પત્તો હશે ને ?

સાક્ષી—મોઢે યાદ નથી.

બેરી૦—હું મીસ સેદી કુક વિષે કહું છું. તેણી જોડે તમે ક્યારે પરણ્યા અને તે લગ્ન ક્યાં નોંધાયું ?

સાક્ષી—હું કહી કહીને થાક્યો કે મને કશું યાદ નથી.

બેરી૦—યાદ કરવાની કોશીશ કરો.

સાક્ષી—પાંચ સાત કે દસેક વર્ષ થયાં હશે.

બેરી૦—આનો અર્થ એજ થયો કે જો કે તમે માત્ર પચ્ચીશ વર્ષનાજ છો તો પણ લગ્ન થયા પછી પાંચ વર્ષમાં લગ્ન થયું તે પણ તમને વિસ્મરણ થઇ જાય છે !

સાક્ષી—હા, શું કરૂં, મને યાદ નથી રહેતું.

બેરી૦—તમે શું પરણ્યા ત્યારે ૧૫ વર્ષના હતા ?

સાક્ષી—નહીં છેક એટલા ઓછા તો હોય એમ નથી ધારતો !

બેરી૦—તમે બ્રીજપોર્ટમાં પકડાયા પછી ઘણે વર્ષે પરણ્યા તે તો તમે જાણો છો ?

સાક્ષી—કશું જાણતો નથી.

બેરી૦—( દમમાં ) શું તમે ના કહો છો ?

સાક્ષી—ના એ મુથી કહી શકતો.

બૅરી૦—લ્યો; તમે ત્રણ વર્ષ પરજ પરણ્યા તેનું આ રહ્યું સર્ટીફીકેટ. તારીખ બારીખ બરોબર છે ને ?

સાક્ષી—અરે, આ તો મેં આગળ કદિ જોયુંજ નહોતું !

બચાવ પક્ષની દલીલ એવી હતી કે, સાક્ષી મીનૉકે વર્તમાન પત્રમાં હીલીયાર્ડ સંબંધી છાપેલી વાત પણ બનાવટી ઉભી કરી હતી. ઉલટપાલટની મતલબ એ હતી કે એ આદમી એવો કામ કરવાનો ધંધોજ કરતો હતો.

બૅરીસ્ટરે તે પછી સાક્ષીને એવું કબુલ કરાવનારા સવાલોનાં બાણોનો પ્રહાર કર્યો કે, તલાકના મુકદ્દમાઓમાં વ્યભિચાર થતો પોતે નજરોનજર જોવાની જુબાની આપી છે ! અને તેમાં એ ખુબી એ કે, બન્ને પક્ષ તરફથી, પ્રથમ એક પક્ષ તરફથી અને પછી બીજા પક્ષ તરફથી, તે "ડાઇવોર્સ" ના મુકદ્દમામાં જુબાની આપતો. તે પછી પોતાની રમતમાં તેણે શ્રોતા વર્ગોમાંથી જેને જેને ઠગેલા, ધૂતેલા, નાણાં બલજબરીથી ઓકાવેલાં, દબડાવી-ધમકાવી કઢાવેલાં તેઓની એક પછી એક જુબાની રજુ કરી. મીનૉકે તેમને કદિ જોયાજ ન હોવાનું બેધડક જણાવ્યું.

પછી બૅરીસ્ટરે સાક્ષીને મોઢે કબુલ કરાવ્યું કે દીવાના શાળાઓના સંબંધમાં ચોંકાવનારા આર્ટીકલો પાછળથી લખી શકવાની મતલબથી તેણે પોતાને બે લેવ્યુ હૉસ્પીટલમાં લઇ જવા દીધો હતો. પણ તે હૉસ્પીટલના એક ડૉક્ટર ઓએ તે અમસ્તો પડી રહ્યો છે એમ જાણવાથી તેને પોલીસ મેજીસ્ટ્રેટ પાસે લઇ જવામાં આવ્યો. ત્યાં તેણે કબુલ કર્યું હતું કે " તે હૉસ્પીટલમાં વકી રાખવા કરતાં પ્રબંધ સારો છે અને મારે કશી ફર્યાદ કે ટીકા કરવાની નથી ! "

બૅરી૦—તમે હૉસ્પીટલમાં કાઢી મુક્યા અને સામાન લેઇ જવા પાછા આવ્યા ત્યારે તમે તે નર્સ ગાર્ડનને એમ નહોતું કહ્યું કે, તમને આર્ટીકલ લખવા માટે ૧૪૦ ડૉલર ( રૂ. ૪૫૦ ) મળવાની આશા હતી ?

સાક્ષી—ના.

બૅરી૦—ત્યારે નર્સ ગાર્ડને તમને નહીં કહ્યું કે " આ વખત તો બનીને આવ્યો છો ? અને તમે એવો જવાબ નહીં આપ્યો કે " ભલે, પણ હું પણ તેનો બંગ વાળીશ. "

સાક્ષી—ના.

બૅરી૦—( સમાલીને ) હૅરલ્ડ પત્રમાંની ઑફીસમાં તમે પાછા ગયા તે વખતે તમે કાંઇ પણ લખી શકશો તેની તમને ખબર હતી ?

સાક્ષી—નહીં, મને ખબર હતી કે કશું લખવા જેવું નથી.

બૅરી૦—( તડકીને ) જો કે બુધવારે રાતે ચાદરના કપડાથી એક માણસને મારી નાંખવામાં આવ્યો તો પણ તમને શુક્રવારે ( જ્યારે તે દીવાનાશાળામાંથી પાછા ફર્યા ) કશું લખવા જેવું નથી તે તમે જાણતા હતા ?

સાક્ષી—( અચકાઇને ) તેઓએ માણસ મારી નાંખ્યો તેની મને ખબર નહોતી.

બૅરી૦—જો કે અનેક વખત ભૂમી પર હીલીયાર્ડ બેભાન થઇ ગુલાંટ ખાઇ ગયો અને ગુંગળાઇ ગયો તો પણ લખવા જેવું બે દીવસ પછી કશું નહોતું ?

સાક્ષી—મેં પોલીસ કમીશનર પાસે જઇ જોયલી હકીકત કહેવાની મારી ફરજ વિચારી.

બેરી૦—પણ તમે તો દીવાનાશાળામાં પત્ર માટેજ લખવા બેઠા હતા. હમણાંજ કહ્યું તે માઠું ભૂંસી વાળવું છે ?

સાક્ષી—નહીંજ પણ માણસ મરી ગયો તેની મને ખબર નથી.

બેરી૦—હીલીયાર્ડ ગુંગળાઇ બેભાન થયો તેને બીજે દીને સવારે કોરોનરની તપાસ થવા વિષે નર્સ તપાસ કોરોનરની ઓફીસમાં તપાસ કરવા ગઇ હતી તેની તમને ખબર છે, ને ?

સાક્ષી—( ઉંઘણસી થઇ )—"હેરલ્ડ" પત્ર સાથનો મારો કબાલો રદ કરવામાં આવ્યો હતો.

બેરી૦—શનિવારે બપોર પછી હોસ્પીટલમાંથી નીકળ્યા બાદ ચાર કલાકમાં તમે દરદી હીલીયાર્ડનાં મરણ સંબંધી કોરોનરની તપાસનો વૃત્તાંત પત્રોમાં વાંચ્યો અને તે પછી તરતજ તમે તે દરદીને ગુંગળાવી મારી નાંખેલો જોવાની વાત તમે લખી અને તે " ન્યુયોર્ક વર્લ્ડ " ને વેચવા માંગી.

સાક્ષી—તે ખરૂં છે.

બેરી૦—પણ તમે કહ્યું કે હકીકતની ખબર કરવા પોલીસ કમીશનર પાસે જવું તમેં તમારી ફરજ વિચારી !

સાક્ષી—નહીં, માણસ મરી ગયો તે વાંચ્યા પછી નહીં ગયો.

બેરી૦—તેને બદલે તમે " વર્લ્ડ " પત્રને તમે લખી કાઢેલી વાત વેચવા ગયા !

સાક્ષી—હા.

બેરી૦—અને " વર્લ્ડ " પત્રના અધિપતિઓએ તમો તે વાત ખરી હોવાનું લેખિત સોગંદનામું કરો નહીં તો તે વાત સ્વીકારી વેચાતી લેવા ના પાડી.

બેરી૦—( સોગંદનામું શોધી કાઢીને તે સાક્ષીને આપીને ) ડેનીસે ફ્રેંચમેન હીલીયાર્ડને ગુંગળાવી મારી નાંખવાનો એક પણ શબ્દ હોય તો તે સોગંદનામામાંથી બતાવી આપો !

સાક્ષી—( ગભરાઇને )—નહીં તમાં તો નહીં હોય પણ મેં તો એક નહીં પણ બે સોગંદનામાં કર્યાં હતાં, બીજું કોરોનર આગળ કર્યું હતું.

બેરી૦—તે બીજું સોગંદનામું પણ જુઓ. તેમાંએ કશું નથી. શું આ યાદરવાળો ભયંકર અકસ્માત જોયા પછી પણ ગુંગળાવવાની વાત લખવીજ ભૂલી ગયા ?

સાક્ષી—હા; એમજ બન્યું હોવું જોઇએ !

આ પછી હીલીયાર્ડ મરણ પહેલાં શું શું કરતો હતો, તે કેવો હતો, તે સવાલો પૂછ્યા હતા. ગમીલ્ટે કહ્યું કે તે દારૂડ્યાને નર્સો ઉભો રાખતા ને તે કેફને લીધે ટકી ન શકવાથી ગબડી પડતો એટલે હસીને નર્સો ફરીથી ઉભો કરતા, અને તે એમ ૪–૫ વખત ગબડી ગયો.

બેરી૦—કોરોનર આગળ તમે સોગંદ પર જુબાની આપી હતી કે મરનાર ઉપર કશો બલાત્કાર કરવામાં આવ્યો નહોતો, તેમજ તેને કદી પડી જતાં જોયો નહોતો.

આ પછી બેરીસ્ટરે પ્રશ્નમાલાનું ચક્ર વધારે અને વધારે પ્રાણઘાતક રીતે ફેરવવા માંડયું. સાક્ષી ધીમે ધીમે ખોટો પડતો ગયો, અને બોખરો થતો ગયો. પોતાનું આગળ બોલવું તે પાછળ ફોક કરતો ગયો. અનેક વીગતોના સંબંધમાં હોસ્પીટલના અનેક ડૉકટરોએ તેને ખોટો પાડયો. સાક્ષી પોતે અંતે ગાભરો અને ફીક્કો પડતો ગયો, અને જવાબ આપતાં અચકાતો, ખંચાતો અને કુદરતી બોબડો–તોતડો હોય તેમ બનતો ગયો. જજજ પ્રથમ સાક્ષીની તરફ હતો તે તેનો વિરોધી થઇ તેના ઉપર કરડી નજરે જોવા, ડોળા ઘુરકાવવા લાગ્યો, જેથી સાક્ષીના હાંજા ઓર ગગડી પડયા. અને તેની જુબાની પુરી થઇ ત્યારે પ્રો. આર્કોટે તેને "હીપ્નોટીઝમ" શીખવ્યું હશે તે કરતાં પણ વધારે આબાદ હીપ્નોટીઝમ નર્સો તરફના બેરીસ્ટરે તેના પોતા ઉપર લાગુ પાડેલું હોવાનો દ્રશ્ય થઇ રહ્યો હતો.

આ લંબાણું તપાસનો નાટકી અંત આવ્યો હતો. તેનું ઘરફોટન બેરીસ્ટરે સંપૂર્ણ રીતે કરી નાંખ્યું હતું. ઉલટપાલટ તપાસ પુરી થવા પછી, એક સાપ્તાહિક પછી ધૂર્ત, મિથ્યા સાક્ષી મીનોકની દુધમાતાની જુબાની લેવામાં આવી હતી. માતાએ જજના હાથમાં માતા ઉપર મીનોકે ફીલાડેલફીયાથી લખેલો એક પત્ર આપ્યો જેમાં તેણે લખ્યું હતું કે, "ન્યુયોર્કના રસ્તાની રજ હવે તેના પગતલનો સ્પર્શ કરશે નહીં. હું હવે પાયમાલ થયો છું અને જો પાછો ફરી મોં દેખાડીશ, તો જુઠી જુબાની આપવાના આરોપસર માર્યો જઇશ. મારે પશ્ચિમના પ્રાંતોમાં જઇ ત્યાં પુનઃ નવી જીંદગી ખેલીશ." જુરીએ નર્સોને નિર્દોષ જાહેર કરી અને આ પ્રખ્યાત કરૂણારસિક કેસના નાટકના અંતિમ અંકનો છેલ્લો પડદો પડયો.



## વાંચન *

ચોતરફ ચળવળ શરૂ છે. જ્ઞાતિઓની પરિષદો ભરાય છે; જેને કદી લક્ષ ન આપેલા પ્રશ્નનો છળ થવા લાગ્યો છે; સ્ત્રી શિક્ષણ, પ્રૌઢ વિવાહ, વિધવાની ઉન્નતિ, રોટી બેટી વ્યવહાર, અંત્યજોદ્ધાર, પરદેશગમન, સંક્ષિપ્તમાં સમતા તથા સ્વાતંત્ર્ય અગર અસ્પર્શ્ય મનાયલી કલ્પના જન સમાજમાં પુનઃ ડોકીયાં કરવા લાગવાથી ભ્રષ્ટાચાર, સબગોલંકાર, ઇત્યાદિ બ્રહ્મદંની બુમો વિશેષ સાંભળવામાં આવતી નથી. કદી કાલે સાંભળવામાં આવે છે તો કલમ બહાદુરના બાહુ સ્ફુરણ પામતા નથી. પાશ્ચાત્યના સંસર્ગથી શાસ્ત્ર, પુરાણ વગેરેનું મંથન થવા લાગ્યું છે; જુનાં બંધનો શિથિલ થવાથી આચાર વિચારમાં ફેરફાર થયો છે; જે તે પોતપોતાનો ઉપાય યોજવાનો પ્રયત્ન કરે છે અને

* મરાઠી પરથી.

પોતાના કુટુંબનેજ નહિ પણ સમાજને પણ વળણ આપવાની ઉમેદ અથવા હીંમત ધરનાર તથા લખવાની હોંસવાળા જનો પોતાના ઉપાયો લેખદ્વારા પ્રકટ કરે છે; રાજ કારણ અને સાહિત્ય સાથેના લોકોનો એકનિષ્ટ સંબંધ છુટી નિત્ય વ્યવહાર સાથે જીભનો સંબંધ થવાથી વાંચક વર્ગ વધ્યો છે; ઉત્સાહથી રૂચિ વધી છે અને લેખકનો સ્વતંત્ર ધંધોજ નીકળ્યો છે. લેખક તે કેવળ મનરંજન કરનારા સમાજ સેવક હોવાની કલ્પના અસ્ત પામી તે સમાજના શિક્ષક કિંબહુના ધુરીણ થાય છે. અને તેના રાજખાણુ ઉપાયનો વર્ગ એકસરખો યતો હોવાથી વિસ્તાર થવાનો સંભવ વધી વાંચક પર વિશેષ જવાબદારી પડી છે. ગહન પણ વ્યવહારને ઉપયોગી એવા પ્રશ્નોનો ઉહાપોહ શરૂ હોતાં લેખકે હમેશ પુરતો અભ્યાસ કરી, મનન કરી, જવાબદારી જાણી, લેખ લખવા એમ કહેવું જેટલું સહેલું છે, તેટલું કરવું સહેલું નથી. રોજ આગળ આવતા પ્રશ્નો પર, પછી તે ગમે તેટલો કઠણ હો, લોકમતનું વળણ વાળવાનો ધંધો કરનારાએ મત આપવો આવશ્યક છે. પણ વાંચનારની એવી સ્થિતિ નથી. તેમને વિચાર કરવાનો અવકાશ મળે છે. જુદા જુદા વિદ્વાનોએ લખેલા લેખ વાંચ્યા પછી પોતાની દિશા ઠરાવવી શકય હોય છે. માત્ર પ્રયત્ન કરવો જોઇએ અને વાંચન પદ્ધતિસર થવું જોઇએ. કારણ, અવ્યવસ્થિત વાંચન કરતાં બીલકુલ ન વાંચવામાં આવે તો એક રીતે ઠીક, એવું લાગવાનો ઘણીજ વખત પ્રસંગ આવે છે. વખત ગાળવા માટેજ કંઇ પણ વાંચવું એટલીજ ઉમેદ વાંચનારની હશે તો લેખક પણ વિશેષ તસ્દી ન લેતાં કંઇ પણ લખશે, ધોળા ઉપર કાળું કરશે. કારણ ઇતર ધંધાવાળા પ્રમાણે વાંચનારને ગમે તેવું, કીંવા બહુતો વિશેષ કઠિણ કિંવા કડવું ન લાગે તેવું લેખકોને લખવાની જરૂર પડે છે. પારખનાર પરીક્ષક ન મળવાથી સારા લેખકની કિંમત પણ મર્યાદિત થાય તે ચોખ્ખું છે. માટે વાંચક ચિકિત્સાખોર જોઇએ. થોડામાં સમાધાન માનનાર ન જોઇએ, વિષયનો પુરો ખળ કરનાર સ્વતઃના વિચાર, સ્વતઃના હૃદયમાંજ સાચવનાર ન જોઇએ. વાંચક માર્મિક ન હોયતો પ્રશ્નનો ખળ ન થતાં સુંધારો થાય તો તેમાં નવલ વિશેષ શું ? જેવા વાંચક તેવા લેખક. એકમાં માર્મિકતા આવશે કે બીજામાં પણ આવશે. લેખકમાં ઉત્સાહ આવશે અને ધંધામાં પ્રવેશ કરતા પૂર્વે તે ઘણી તૈયારી કરશે. વિશેષતઃ આ લોકમત તૈયાર કરનારની અને આગેવાનોની, અજ્ઞજનોને ઉપદેશામૃત પાવાની હંમેશની જાણીતી પદ્ધત જઇ સર્વને સમજાય તેવી વાદવિવાદની પદ્ધત શરૂ થશે. પોતાની જવાબદારી આગેવાનોને વારંવાર દર્શાવી આપશે અને વિષયનો યોગ્ય ઉહાપોહ થઇ લોકશિક્ષણમાં ઉપયોગી થશે. સારાંશ કે કઠિણ વિષય પર મત આપવાને કિંવા તે વિષે મત ઠરાવવાને જે લાયકી, જે પૂર્વ તૈયારીની જરૂર પડે છે તે વ્યવસ્થિત, કષ્ટમય વાંચન શિવાય થવી અશકય છે. માટે જેણે આટલું કષ્ટ કરવાનું હોય, તેમને થોડી ઘણી મદદ થાય, પદ્ધતસર વાંચનની ટેવ પડવામાં કેટલો પ્રયાસ જોઇએ છે તેની કલ્પના થાય અને લેખકના ધંધામાં જોઇતી સામગ્રીનો યોગ્ય વિચાર થાય, એ હેતુથી ઘણા વખતના અનુભવથી સૂચેલા વિચાર જાહેરમાં સાદર કરવાનો આ પ્રયત્ન છે.

### વ્યાસંગ.

વાંચન એ શબ્દ બે અર્થમાં વપરાય છે. એક વાચનની ક્રિયા અને બીજો વિદ્યાવ્યા-

સંગ. અમુક ગૃહસ્થનું વાચન જબરૂં છે તેનો મોટેથી વાંચે છે એવો અર્થ ન હોતાં તેનો પરિશ્રમ સતત છે એવોજ થાય છે. આ લેખમાં વાચનની ક્રિયા સંબંધી ધ્વનિના આરોહાવરોહ સંબંધી લખવાનો મારો ઉદ્દેશ નથી. "શુદ્ધ કેમ લખવું તથા શુદ્ધ કેમ બોલવું તે વ્યાકરણ શીખવાથી સમજાય છે" એમ કહેવાય છે. તેમજ શાળામાંના મહેતાજીની કવાયત પ્રમાણે એક સૂરમાં અવાજ કેટલો ચઢાવવો અને કેટલો ઉતારવો એટલે મસ્તકશુળ ઉત્પન્ન થઇ અર્થનો સાક્ષાત્કાર થાય છે, તે અચૂક કહેવામાં કદાચિત ગાયન શાસ્ત્રનું અંગ વધારવું પડશે. આવેશ, શોક, ક્ષોભ, નૈરાશ્ય, ગાંભીર્ય, માર્દવ, પ્રેમ ઇત્યાદિ મનોવિકાર શ્રોતાના હૃદય પર ઠસાવવા માણસ તથા નાટ્ય શાસ્ત્ર સાથે પરિચય કરવાનો વખત આવશે. કારણ સમૂહ આગળ વાચન કિંવા ભાષણ એમાં બહુ ફરક નથી. વાચન એટલે વિદ્યાવ્યાસંગ સંબંધી લખવાનો વિચાર છે.

વિદ્યાનું વ્યાસંગ એટલે વિષયનું વ્યાસંગ, એ સ્પષ્ટ છે. વ્યાસંગનો વિચાર કરવામાં ભાષાનો પ્રશ્ન વિશેષ મહત્વનો નથી. કોઇપણ ભાષા લઇએ તો અભ્યાસ કરવામાં સર્વત્ર લાગુ પડે એવાંજ તત્વોનો અંગીકાર કરવો પડે છે. પણ આપણે સર્વ ઇંગ્રેજી ભાષા દ્વારા વિદ્યાદાન લેતા હોવાથી વિશેષતઃ તે વાઙ્મયને અનુસરી આ લેખ છે.

પરભાષાદ્વારા આપણે શીખતા હોવાથી આપણા વાચનમાં બે જુદા પ્રકારની હરકતો આવે છે. પહેલી ભાષાની આ અડચણ સ્વભાષામાં નથી હોતી. જ્યાં સુધી હોય ત્યાં સુધી વિદ્યાવ્યાસંગની શરૂઆત થઇ કહી શકાય નહિ, માટ્રિક વિશ્વવિદ્યાલયમાંના અભ્યાસક્રમના ભાવી પરિશ્રમની પૂર્વ તૈયારી સમજવામાં આવે છે અને ચરિતાર્થને ઉપયોગી થનાર વિષય શિવાય અન્ય વિષયની ઓળખ કરી આપવામાં આવે છે. પરભાષાના કારણથી યુનિવર્સિટીનો અભ્યાસ પૂર્ણ થાય તો પણ ભાષાની અડચણ દૂર થતી નથી. એટલુંજ નહિ પણ ભાષાનુંજ જ્ઞાન અપૂર્ણ રહેવાથી વિચારનો યોગ્ય વધારો થતો નથી; તે કાચો રહે છે; એકલપણાનો સંભવ જાસ્તી વધે છે, વ્યાસંગ અધિક કઠિણ થાય છે અને વાચનમાં આવનારી બીજી હરકતોમાં વધારો થાય છે. આ અડચણ એટલે જુદા જુદા વિષયનો પૂર્ણ અભ્યાસ એ છે. સ્વભાષામાં વાંચવામાં આવે તો પણ વિષય સુગમ થતો નથી. વિષય સુગમ કિંવા કઠીણ લાગવો તે જે તે વિષય પર અવલંબીને છે, એ જ્યારે ખરૂં હોય ત્યારે તો પર ભાષાના કારણથી સહેલો વિષય સુદ્ધાં કઠિણ લાગે છે, એમ ઘણાના અનુભવમાં હશે. પછી નવા નવા વિચાર પરીચિત કલ્પનામાં આવનાર નવાં નવાં રૂપ, કદી ન સાંભળેલાં શાસ્ત્ર, અર્વાચીન શોધપદ્ધતિ અને શાસ્ત્ર પુરાણો એમણે સનાતન ઠરાવેલા આચાર વિચાર પર તેનો આઘાત, ઇત્યાદિ વાતોનું બરોબર આકલન થવા ઘણાજ પ્રયાસની જરૂર સાહજીક લાગશે.

ચૌદ વિદ્યા અને ચોસઠ કળાનું અધ્યયન એટલે વિદ્યાવ્યાસંગ નથી, પ્રાચીન કાળમાં ચૌદ વિદ્યા અને ચોસઠ કળા શીખવનાર ગુરૂ અને શીખનાર શિષ્ય હતા એવી કથા છે. હશે કદાચિત્! પણ આ કળા તથા વિદ્યા જો કોઇને પૂર્ણપણે આવડે તો તેનું મહદ્ ભાગ્યજ સમજવું જોઇએ. જ્ઞાનની જુની અને નવી કલ્પનામાં આસ્માનજમીનનો તફાવત છે. જુની સમજ પ્રમાણે જ્ઞાન વિશિષ્ટ ગ્રંથોમાં સાચવેલું મળી આવે છે. આ ગ્રંથોનું સાંગોપાંગ

અધ્યયન થયું કે જાણે માણસ પારંગત થઇ ગયો. અમારા શાસ્ત્રી પંડિતોનું શીખવું અને શીખવવા તરફ જોઇએ તો ઉક્ત વિધાનની ખાત્રી થશે. પાશ્ચાત્યોની સુદ્ધાં આપણા જેવીજ જુની કલ્પના હતી. પણ તે તરફ જુનો મનુ ત્રણસો વર્ષથી બદલાવા લાગ્યો અને નવા મનુનો પ્રારંભ થયો. આ મન્વંતરનો પૂર્ણ પ્રતાપ ગયા શતકથી જણાવા લાગ્યો; વિશિષ્ટ ગ્રંથોનું મહત્વ કમી થવા લાગ્યું, ગ્રંથની સાથે ગ્રંથકારોનું પણ મહત્વ કમી થયું. હોઝમાં ભરેલા પાણી પ્રમાણે જ્ઞાન મર્યાદિત ન હોઇ મહાસાગર પ્રમાણે અમર્યાદિત છે, કષ્ટસાધ્ય છે, એવી ભાવનાઓ વધવા લાગી. જ્ઞાનસાગરમાં સાધારણ નિર્ભયતાથી ફરવામાં, દિશાભૂલ ન થતાં ઉદ્દેશ સફળ થવાને નવા કાર્યક્ષમ સાધનોની યોજના અને ઉપયોગ સર્વત્ર થવા લાગ્યો; વિષયોને અને તેની લાગુ પડનારી પદ્ધતિને યોગ્ય માન મળવા લાગ્યું; અને વિદ્યા વ્યાસંગ એટલે શાસ્ત્રીય પદ્ધતિથી જુદા જુદા વિષયોનું આલોચન એ કલ્પના માન્ય થવા લાગી. પછી તે વિષય આધ્યાત્મશાસ્ત્ર હો કે આધિભૌતિક શાસ્ત્ર હો કે સામાજીક શાસ્ત્ર હો. શોધ પદ્ધતિનું અવલોકન, તુલના, પ્રયોગ, માપન ઇત્યાદિ, જે અંતર્ભૂત તત્વો, તેમાં વિષયને અનુસરી ફેરફાર જો કરવાં પડે તો અભ્યાસનો માર્ગ અને દિશા પણ સ્પષ્ટ થઇ કહી શકાય.

આ દિશાએ અભ્યાસ કરવાથી વિશેષ શું ફળ મળે છે તે જોવું આવશ્યક છે. વાંચકોમાં વાંગ્મય પર પ્રીતિ ધરાવનાર જનો અધિક હોવાથી તેજ વિષય નિરૂપણ માટે લઇ જોઇએ.

### વાંગ્મય.

વાંગ્મયનો શાસ્ત્રીય પદ્ધતિથી અભ્યાસ, એ શબ્દ ઘણા જણને ચમત્કારીક લાગશે, તેમાં શંકા નથી. શાસ્ત્રીય પદ્ધતિ ઇતિહાસ, અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, ને લાગે; તે વાંગ્મયને કેવી રીતે લાગે ? વાંગ્મય એ પણ એક શાસ્ત્ર છે કે શું, એમ કોઇ પુછે તો તે અયોગ્ય નથી. પણ વાંગ્મય એટલે શું એનો વિચાર કરવાથી શંકાનું ઠીક સમાધાન થશે. ઉજ્વલ કલ્પના શક્તિ વાળી વ્યક્તિના- ચિરસ્મરણીય અને સુંદર શબ્દકૃતિનો સંગ્રહ- એટલે વાંગ્મય, એમ કહી શકાશે. તેવાજ વિવક્ષિત સમાજના આચાર વિચાર, ધ્યેય, આશા, આકાંક્ષા, પૂજ્ય પુરૂષ વિભૂતિનું ચિત્રપટ એટલે વાંગ્મય એમ કહી શકાશે. પહેલી દ્રષ્ટિથી વ્યક્તિને પ્રાધાન્ય મળે છે, એટલુંજ નહિ પણ સમાજની ઓળખ સુદ્ધાં ક્વચિત થાય છે. પણ સમાજ શિવાય વ્યક્તિ નથી. સમાજનું ઋણ વાંગ્મયમાં સુદ્ધાં દેખાઇ આવે છે. માટે સમાજને વ્યાજબી મહત્વ આપી વ્યક્તિનો લોપ થવા ન દેતાં, સમાજના જીવનના આદર્શ એવી ઐતિહાસિક દ્રષ્ટિથી સારસ્વતનો અભ્યાસ કરવો પડે છે. ઐતિહાસિક પદ્ધતિથી સારસ્વતનો અભ્યાસ એ શાસ્ત્રીય પદ્ધતિની એક બાજુ છે.

જગતમાં અનેક સમાજ છે, અનેક ભાષા છે; પણ સમાજ અને ભાષા વૈચિત્ર્ય હોય તો મનુષ્યત્વથી જગમાં એક રૂપતા છે. માટે ભિન્ન સારસ્વત પૈકી એક જરૂરનું ધારી તુલનાત્મક દ્રષ્ટિથી તેનું અધ્યયન એ શાસ્ત્રપદ્ધતિની બીજી બાજુ છે.

### ઐતિહાસિક રીત.

આજ સુધી સારસ્વતનો અભ્યાસ કોઇએ કર્યો નથી કે શું ? ગ્રંથનું જ્ઞાન થવાને

પરંપરાથી ચાલતી આવેલી પદ્ધત પૂર્ણ નથી કે શું ? એવી અનેક શંકા મનમાં આવે છે. જુની રીતથી ગ્રંથનું અધ્યયન થતું નથી એમ નથી. તે પૂર્ણ થતું નથી, એટલુંજ. ગ્રંથનું પૂર્ણ જ્ઞાન થવાને સારસ્વત જ્ઞાન યથાર્થ જોઇએ, અને તે સંપાદન કરવાને સમાજના ચૈતન્યના શબ્દ ચિત્રદષ્ટિથી સારસ્વતનો અભ્યાસ કરવો જોઇએ.

કેવળ પોતાનું સમાધાન કરવા માટે કોઇ લખતું નથી. કારણ, ખરેખર તેમ હોય તો તેની સ્ફુર્તિને ફક્ત ઉદ્‌ગારનું વિનાશી રૂપજ મળ્યું હોત; ચિરકાળ ટકનારી કૃતિનું રૂપ કોઇએ આપ્યું ન હોત અને જુદા જુદા કાળની કૃતિનો સંગ્રહ થઇ વાઙ્‌મય અસ્તિત્વમાં આવ્યું ન હોત. જે અર્થે વાંઙ્‌મય અસ્તિત્વમાં છે, તે અર્થે પોતાના ગ્રંથ ઇતર વાંચે, તેનું મનન થાય, તેનું લોકોના વર્તન પર પરિણામ થાય, નિદાન પ્રવાહમાં ખી પ્રસર્યા પ્રમાણે પોતાનો વિચાર નિષ્ફળ થાય નહિ, એવી ઇચ્છા કિંવા ઉમેદ ધરી વ્યક્તિ લેખનનો ખટાટોપ કરતા હોવા જોઇએ. તેમજ, ફક્ત પોતાનાજ એવા વિચાર ઘણા થોડા. જે સમયે, જે સ્થાને, જન્મ થયો હોય તે સમયનીજ કલ્પના નહિ પણ પૂર્વે થઇ ગયેલા મહાનુભાવોના વિચારોના સંસ્કાર લેખકને થયેલા હોય છે, અને પ્રૌઢ વયમાં તે સંસ્કાર લુપ્તપ્રાય થઇ પરદેશી સંસ્કારની પાઘડી જો તેના મન પર બેસે તો તેની કૃતિનું જ્ઞાન પૂર્ણ થવાને ઉક્ત કહેલ આનુષંગિક વાતનો વિચાર કરવો અવશ્ય છે. લોર્ડ મોર્લીની પ્રેરણાથી અને તેમની દેખરેખ નીચે શરૂ થયેલા ‘ આંગ્લ વાંઙ્‌મયના સેવક ’ “ English men of Letters ” આ ચરિત્રમાળા પૈકીનું કોઇ પણ પુસ્તક લો. તેમાં પહેલાં પૂર્વજ, પછી માતાપિતા, ત્યારબાદ બાળપણ, શિક્ષણ, રમતગમતની હકીકત આપ્યા પછી રાજકીય તથા સામાજીક પરિસ્થિતિ, સમકાલીન લેખકોની માહિતી, ચરિત્રનાયકના ગ્રંથ, વાંઙ્‌મયની સ્થિતિ ઇત્યાદિ અપ્રસ્તુત દેખાતી વાતોનો ઉલ્લેખ કરી નાયકોની વાંઙ્‌મયમાં યોગ્યતા વિષયે વિવેચન કરેલું હોય છે. આ પ્રમાણે પાછળનો, આગળનો અને સમકાલીન સંબંધ લગાડવાથી દૂર દૂરના લેખકોને યોગ્ય સન્માન મળવાનો સંભવ જાસ્તી થાય છે. **मतानामुत्तमं मतम्** એટલે સર્વજ ઉત્તમ એવી ભાવિકોની દષ્ટિ, જઇ તેના બદલે માર્મિકપણું અંગમાં વ્યાપે છે. સોનું કયું અને પીત્તળ કયું તે પારખવાની શક્તિ અંગમાં આવવા લાગે છે. સર્વજ ઉત્કૃષ્ટ કહેવાથી રસિકતા કરતાં મનની કોમળતા અને સમદષ્ટિનો અતિરેક દેખાય છે, એ પ્રત્યયમાં આવવા લાગે છે. પ્રત્યેક માણસમાં દૈવીક અંશ છે, ત્યારે મોટાપણું પણ પ્રત્યેકમાં બીજ રૂપે છે, એમ કોઇ કહેશે; પણ વાઙ્‌મયમાં અમારે બીજ રૂપ સાથે, કર્તવ્ય નરતાં પકવ ફળ સાથે, તેના આસ્વાદ સાથે છે, તે ધ્યાનમાં રાખવાની જરૂર છે. બીજ રૂપ જઇ સુંદર મોટું વૃક્ષ થાય અને ફળ આવે નહિ, કિંવા જે આવે તે બેસ્વાદ આવે તો તે ત્યાજ્યજ થાય છે ! મોટા ભવ્ય વૃક્ષનું ફળ માટે કોઇને ફળની રૂચી થતી નથી; તેના ફળના અંગમાં રસ હોવો જોઇએ છે. સાદી ભાષામાં કહીએ તો અન્ય વ્યવસાયમાં નૈપૂણ્ય મેળવ્યું એટલે વાઙ્‌મયમાં પણ મોટાપણું આવે છે એમ નથી. સર્વનેજ સારા કહેતાં ખરેખર પ્રતિભા સંપન્ન લેખકની સંભવના ન થતાં તિરસ્કાર થાય છે. વિદ્યાવ્યાસંગમાં ચિકિત્સાજ અધિક જોઇએ. ‘ नात्र कार्यविचारणा ! એ પુરાણનું ફરમાન અહિયાં લાગુ પડતું નથી. અર્ઘ્ય નૈવદ્ય એ પૂજા સમારંભ માટેજ છે.

જે પ્રમાણે એક વ્યવસાયમાંની મહત્તા અન્ય સ્થળે ઉપયોગી થતી નથી, તેજ પ્રમાણે કોઇ પણ વ્યક્તિને મોટાપણાને આંદ મળેલો નથી, કિંવા બહુ જનસમાજને તેની દક્ષિણા પણ આપેલી નથી. તેં દુર્લભ છે. તે દિક્કાળથી મર્યાદિત નથી. એકજ દેશમાં ભિન્ન કાળે ભિન્ન ભિન્ન જાતિમાં અને એકજ કાળે એકજ સમાજમાં તથા જ્ઞાતિમાં મહાત્મા ઉદયમાં આવે છે. વિચાર તથા વૃતિથીજ ઉચ્ચ નીચપણું વાંઙ્મયમાં પણ આવે છે. ચિરાયુ કરવાનું સામર્થ્ય કાળમાં નથી. તેથી બેચાર શતક ગયા બાદજ લેખકોને મહત્તા પ્રાપ્ત થાય છે, એવી જે ઘણાઓની અસ્પષ્ટ સમજ હોય છે, તે કેટલી નિરાધાર છે, તે ઐતિહાસિક પદ્ધતિથી સારસ્વતનું અધ્યયન કર્યા સિવાય મનપર સ્પષ્ટ ઠસે તેમ નથી.

તેમજ સૌંદર્ય કિંવા રસમાધુર્ય વાંઙ્મયના ઠરાવેલા પ્રકારમાંજ નિષ્પન્ન થાય છે, એમ નથી. કાવ્યપ્રચુર સંસ્મરણીય એવા પ્રસંગ સંસારમાં અનેક હોય છે. તેનાથી મોહ પામી તેને યોગ્ય શબ્દ રૂપ આપનારા, ઇતરને ડોલાવનાર યોજક જોઇએ છીએ—જેટલા યોજક તેટલી વૃત્તિ, અને તેટલોજ વિશેષ રસ. વિશેષ રસની ગણના, તેનું વર્ગીકરણ, તેની ઉત્પત્તિ, તેનું નિદાન ઠરાવવાનો અલંકાર શાસ્ત્રનો આયાસ વ્યર્થ છે.

જેમ શારીરિક શાખાનું ગમે તેટલું અધ્યયન કરવામાં આવે, શબ ફાડી અંદરની રચનાનો ગમે તેટલો અભ્યાસ કરવામાં આવ્યો હોય, કિંબહુના આ રચનાનો શરીરની ક્રિયા સાથે હોનારા સંબંધની પછી શોધ કરવામાં આવી હોય તો પણ મનુષ્ય પ્રાણીનું પૂર્ણ જ્ઞાન થયું એમ કોઇ પણ કહી શકે નહિ, તેમજ અલંકાર શાસ્ત્રના પઠનથી કાવ્યનું જ્ઞાન થાય છે એમ કહી શકાશે નહિ. એટલુંજ નહિ પણ જે પ્રમાણે પાકશાસ્ત્રમાં જુદા જુદા પકવાનોની વિધિ પ્રમાણે અમુક કરતાં અમુક પાક નિષ્પત્તિ થાય છે, એવું અનુભવસિદ્ધ આશ્વાસન આપેલું હોય છે તેજ પ્રમાણે અલંકારશાસ્ત્રનું વિવેચન એટલે રસનિષ્પત્તિની વિધિનો બીજો એક અનુભવસિદ્ધ સંગ્રહ, એવી સમજ થવી સાહજીક છે એમ કોણ કહેશે? અમુક વિશેષણ, અમુક પ્રમાણમાં એકત્ર રાખવામાં આવે કે થયો અમુક રસ તૈયાર! પાકશાસ્ત્રની વિધિ અને અલંકાર શાસ્ત્રની વિધિમાં શું ફરક એમ કેમ લાગે નહિ? વ્યક્તિને અલંકારશાસ્ત્રનો ઉપયોગ ન થતાં તેના નૈસર્ગિક સ્વાતંત્ર્યને હરકતો આવવી જોઇએ.પણ રચનાની પદ્ધતિ સાધ્ય થયેલાને માત્ર કાવ્યની ટંકશાળ કાઢવામાં મદદરૂપ થાય છે. (અપૂર્ણ).

# અંતિમ આલિંગન!

લેખક—બાલકવિ-જામનગર.

"અલ્લાહો અકબર!" એ ધ્વનીથી રણભૂમી ગાજી ઉઠી હતી. એક બાજુ ત્રણ લાખ મુસલમાન ફોજ, અને બીજી બાજુ માત્ર ત્રણ હજાર આર્ય વીરો! એક રાત અને એક દિવસ ઘનઘોર યુદ્ધ કરીને હિંદુ શર સરદારો, કોઇ જંગલમાં એકાદાજ પીપળો દ્રઢતાથી ઉભો હોય છે, તે માફક ઉભા હતા. પણ હવે હિંદુ ફોજનો નાશ થશે, એવાં ચિહ્ન સ્પષ્ટ દેખાતાં હતાં. આર્ય ફોજના નાશ સાથેજ ભારત વર્ષની સુયશ ધ્વજા પણ ધુળ સાથે મળવાની. અને અસ્તાચળ ઉપર સ્થિત થએલ સહસ્ત્ર-રશ્મી સાથે હિંદુસ્તાનનો ગૌરવ ભાનુ પણ સદાને માટે અસ્તંગ થવાનો, એમ જણાતું હતું.

"હર-હર મહાદેવ હર."

પ્રિય વાચક! માત્ર પાંત્રીસ સિપાઇઓ સાથે લઇ, ભરતખંડની અધિષ્ટાત્રી દેવીના ફુલેલ તેજસ્વી વજ્ર જેવા-પોતાના હાથમાં ઉઘાડી તરવારો સાથે શત્રુ ફોજપર તુટી પડનારા પરાક્રમી સવારોમાં આ તેજસ્વી યુવાન કોણ? જેના અવર્ણનીય પ્રબલ પ્રતાપથી આ અગણિત મુસલમાન ફોજ પ્રચંડ ઝંઝાવાતથી ડોલી રહેલા જંગલ માફક થએલી એવો વીર કોણ? તેમજ જેના વજ્ર કઠોર 'હર-હર મહાદેવ હર'ની ભીષણ ગર્જનામાં ત્રણ લાખ યવન કંઠમાંથી નીકળનારો 'અલ્લાહો અકબર' ધ્વની ક્યાંયનો ક્યાંય વિલન થઇ ગએલ એવો એ વીર કોણ? અને કોણની ઉપાડેલ દૈવી તરવાર સામે સીંહે છાપો મારેલ બકરાંના ટોળા માફક શત્રુ ફોજને ભાગતાં ભોંય ભારે થઇ પડી, એ કોણ? તે દિવસનો આર્યસ્થાનનો યશસૂર્ય રકતસ્નાત વિજયી તલવારને આશીર્વાદ આપી અસ્તાચલે વિશ્રાંતિ લેવા ગયો! તે વિજય તલવાર હાથ ધારણ કરેલો યુવક કોણ? એ આપ કહી શકશોકે?

એ એજ લલિતસીંહ! કાંચીનો સેનાપતિ ભરતખંડના ઇતિહાસમાંનો અક્ષય ધ્રુવ!

(૨)

આજે કાંચી નગરીમાં આ આટલો બધો ઉત્સવ શાનો છે? વાચકોના જાણવામાં છે કે? નગરીમાંની મોટી મોટી હવેલીઓમાંની અગાસીઓપર જયધ્વજાઓ આટલી બધી કેમ અતિશય ચંચલ બની ફરકતી હશે? પવનના સપાટાથી કે આનંદના આવેગથી? નગરીમાંના પ્રત્યેક ઘરના દરવાજે શુભસૂચક કદલીસ્તંભના આમ્રપલ્લવ વેષ્ટિત તોરણો દ્રષ્ટિગોચર થાય છે! ઘેર ઘેર દીપમાલાઓ પ્રજ્વલિત થઇ છે! તે સાથે જયનાદ પણ સંભળાય છે. નગરીની દિવાલો અને કિલ્લાઓ પર જાણે અફાટ જનસાગરજ ફરી વળ્યો છે! નગરીમાંના પુરૂષ અને સ્ત્રી વર્ગ આટલી ઉત્સુકતાથી કોની રાહ જુએ છે?

એકેક પુરૂષના મુખમાંથી નીકળતો જયનાદધ્વની, અને યુવતીના કંઠમાંથી નીક-

બતો મંગળગીત ધ્વની એકત્ર થઇ, અગ્ર ખંડનો ભેદ કરી નક્ષત્ર મંડળ તરફ ગતિમાન થતો હતો. વાયુલહરીના સપાટામાં આવેલ દીપમાલ પ્રમાણે નક્ષત્રમાલા કંપવા લાગી !

એક જાતીવંત અબલખ ઘોડાપર સવાર થઇ જે નરવીર નગરીના સીંહ દરવાજેથી પ્રવેશ કરે છે, તેને ઓળખ્યો કે ? તેજ તે. આપણુને પ્રથમ પરિચીત થએલ કાંચી નગરીનો સેનાપતિ લલિતસીંહ. શત્રુઓનો નાશ કરી, પોતાના માલિકના ચરણે શત્રુઓના લોહી વડે રંગાએલ વિજયી સમશેર સમર્પણ કરવા જાય છે. અને તે કારણથીજ કાંચી નગરીમાં આજે આટલો આનંદ ઉભરાયો હતો !

પણ સેનાપતીના સ્વાગત માટે જે આટલો બધો જયજયકાર થઇ રહ્યો હતો, તે તરફ તેનું બિલકુલ લક્ષ્ય ન હતું. અગાસીના ગવાક્ષદ્વારોમાંથી નગરસ્ત્રીઓ અવિરત પુષ્પવૃષ્ટિ કરતી હતી, તે તરફ પણ તેનું ધ્યાન ન હતું. જંગલમાંથી અત્યંત તૃષિત થએલ મવાસી સરોવર તરફ દોડતો જતાં, તેના પર વૃક્ષરાજીમાંથી કોઇ પુષ્પ કે રૂક્ષ પાતરાંઓ ખરી પડે, તો શું તે તરફ તેનું જરાપણ ધ્યાન જાય ખરૂં કે ? જેનું હૃદય કોઇ પણ અમુક બાબતથી અસ્થિર બન્યું હતું, એવા લલિતસીંહ પર થનારો આ પુષ્પવર્ષાવ–અતિશય સન્માન–એ બધું શુષ્ક, નિરસ અને તુચ્છ તેને લાગતું હતું !

આખરે જ્યારે લલિતસીંહનો ઘોડો અંતઃપુર પ્રાસાદ સામે આવી ઉભો રહ્યો, ત્યારે તેણે તેની લગામ એકદમ ખેંચી રાખી. જેથી અત્યાર સુધી જોસમાં કુદતો આવતો ઘોડો ચમકીને જરા ઉભો રહ્યો. એક ક્ષણવાર લલિતસીંહે તે રાજપ્રાસાદની બારી તરફ આતુર દૃષ્ટિ વડે જોયું. લજ્જાથી અવનત થએલ નેત્રોની ચકિત દૃષ્ટિ પોતાના મુખ તરફ ચોંટેલી હોઇ–અનિંદ્ય કોમલ એવા હસ્તદ્વયથી ફેંકેલ પુષ્પમાલા પોતાના પગપાસે આવી પડી, એમ લલિતસીંહને જણાયું. તુરત લલિતસીંહ ઘોડા પરથી નીચે ઉતરીને તે માલા ઉંચકી પોતાના શિરપર ધારણ કરી. કૃતાર્થતા અને કૃતજ્ઞતા ભરી દૃષ્ટિએ ઉપર જોયું.

પણ તે વખતે તે ગવાક્ષદ્વારો બંધ થઇને દીપમાલાએ પણ બુઝાઇ હતી. લલિતસીંહની દૃષ્ટિ અતૃપ્ત રહી !

( ૩ )

લાખો શત્રુઓ સામે જે વીર નીડરપણે ઉભો હતો,તે માત્ર એ મૃગ નેત્રોથીજ પરાજીત થયો ! કોઇ દુર્ભેદ્ય પથ્થરના કિલ્લામાં સંગ્રહી રાખ્યા માફક પોતાના ધૈર્ય–શૌર્યને સેનાપતિ લલિતસિંહે આજે કેટલાએ વરસોથી પોતાના હૃદયરૂપ કિલ્લામાં સંગ્રહી રાખ્યું હતું. પણ તે ગઇ કાલે સંધ્યા સમયે બે કૃષ્ણનેત્રની સલજ્જ સંભ્રમ દ્રષ્ટિથી તે કિલ્લાપર જબર આઘાત થઇ, આજ સુધી રક્ષણ કરેલ તે ધૈર્ય એક પલવારમાં જતું રહ્યું ! પણ એથી શું ? લલિત-સીંહ ! તારે રાત્રીના અંધકારમાં કોઇ ચોરની માફક રાજના અંતઃપુર ઉદ્યાનની દિવાલોપરથી હળવેથી કુદીને જવું ઉચિત છે ? ઓ લલિતસીંહ ! તું ભુવનવિજયી વીર નર—તને શું એ શોભશે ?

પણ નવલકથાના લખનારને કોઇ જગોએ પણ અટકાવ થતો નથી તેમને પહેરાવાળા ' મત જાવ ' કરતા નથી. તેમ જેમણે સૂર્યનાં કિરણ પણ જોયાં નથી એવી રમણીઓ પણ

તેમના અંતઃપુરમાં જતાં અટકાવતી નથી. ચાલો તો-આ વસંત સંધ્યાના વાયુલહેરીથી ડોલતા રાજના અંતઃપુરના એકાન્ત ઉદ્યાનમાં એકવાર પ્રવેશ કરીએ. વાચક બ્હેનો! તમે અમારી સાથે ચાલો. અને વાચક બન્ધુઓ! તમારી ઇચ્છા હશે તો તમો પણ અમારી પાછળ આવી શકશો. તમને છુટ છે. એકવાર સુક્ષ્મ દ્રષ્ટીથી જુઓ.

બકુલ વૃક્ષ નીચે તૃણ શૈય્યાપર સંધ્યાની તારકાની સાક્ષાત્ પ્રતિમાજ એવી રમણી કોણ છે? આવું રૂપ કોઇ દિવસ જોએલું કે? શું સુંદર સ્વરૂપનું કોઇવાર યથાર્થ વર્ણન કરી શકાય કે? આવી રીતનું જીવન-યૌવન અને સૌંદર્ય કોઇપણ મંત્ર બલવડે ભાષા-શબ્દોમાં કોઇ દિવસ નીર્મી શકાશે કે? પ્રિય વાચક બંધુ! જો તમારૂં લગ્ન થયું હશે તો તમારી પ્રીય પત્ની-દેવી પ્રેમવાળી હૃદય રામાના મુખકમલનું સ્મરણ કરો. ઓ રૂપવતી વાચક બહેન! જેણીને જોઇ " કેવી આ સુંદર દેખાય છે? હશે કદાચીત સુંદર! પણ ચહેરાપર કાંઇ તેવું તેજ તો દેખાતું નથી." એમ કોઇવાર જો તમારી સહચરીને તમે કહ્યું હોય, તો એવી તરૂણીના મુખમંડળનું સ્મરણ કરો. એટલે આ બકુલવૃક્ષ નીચેની રાજકન્યાના રૂપ સાથે કિંચિત્ સાદ્રશ્ય થઇ શકશે!

પ્રિય વાંચકવૃંદ! હવે તો એ તરૂણી-રમણીને ઓળખી કે? એજ તે રાજકુમારી વિધુલ્લતા!

પોતાના ખોળામાં પુષ્પો લઇ નીચું જોઇ તે માળા ગુંથતી હતી. માળા ગુંથતાં ગુંથતાં વચમાંજ તેણીની કોમલ કરાંગુલી પોતાના કાર્યમાં શિથીલ થતી. તેણીની ઉદાસી દ્રષ્ટી કોઇ એક દૂરના ચિંતવન સામ્રાજ્યમાં ભ્રમણ કરતી હતી. રાજનંદિની વિધુન્માલા આટલો બધો શાનો વિચાર કરતી હશે?

વાચક! આ પ્રશ્નનો ઉત્તર અમો નહીં આપીએ. રાજકુમારીના એકાન્ત હૃદય મંદિરમાં આજે આ નિસ્તબ્ધ-શાન્ત સાયંકાળે કોઇ એકાદ ભાગ્યવાન મર્ત્ય દેવની આરતી થતી હશે. ત્યાં અપવિત્ર કુતુહલ સાથે પ્રવેશ કરવા અમારી હિંમત ચાલતી નથી. જુઓ પૂજાના સુગંધી ધૂપના ધુમ્ર માફક એક દીર્ઘનિશ્વાસ વાયુ લહરીમાં સંમીશ્ર થયો!, અને સુકોમલ કુસુમ બુંદની માફક દેખાનારા બે અશ્રુ બિન્દુએ અજ્ઞાત દેવના ચરણ કમલ ઉપર પોતાને સ્વીકારવાના ઉદ્દેશથી સરી નીચે પડયાં!

આ વખતે અચાનક રાજકન્યાની પાછળથી એક યુવાને ગંભીર-પ્રેમ વેગના કંપિત સ્વરે હળવેથી હાંક મારી-" રાજકુમારી!"

એ શબ્દ કાને પડતાંજ રાજકુમારીએ બીતીથી બુમ મારી. તુરત પહેરાવાળા દોડી આવ્યા. આરોપીને બંદીવાન કર્યો.

પહેલી બૂમ પાડવા સાથેજ રાજકન્યા મુર્છિત થઇ પડી હતી, તેણી શુદ્ધીમાં આવી જુએ છે, ત્યાં લલિતસિંહ સેનાપતિ બંદિવાન થએલો!

( ૪ )

આવો અપરાધ ખરી રીતે દેહાન્ત શિક્ષાજ યોગ્ય. પણ સેનાપતિ લલિતસિંહે કાંચી નગરી પર કરેલા પ્રથમના ઉપકારો ધ્યાનમાં આણીને મહારાજાએ તેને દેહાન્ત શિક્ષા નહિ કરતાં હદ પાર કર્યો.

રાજની હદમાંથી બહાર નિકળતી વખતે લલિતસીંહ બોલ્યો—" દેવી ! તારાં નેત્ર પણ જ્યારે પ્રતારણા કરી શકે છે, ત્યારે આ પૃથ્વી તલ ઉપર સત્ય ક્યાંઇ છેજ નહિ, એમ કહેવું પડે છે. બસ. આજથી હું હવે માનવજાતીનો શત્રુ બન્યો છું !"

તે દિવસથી લલિતસીંહ એક મોટી બંડખોર ટોળીનો નાયક બનીને અઘાટ એવા જંગલમાં રહેવા લાગ્યો.

પ્રિય વાચક ! આવી સ્થિતિમાં આપણા સરખા કોઇ સામાન્ય પુરૂષે શું કર્યું હત ? હદપાર થઇ જ્યાં રહેવા જાત, ત્યાં કોઇ નાની મોટી નોકરી શોધવાનો પ્રયાસ કર્યો હત. અથવા તો કોઇ અઠવાડિક પેપર કાઢવું શરૂ કર્યું હત. આ સ્થિતિમાં થોડા ઘણા જો કે કષ્ટ ભોગવવાં પડત અને વિશેષતઃ અનાજના સાંસા થઇ પડયા હશ. એ ખરૂં. પણ નવલકથામાં સહેલા પરન્તુ પૃથ્વી તલ ઉપર દુર્લભ થઇ પડેલા સેનાપતિ લલિતસીંહ સરખા પ્રતાપી પુરૂષો એવી સ્થિતિમાં નોકરી શોધતા નથી, અથવા તો પેપર કાઢવાના ઉપાધ્યાયમાંએ પડતો નથી. આવા પુરૂષો જ્યારે સુખમાં હોય છે, ત્યારે એક નિશ્વાસ સાથે સઘળા જગત પર ઉપકાર કરે છે. અને તેમની મનેચ્છા વિફળ થતાં લાલઘુમ નેત્ર કરી આવેશથી બોલે છે કે—" રાક્ષસી પૃથ્વી ! સમાજ રાક્ષસ ! તમારા છાતી પર પગ દઇને તેનો પાકો બદલો લઇશ-સુડ લઇશ." આ બોલી તે ક્ષણથીજ બંડ ઉભૂં કરી બારવટે નિકળે છે. આમ ઇંગ્લીશ કાવ્યમાં પણ પુષ્કળ સ્થળે જણાઇ આવે છે. અને તેજ રીત આપણા રજપુત વીરોમાં પણ ચાલુ હતી.

આ લુંટારાઓના ત્રાસથી દેશમાંની પ્રજા બિચારી કાયર થઇ જાય છે. પણ આ અસાધારણ વીરનરો અનાથના મિત્ર-દીનને સહાય કરનારા નિરાશ્રિતોને આશ્રયરૂપ હોઇને, માત્ર શ્રીમાન મોટા કુળના બડેજાવ વાળાં માણસો અને અધિકારી વર્ગનેજ કાલાન્તક જમરાજ જેવા હોય છે.

ઘોર અરણ્યપ્રાન્ત સૂર્યનારાયણ અસ્તંગત થવાની તૈયારીમાં હતા. એ વનપ્રદેશમાં અકાલે રાત્રીનો ભાસ થતો હતો. આ વખતે એક યુવાન પ્રવાસી એક અજાણ રસ્તે એકલોજ જતો હતો. તેનું કોમલ શરીર શ્રમથી બહુ શિથીલ જણાતું હતું. તો પણ તે ક્યાંઇએ નહિ અટકતાં એક સરખો માર્ગક્રમણ કરતોજ હતો. તેના કમ્મરે જે તરવાર લટકાવેલ હતી, તેનો ભાર પણ તેને અસહ્ય થયો હતો. જંગલમાં ક્યાંઇ જરા શબ્દ થતાંજ ભયભીત હૃદયથી હરેણ પ્રમાણે ચકિત દૃષ્ટિથી ચોમેર તે જોતો. પણ નિશાનો અધિકાર વધતો જતો હતો, અને અજાણ અરણ્યમાર્ગ છતાં તે દૃઢ નિશ્ચયથી આગળ જતો હતો.

એ મુસાફરને જોઇ તે બારવટીયાની ટોળીએ આવી પોતાના નાયકને વરધી પહોંચાડી કે—" આજે એક સારી શિકાર હાથ લાગી છે. તેના માથે જરીની સાફો, શરીરપર રાજપોશાક અને કેડે તરવાર છે. " નાયક આનંદથી બોલ્યો—" ત્યારે એ શિકાર મારી તમે સઘળા અહીંજ રહો."

પ્રવાસી પોતાને રસ્તે ચાલ્યો જતો હતો. જ્યાં તેને દૂર આજુપર એક સુકા વૃક્ષના પાત્રાંમાંથી 'ખર્-ખર્' એવો ધ્વની સંભળાયો.મુસાફર ચમક્યો. ચોમેર ભીતીથી જોવા લાગ્યો.

એટલામાં એકદમ એક તીર સણણ્ કરતો આવી તેની છાતી વીંધી સોંસરો પસાર થઇ ગયો. ' ઓ બાપરે ! ' આટલા શબ્દો બોલતાં ધાડ કરતો તે જમીનપર પટકાઇ પડયો !

નાયક પાસે આવી ઘુંટણીએ બેસી તેના ચહેરા તરફ જોવા લાગ્યો. જમીનપર મરણ-વશ થઇ પડેલ પ્રવાસીએ તે નાયકનો હાથ પકડી એક વાર ક્ષીણ યતે મૃદુસ્વરે હાંક મારી –" કોણ લલીત ? "

એ શબ્દ સાંભળતાંજ એ લુટારાની ટોળીના નાયકના હૃદયના સહસ્ત્ર ઘા ટુકડે ટુકડા થઇ ગયા ! વિહ્વળ સ્વરે તે બોલ્યો–" રાજકુમારી વિદ્યુલ્લતા ! "

થોડી વારે તે બારવટીયાની ટોળીએ આવીને જોયું, તો શિકાર અને શિકારી બન્ને અંતિમ આલિંગનમાં બદ્ધ થઇ, બન્નેના પ્રેમી આત્મા એક સાથેજ આ જગતને છોડી ગયા હતા !

× × ×

એક દિવસે રાજકુમારી વિદ્યુલ્લતાએ પોતાના અંતઃપુરના ઉપવનમાં અજાણપણામાં લલિતસિંહ પર રાજદંડનો પ્રહાર કર્યો હતો, જ્યારે બીજા એક દિવસે સંધ્યાકાળે જંગલમાં લલિતસીંહે પોતે અજાણપણામાં રાજકુમારી પર શરપ્રહાર કર્યો ! આ જગત સંસારની બહાર જે કયાંઇ મીલન થવું શકય હશે, તો ત્યાં સેનાપતી લલિતસિંહ અને રાજબાળા (વિદ્યુન્માલા) વિદ્યુલ્લતાએ એક બીજાના અપરાધની ક્ષમા આપી હશે એમ અમને લાગેછે.

**શ્રીયુત ડૉ. રવીન્દ્રનાથ ઠાકુરની એક વાર્તાનો અનુવાદ.**

# ચર્ચાપત્ર.

## સંયુક્ત વ્યવસ્થા કે વિભક્ત ?

સાહેબ,—સંયુક્ત તથા વિભક્ત અવસ્થા વિશે આપ તરફથી ઘણું લખાયું છે. વિભક્તાવસ્થા ઘણે દરજ્જે પ્રશંસનીય છે એ આપે સારી રીતે બનાવ્યું છે.વખત જતાં એની કીમ્મત અંકાતી જશે પણ હાલ તો સંયુક્તાવસ્થાનું સામ્રાજ્ય છે એની ના કહી નહીં શકાય એટલે બર્કના સિદ્ધાન્ત પ્રમાણે જે બગડયું હોય તેમાં સુધારો કરી ઠેકાણે લાવવું તે હાલના સમય માટે યોગ્ય ગણાશે.

આ અવસ્થામાં આશ્રિતોને માટે ચાલ ચલગતનું કાંઇ ધોરણ નથી.એટલે આશ્રયદાતાઓ બે બાજુની ઢોલકી બજાવે છે.પોતાની ભુલ હોય તો તે કબુલ કરતાં નથીજ.માટે એવા સાધારણ નિયમોનો એક code બનાવવો જોઇએ. એ નિયમો માટે એક ચર્ચાપત્રમાલા આપના પત્રમાં ખોલશો એજ મારી વિનતિ છે.એક દ્રષ્ટાંત અયોગ્ય નહીં ગણાય:–મારી બે વરસની પુત્રી છે તેને હું વડિલો દેખતાં બોલાવતો નથી. એમની ગેરહાજરીમાં બોલાવું છું તે રૂચતું નથી. મને ચોખ્ખું કહેતાં હોય કે " આમ કરૂં છું તે અમને પસંદ નથી " તો એમની લાગણીને માન્ય આપી તેમ ન કરૂં. પણ મારી પત્નીને તે બાબત ટોક ટોક કરે છે. તે મને કાંઇ કહેતી નથી. મ્હને પોતાને એઓ એ વિશે કાંઇ કહેતાં નથી. એટલે હું તો અંધારામાંજ રહ્યો. અચાનક મને ખબર પડી ત્યારે.

ચાલચલગતનું આ પ્રમાણે કંઇ ધોરણ બંધાયું નથી. જરા પણ ફેરફાર નવી પદ્ધતિને ઘણું મોટું સ્વરૂપ અપાય છે. જાણે કોઇનું ખૂન કરી નાંખ્યુ હોય ! જરા બાબતમાં " નિકળો ઘરની બ્હાર " થાય છે.

ચર્ચાપત્રમાલા આપ ખોલો તો નિયમો વડિલોએજ મોકલવા જોઇએ, અને નહીં કે આશ્રિત યુવાનોએ.

કાંપ્ટી ( મધ્યપ્રાંતો ) } આપનો વિશ્વાસુ.
તા. ૫ મી સપટેમ્બર. } D.

---

ગયા ઑગસ્ટ માસના અંકો—બિલકુલ સિલકમાં રહ્યા નથી. માટે નવા ગ્રાહક થનારને કે બીજા કોઇને પણ તે અંકો મોકલી શકાશે નહીં. જૂના ગ્રાહકોમાં બધાને તે મોકલવામાં આવ્યા છે. જેઓ ન મળવાની ફર્યાદ કરતા હતા તેમને અત્યાર સુધી હમે તે ફરીયાદ ખરી તરીકે માનીને, નહીં મળેલો અંક શીલકમાં હોય તો મોકલી આપતા હતા. પરંતુ ઑગસ્ટના અંકના સંબંધમાં તે કરી શકીશું નહીં, જે માટે દિલગીર છીએ.

મોતીલાલ મિ. દલાલ.
વ્યવસ્થાપક, 'સત્ય'.




એક અલ્પ પ્રેમકથા.

લેખકઃ-રા. મણિભદ્ર.

(ગયા અંકથી ચાલુ.)

વસંત અધીરો બની ગંગાને ભેટી પડયો. ઉભયનાં હૃદયો આનંદથી ઉભરાઇ ગયાં-તેમના આનંદનો પાર રહ્યો નહિ. વસંતને તો ખરેખર આ ' પ્રેમ વિપ્લવ ' જણાયો; ગંગાનાં હૃદયમાં આનંદની ગંગા વ્હેવા લાગી—

વાહ ! વાહ, ગંગા કંઠે રહ્યો વસંત છવાઇ,
આહાહા ! લાગે કેવો મનને તે સુખદાયી ?

વસંતરાયના પ્રેમનો વ્હેમ ક્યાંને ક્યાં ઉડી ગયો; તેને હવે નવીજ દુનીઆ દેખાવા લાગી-તે કોઇ નુતન રંગમાં જ રમવા લાગ્યો. ગંગાના પ્રેમ પ્રતિ પોતાની અશ્રદ્ધા અને શંકા માટે પોતાને દોષિત સમજ્યો અને ગંગાનાં ઘર આગળ આવવાના કરેલા સાહસને માટે પોતાને શાબાશી આપવા લાગ્યો. ગંગા પાસે આવ્યો ન હોત તો અને પોતાના માનેલા મનસ્વી વ્હેમમાં કુટાયા કર્યું હોત તો તો તેનું શું એ થાત તે સમજી શકાય એમ નથી: કદાચ ગંગાને-પોતાના પ્રેમીને લીધે-કોઇ સાહ્ય કરવાની ફરજ પડી હોત.

હવે વસંતરાયને પોતાનાં કર્મ માટે પશ્ચાત્તાપ થવા લાગ્યો. ગંગાના બન્ધુને અપરાધી ઠેરવવામાં પોતે કરેલા પ્રયાસ માટે તે ગંગાનો કૃતઘ્ની ઠરી ચુક્યો હતો. હવે તો મહેન્દ્રને શિક્ષામાંથી મુક્ત કરવો એ તેની ફરજ બાકી રહી હતી. અને એ ફરજમાંથી મુકત થયા પછીજ ગંગાનું પાણિગ્રહણ કરવાને તેને અધિકાર છે, એમ તેને લાગ્યું.

" ગંગા ! મેં તારા પ્રતિ ઘણી કૃતઘ્નતા બતાવી છે. તને મેં કનિષ્ટ ગણી-માની અને તારા ભાઇને મેં શિક્ષાપાત્ર કર્યો. તો તારી ક્ષમા યાચવા ઉપરાંત મારે બીજી ફરજમાંથી મુકત થવાનું છે. "

" વ્હાલા, પ્રેમીને પ્રેમી પૂજે છે; તો પછી તેઓમાં ક્ષમા માગવાનો-આપવાનો ચાવકાશજ ક્યાંથી હોય ? તમે કઇ ફરજમાંથી મુકત થવાના બાકી છો ? "

તારો બન્ધુ નિર્દોષ છે, તો તેને મુકત કરી જગત સમક્ષ તેને નિર્દોષ બતાવવો એ મારો ફરજ છે. "

" એ તમારા હાથમાં છે. કદાચ એમાંથી તમે તેને મુક્ત કરી શકો.

" ઠીક ત્યારે હું જાઉ છું. હવે તો મહેન્દ્ર સાથેજ તને મળીશ. "

વસંતરાય ગંગાના ઘરમાંથી ઉઠીને પોતાના ઘર તરફ ચાલ્યો. ગંગા પલંગપરજ પડી અને પોતાના હૃદયના કલેશથી મુક્ત થઇ તેજ હૃદય આનંદથી ભરાઇ ગયું હતું એટલે તેને નિદ્રાદેવી આનંદથી આવીને ભેટી.

મહેન્દ્રના શિર ઉપરથી અપરાધ ઉતારી—જે ખરો અપરાધી છે તેને કેમ જાહેર કરવો-પણ તેમ કરતાં આ ખરો અપરાધી પોતાનોજ બાપ છે એમ જગત જાણે નહિ એવી યુક્તિ કેમ કરવી અને તે કેમ પાર પાડવી તેને માટે વસંતરાય ઘેર આવીને વિચાર કરવા લાગ્યો.

આ કામ છુપી પોલીસના માણસો શિવાય બીજા કોઇથી પાર પાડી શકાય એમ નહોતુ, તેથી તેણે રાતોરાત છુપી પોલીસના મુખ્ય અમલદારને ત્યાં જઇ સર્વ વૃત્તાંત જાહેર કર્યું. પોતાના બાપનો મેળાપ—તે પોતાનો બાપ છે એમ જણાવ્યા વગરનું પણ વર્ણન કર્યું અને તેઓએ કેવી રીતે ચોરી કરી અને હવે કયાં છે તે વિશેની પણ કંઇક જાણ્યા પ્રમાણેની માહીતી આપી. છુપી પોલીસે આ કામ માથે લીધું, અને " બદમાશ બાપ " ની તેઓએ પૂંઠ પકડી. તેમની મંડળીની વાતચીતથી તેઓ જણાઇ આવ્યા.

એક દિવસે તેઓ એક ઘરમાં ચોરી કરવા પેઠા હતા પણ છુપી પોલીસે તેમનો કેાૈ લેવાથી તેઓ સહીસલામત બહાર નીકળી શક્યા નહીં. જેથી વસંતરાયનાં બાપે બારી વાટે નીચે નંખાપી દીધું અને આત્મઘાત કર્યો. આ આત્મઘાતથી વસંતરાયની યુક્તિ પોતાની કીર્તિ ઝાંખી થયા વિના પાર પડી. ચોર બાપના મડદાને કોર્ટમાં લઇ જવામાં આવ્યું અને મહેન્દ્રનો કેસ છુપી પોલીસ વાળાની ફરમાસથી પાછો શરૂ કર્યો. મહેન્દ્રે પોતાની જુબાનીમાં જે માણસને ખરો ગુન્હેગાર જણાવ્યો હતો તેનું આ મડદું છે એમ ખાત્રી કરી પોલીસે પણ પોતાની જુબાની મહેન્દ્રના પક્ષમાંજ આપવાથી મહેન્દ્ર શિક્ષામુક્ત થયો અને છુપી પોલીસને ઇનામ મળ્યાં.

મહેન્દ્ર, વસંતરાય પોતાનો સહાયક થયેલો જોઇને અતિ આશ્ચર્ય પામ્યો. વસંતરાય તેને પોતાની સાથે ગંગાં પાસે લઇ આવ્યો અને ભાઇ બેન સહર્ષ ભેટયાં—અને આનંદ પામ્યાં; મહેન્દ્રને વસંતરાય વિશેની પણ સર્વ માહીતી મળી અને તેના આનંદનો પણ પાર રહ્યો નહિ.

આજ સુધી પિતા તેમજ ભાઇના અભાવે પોતાના પિતાના ઘરનો સર્વ કારભાર ગંગાના હાથમાંજ હતો પણ હવે તેણે સર્વ કાર્યભાર પોતાના બન્ધુના શિર પર નાંખ્યો અને પોતે મુક્ત થઇ.

થોડા દિવસમાંજ વસંતરાય અને ગંગાનાં લગ્ન ધામધુમ અને આનંદથી થયાં અને પોતે વસંતરાયના સંસારની ગૃહરાજ્ઞી બની, જેનો કાર્યભાર તે આનંદથી અને નિયમસર ચલાવવા લાગી. તેના આ ગૃહરાજ્યના રાજ્યચિહ્નનો શુદ્ધ પ્રેમધ્વજ તેઓ ઉભયના હૃદયરૂપ સિંહાસનપર અહોનિશ ઉડતો રહ્યો. અસ્તુ.

સંપૂર્ણ.

## સાયન્સ ( વિજ્ઞાન ) વિદ્યા ઇ. સંબંધી નવીન શોધો તથા વિચારો ( સટીક ).

**મહાસાગરોની ઉંડાઇ તથા બીજી વિચિત્રતાઓ**—જુદે જુદે સ્થળે જુદી જુદી છે. પૃથ્વીનો જે ભાગ મહાસાગરોથી ઢંકાયલો છે તેમાંના સેંકડે સાત ટકા જેટલા ભાગની ઉંડાઇ તો ૬૦૦ ફુટ જેટલીજ અથવા તેથી પણ ઓછી છે. ૬૦ ટકા જેટલા ભાગમાં ઉંડાઇ હડી માઇલ જેટલી છે. એવાં ૪૩ સ્થળો જણાયાં છે કે જ્યાં તેની ઉંડાઇ ૩॥ માઇલ જેટલી છે. તાર વ્યવહારનું કામ જોનારી અમેરીકન સ્ટીમર ' નીરો 'ના કપ્તને ગુંઆમના ટાપુ આગળ મહાસાગરના પાણીની ઉંડાઇનો પત્તો છેક ૭ માઇલ દોરડું નાંખ્યું ત્યારે લાગ્યો. સાગરમાં સ્નાન કરવાનો અનુભવ એવો થયો છે કે તેનાં પાણી સામાન્ય કરતાં ઉષ્ણ છે. પરંતુ સાયેન્ટીસ્ટોએ કરેલી શોધ પ્રમાણે સમુદ્રનાં પાણીના ૯૨ ટકા જેટલા ભાગનાં પાણીની ગરમી ૪૦ ડીગ્રીની અંદર છે. પણ હંમેશાં સપાટી પરનું પાણી નીચલા. ભાગ કરતાં વધારે ગરમ હોય છે. તેમજ વળી એક બિજી વિચિત્રતા એ છે કે, છાલકા સમુદ્રનું પાણી, ઉંડા કરતાં વધારે ગરમ હોય છે ! માણસ રૂપ સમુદ્રમાં પણ આમજ છે !

મહાસાગરની ઉંડાઇના દરેક પડ અને વિભાગમાં, તે તે સ્તરને લગતાં અને તેને અનુકૂલ જલ પ્રાણીઓ પણ હોય છે. મહાસાગરમાં બે માઇલની ઉંડાઇએ ઉપલાં પાણીનું વજન દર ચોરસ ઇંચ દીઠ બે ટન ઉપરાંત અર્થાત્ સપાટી કરતાં ૨૬૦ ગણું વધારે હોય છે. ૩૦૦ ફુટની ઉંડાઇ પછી વૃક્ષયોનિ સમુદ્રમાં મળતી નથી, પણ ચિત્રવિચિત્ર જાતનાં પ્રાણીઓ તેથી ઘણાં નીચે રહેતાં શોધી કાઢવામાં આવ્યાં છે.

**હાલનો સાક્ષર, યોગી, અને ચિત્રકાર ઘોડો મેસ્કટ ' !**—જર્મનીના એબલ-ફીલ્ડના કેળવાયલા બે ઘોડા વિષે હમે આગળ કહી ગયા છીએ. તે ઘોડા કમનસીબે મરણ પામ્યા છે. તેનાથી પણ વધારે ' વિચિત્ર અને હેરત ઉપજાવે એવું ' મેસ્કટ ' નામના બીજા ઘોડાનું પરાક્રમ છે. સર્કસના કેળવાયલા ઘોડા માત્ર શિક્ષકની આજ્ઞાનુસાર કસરતના પ્રયોગો કરે છે. પરંતુ મુખ, આંખ, કાન અને બુદ્ધિનો મનુષ્ય જેવો ઉપયોગ કરતા નથી. જુદા જુદા મહારાષ્ટ્રોની જુદીજુદી કૃતિની ધ્વજાઓ હોય છે.મેસ્કટ તેના પાલક મી.એચ એસ. મોવાયર જે દેશનું નામ દે તે દેશની લાક્ષણિક ધ્વજા તરત મોંએ ખેંચી કાઢે છે. તે પગવડે ગાયનના નિયમ પ્રમાણે ઘંટડીઓ ખખડાવે છે, જૂદા જૂદા રેગટાઇમ આદિ પાશ્ચાત્ય નાચો નાચે છે. વર્ષનો માસ અને માસનો દિન કહે છે, અને તેના શ્રોતાજનો જે પણ સરવાળો કરવા કહે તે કહી ( પગે માડી ) આપે છે! પછી તે ૪-૫ રકમનો પણ કેમ નહીં હોય ! મોંમા મહેલો લઇને તે રાજાનું માથું ચિત્રે છે; અને પાસે ઉભેલી છોકરીઓ સાથે પ્યાર પણ

બાંધીને પછી કહેલી ચીજ આગળ જઇને તે લઇ આવે છે ! સરવાળા તે એવી રીતે કહે છે કે, કાળા બોર્ડ ઉપર રકમો લખતાં ઘોડા તે જોય છે. પ્રથમ છેલ્લા આંકડાનો સરવાળો ગણે છે ને જે રકમ આવે તેટલી વાર પગ ઠોકે છે. પછી વળી ગણીને બીજી રકમ અને એમ પહેલી રકમ સુધી પગ ઠોકયો જાય છે. મૅસ્કટનું વય હાલ ચોવીસ વર્ષનું છે અને તે અમેરીકન છે. જન્મથી ૨ાા વર્ષ સુધી તે દક્ષિણ કૅલોરડોના જંગલમાં એમને એમ રખડતો હતો. તે પછી તેને હેર મેગ્વાયરે હાથમાં લીધો અને પોતે મેઝપ્પા નૌમના જે ' વિચારક ' ઘોડાને કેળવ્યો હતો અને જે પણ ઇંગ્લેંડમાં ૧૮૯૩ માં આવી પ્રદર્શનાર્થે ૬ માસ ક્રીસ્ટલ પેલેસમાં રહ્યો હતો તેની માફક આને પણ શીખવવાનો નિશ્ચય કર્યો. તેના શિક્ષકના જણાવવા પ્રમાણે આમાં કાંઇ ખાસ ચમત્કારિક નથી. કેળવવાની ખૂબી છે. ઘોડાને જાતે વિચાર કરતાં શિખવવું જોઇએ. મારા અવાજનો શું જવાબ આપવો તે મેં તેને બરોબર શીખવ્યું છે. વળી તે કહે છે કે શીખવવા માટે શહેરમાં ઉછરેલા ઘોડા કરતાં જંગલમાં ઉછેરેલા ઘોડા વધારે સારા પડે છે. તેમાં કુદરતના દીવ્ય અંશ વિશેષ છે. અને માણસ પેઠે ઘોડામાં પણ ઓછી વત્તી બુદ્ધિ હોય છે. તેથી આવી કેળવણી આપવા સારૂ ખાસ બુદ્ધિમાન ઘોડાજ પસંદ કરવા જોઇએ. આ ઘોડાને મેં ૭ જુદી જુદી ભાષાના શબ્દો શિખવ્યા છે અર્થાત્ એ ભાષામાં હું જે પ્રશ્ન કરૂં તેનો તે ઉત્તર બરોબર આપી જાણે છે. એની સાથે મેં પૃથ્વીની પ્રદક્ષિણા ત્રણવાર કરી છે. અને જ્યાં પણ હમે ગયા છીએ ત્યાં વિજ્ઞાનશાસ્ત્રીઓ ચકિત થાય છે. મેસ્કટ ઘોડાને મી. મેસ્કટ નામે બોલાવવો ઘટે છે અને એનો શિક્ષક મી. મેગ્વાયરને તો હાઇસ્કુલનો હેડમાસ્ટર નીમવો જોઇએ છે. કેમકે કેમ શીખવવું તે માણસના શિક્ષકો કરતાં આ ઘોડા શિક્ષક વધારે સારી રીતે જાણે છે !

**દીવાદાંડીઓ એ પક્ષીઓનાં તો શત્રુ છે**—પછી ભલે તેથી વહાણો અને તેના ઉતારૂઓ બચતા હોય. ઉડીને દૂર મુસાફરી કરવાની પક્ષીઓની મોસમમાં રાત્રીએ સામટાં ઉડતાં દીવાદાંડીનાં પ્રચંડ દીપકનાં તેજથી આકર્ષાઇ તેઓ સીધા જવાનું માંડી વાળીને આ દીવાદાંડી પાછળ લટ્ટુ થઇને ઘુમે છે. અંતે થાકીને તેઓ મરી જાય છે ! આવી ચાર રાત્રીમાં આરફ્લરની દીવાદાંડીના ૧૦,૦૦૦ પક્ષીઓ ભોગ થઇ પડયા હતા. હોલેંડની ટર્શલીંગ ખાતેની દીવાદાંડી આગળ તો એટલી મોટી સંખ્યા મરી કે સત્તાવાળાઓનું પણ લક્ષ ખેંચાયું અને આ હત્યા અટકાવવા જૈન ધર્મના જ્ઞાન વિના પણ જૈન હૃદય હોવાથી તેઓએ તેમને બચાવવા એક પરમ યુક્તિ શોધી કાઢી. દીવાદાંડીના દીવાની આસપાસ પક્ષીઓને બેસવાને ખાંટીઓ જડવામાં આવી છે. તેને રાત્રીએ એ મોસમમાં દસ દસ હજાર જેટલાં પક્ષીઓ પોતાની ધરમશાળા કરે છે. એ ચકડોળમાં તેઓ આખી રાત ફરવા છતાં થાકતાં નથી. તેથી મરણ થતાં લગભગ અટકી પડયાં છે. આ જોઇને, પક્ષીઓનું રક્ષણ કરનારી ઇંગ્લંડની રૉયલ સોસાઇટીએ અન્ય દીવાદાંડીઓ પર પણ પક્ષીઓને બેસાડવાની જોગવાઇ કરી છે. એવી રીતે દાદર કરવામાં આવે છે કે તેનાં પગથીઆં પર પક્ષીઓ બેસે છતાં પ્રકાશને હરકત આવે નહીં. ખુબી એ છે કે જે પગથીયાં ઉપર બેસતાં આંખપર પ્રકાશ નહીં આવે ત્યાં કદાપિ કોઇ બેસતું નથી. બીજી વિચિત્રતા એ છે કે જ્યારે આકાશ ખુલ્લું હોય અને તારા ચળકતા હોય

ત્યારે આ દીવાદાંડીના દીવાને રાત્રે કોઇ પક્ષી સુંઘતું નથી. અધારી રાત્રેજ આકર્ષાય છે. અહીંની દીવાદાંડી સંબંધી ભાળ પણ જીવદયા પ્રસારક મંડળીએ કાઢવી જોઇએ.

**પાણીમાં ડુબકી મારવાના હુન્નરમાં જોખમ**—આ બહુ અટપટો હુન્નર છે. 'એંપ્રેસ ઑફ આયર્લેંડ' અમેરીકાથી નીકળીને મહાસાગરમાં હજાર માણસો સાથે ડુબી ગઇ તેના સંબંધમાં ડુબકી મારતાં એક માણસ ડુબી ગયો. આ સંબંધી લખતાં એક લેખક જણાવે છે કે ડુબકી મારીને પાછું આવવું કાંઇ હ્રસ્વદીર્ઘની ભૂલ કાઢવા જેવી ગુર્જર સાક્ષરોની રમત નથી! પાણીમાં ૩૦ ફુટ જતાં કાનમાં નાદ થવા માંડે છે. આનું કારણ તે યોગી થવા માંડવાનું નહી પણ બીજુંજ છે. કાનના બાહ્ય ભાગ પર હવાનું દબાણ વધે છે, જ્યારે અંદરના ભાગમાં તે હોય છે તેટલું કાયમ રહે છે એ કારણથી અવાજ સંભળાય છે. અને ડુબકી મારવામાં પણ એ જાણવા જેવું છે કે ખુબી મારવામાં નથી પણ પાછા સલામત ઉપર આવવામાં છે. મૃડ હમેશાં મારવી સહેલી છે, તે ઉકેલવીજ મુશ્કેલ છે. ઉપર આવતાં આવતાં બહુ સાચવવું પડે છે. પાણીની અંદર હોવા દરમીયાન તેના શરીરમાંનું રક્ત બહારની હવા ગ્રહણ કરતું હોય છે. જેમ જેમ તે ઉંડો જાય તેમ તેમ હવાનું દબાણ વધે છે અને રક્ત તે વધારે શોષે છે. આથી તેનું લોહી ટાઇટ બાટલીમાં ઘેરાયલા સોડાવૉટરના પાણી જેવું ફદફદતું થાય છે. એ દબાણ ઘટાડી નાંખવું તે સોડા-વૉટરની બાટલીનો બુચ એકદમ ઉઘાડવા જેવું છે—હવા તરત નીકળી જાય છે. ૨૦૦ ફુટ ઉંડા પાણીમાં ઉતર્યાં પછી ડુબકી મારનારે કુલ ૧૨ મીનીટથી વધારે ગોભવું નહીં. અને પાછા આવતાં છ વાર 'સ્ટેશન' કરવાં અને ૦ાા કલાક જેટલો વખત લેવોજ. હવે જો અનિવાર્યતાથી પાણીમાં એક કલાક રહેવું પડે તો પછી ઉપર આવતાં ૪ કલાક લેવા! અત્યંત ધીમે આવવું. જો કોઇ ભુલેચુકે જલદી ઉપર આવે તો તરત તેને પાછો અંદર ચાલ્યા જવા ફરજ પાડવી. નહીં તો તે આવ્યા બાદ હવાનું દબાણ એકદમ નીકળી જવાથી ફાટી જશે! કુદરતના નિયમો પ્રત્યેક વિષયમાં આવા સખતજ હોય છે.

**ઘાસલેટનો ૧૫૦ માઇલનો અખંડ નળ!**—ઇંગ્લેંડના નૌકા ખાતાંના પ્રધાન મી. વીન્સ્ટન ચર્ચીલે ઇરાનમાંના 'ઘાસલેટ' (કેરોસીન તેલ) ના કુવામાંથી તેલ કાઢીને તેનો વેપાર કરનારી એંગ્લો-પરશીયન કંપનીને સરકારના કબજામાં લીધી છે, કે જેથી નૌકામાં કોલસાને બદલે એ તેલ વાપરતાં ખુટે નહીં. એ કુવાઓ દરીયાથી ૧૫૦ માઇલ દુર છે. સ્ટીમરમાં ચઢાવતા પહેલાં તે ૧૫૦ માઇલ ટ્રેનમાં લાવવાને બદલે કુવાના સ્થળેથી દરીયાના બંદર સુધી ૧૫૦ માઇલ લાંબી પાઇપ કરવામાં આવશે, અને તે એક છેડાથી રેડીને બીજે છેડે સપાટામાં પુગી જશે! આથી કાંઇ પંચાત, ખરચ કે વખત પણ ખાસ લાગશે નહીં. ૧૫૦ માઇલના નળનો જે ખર્ચ થશે તેજ. રશીયા (એશીયાટીક) માં કૅસ્પીયન સમુદ્ર ઉપર બાકુ ખાતે કેરોસીન તેલના ઝરાઓ અથવા કુવાઓ છે. ત્યાં પણ આવીજ વ્યવસ્થા છે. બાકુથી યુરોપમાં આવેલા કાળા સમુદ્ર પરનું બાટુમ બંદર ૫૫૦ માઇલ છે. તે બે બંદરો વચ્ચે એક આખો નળ મુકવામાં આવ્યો છે. એક છેડે ઘાસલેટ નાંખતાં તે બીજે છેડે પુગી જાય છે. આ પ્રમાણે દર વર્ષે ચાળીસ કરોડ ગૅલન ઘાસલેટ જાય છે. તાનસાના પાણીના નળ ચાળીસેક માઇલજ લાંબા છે.

## સામાજીક પ્રકરણ (સટીક).

**જન્મોતરી બનાવવી એ ઇંગ્લેંડમાં અપરાધ ગણવામાં આવ્યો છે**—એ જાણીને ઘણા આશ્ચર્યચકિત થશે. અને એ કાયદો ઘણો જૂનો છે. તે કાયદાનો અમલ કરીને પ્રખ્યાત લંડનના થીઓસોફીસ્ટ ફલિત જ્યોતિષી મી. એલન લીઓ ઉપર ભવિષ્ય જોવાનો ધંધો કરવા સારૂ ( જન્મોતરી બનાવવા સારૂ ) પોલીસ કોર્ટમાં ગયા મે માસમાં કામ ચલાવવામાં આવ્યું હતું. કાયદાની બારીકીને લીધે તે છટકી ગયો, જો કે લોર્ડ મેયરે ટીકા કરી હતી કે કાયદાસર તે સજા કરવા લાયક છે ! એક બીજો જોષી મહારાજને તો રૂ. ૪૨૫ નો દંડ ન આપે તો બે માસની સજા કરવામાં આવી હતી. મી. લીઓ કાંઈ જેવો તેવો માણસ નથી. 'એસ્ટ્રોલોજર ' નામના જ્યોતિષ સંબંધી માસિકનો તે તંત્રી છે. અને તેને ન્યાય આપવા કહેવું જોઇએ કે તારાઓની અસર મનુષ્ય પર થાય છે તે અનિવાર્ય નથી પણ માત્ર વલણ-સુચકજ છે એટલી હદ સુધી જ્યોતિષનો દાવો તે ઢીલો પાડવા તૈયાર થયો છે. પ્રાચીન વિદ્યાના આ જબરજસ્તીના નાશ સામે મીસીસ એનીબીસંટ પોતાનો અવાજ ઓગસ્ટના "થીઓસોફીસ્ટ "માં ઉઠાવે છે. જ્યોતિષશાસ્ત્ર અમુક ગણત્રી પર રચાયું છે એવો તેનો બચાવ છે-પણ એ ગણત્રી કોઇ આધારે રચાઇ નથી એ વાત તે બાનુ ભૂલી જતી લાગે છે. હીંદુસ્તાનમાં જન્મોતરીને નામે જે સરઘસ ઠગબાજી થાય છે તે જોતાં ઉપલો કાયદો હીંદમાં લાગુ પાડવાની ખાસ જરૂર છે.

**ફ્રાન્સ અને જર્મની વચ્ચે પ્રજોત્પત્તિ સંબંધી હરીફાઇ**—ફ્રેંચ પ્રજા ૨-૪ થી વધારે સંતાનો ઉત્પન્ન કરવાની ઘણે ભાગે વિરૂદ્ધ છે. તેથી વર્તમાનપત્રકારો (ફ્રાન્સમાં તેઓ અર્ધ રાજદ્વારી છે) તથા રાજદ્વારીઓ લશ્કરી દ્રષ્ટિથી ચિંતામાં પડયા છે અને ફ્રેંચ સ્ત્રીઓને વધારે ફલદ્રુપ થવા દરેક રીતે ઉત્તેજન આપે છે. પેરીસના એક પોસ્ટમેનની બૈરીએ હાલમાં ૨૧ મું છોકરૂં જણ્યું, તે ખબર પેરીસીયન પત્રોએ વધાવી લીધી. બર્લીનના વર્તમાન-પત્રકારોની ઓફીસમાં તેનો પ્રત્યાઘાત થયો. તેઓએ તેનો રદીયો આપ્યો કે એમાં શી વિસાત છે? ત્યાં એક જણને ૨૬ છોકરાં છે જો કે તેમની માતાને સુવાવડ તો છવીસ આઘે તેરજ-વાર સૂવી પડી છે કેમકે દર સુવાવડે નિયમિત રીતે જોડકાંજ આવ્યાં છે. તે બાઇનું વય ૩૮ વર્ષનું છે. ફ્રાન્સનો સંપૂર્ણ પરાજય કરવો એ યુદ્ધ માત્રમાંજ જર્મનીનો આદર્શ નથી. પ્રજોત્પત્તિની હરીફાઇમાં પણ એમ છે. ૨૬ છોકરાંની ખબર આપતાં તાજે કલમમાં બર્લીનનાં પત્રો ઉમેરે છે કે બર્લીનમાં કમમાં કમ ત્રણ કુટુંબોમાં ૨૦-૨૦ છોકરાંઓની માતાઓ પડેલી છે અને તેજ નગરમાં ૯૧૫ માતાઓ એવી છે કે જેમને દસથી અધિક છોકરાંઓ થયાં છે. એટલુંજ નહીં પણ, એક વરસમાંજ, આવી દશાધિકપુત્રાધિપતિ ધન્ય જન્મ સફલ જન્મધારી માતાપિતાઓની સંખ્યા બમણી થઇ છે ! બિચારા ફ્રેંચો ચુપજ થઇ ગયા !

**માંસાહારી થયા વિના ચીનાઓને ખ્રીસ્તી ધર્મમાં 'પાવન' કરવાની ના!**—ત્યાંના ખ્રીસ્તી ધર્મપ્રવર્તકો તરફથી પાડવામાં આવે છે! ચીનાઓ બૌદ્ધ છે અને બૌદ્ધ ધર્મમાં અહિંસાનું માહાત્મ્ય અધિક છે. પરંતુ ફલાહાર વિના બૌદ્ધ થઇ નહીં શકાય એવો નિયમ નથી. સર્વ ભક્ષી ચીનમાં એ નિયમ ચાલવો અશક્ય હોવાથી, ફલાહારથી પુણ્ય અતિ વિશેષ લાગે છે એટલુંજ કહીને અસલના બૌદ્ધ ધર્મ પ્રવર્તકોને સંતોષ માનવો પડ્યો હતો. અમાંસાહાર તે ત્યાં ધર્મપરાયણતાની પરાકાષ્ટા–મર્યાદા છે. પણ ખ્રીસ્તીઓ માની બેઠા છે કે જેઓ એ વ્રત લે છે તેઓ ખ્રીસ્તી ધર્મમાં કંટક સમાન છે. તેઓ દવા દારૂનું કામ લોકોને આકર્ષવા કરે છે. જ્યાં સુધી માંસ નહીં ખાય ત્યાં સુધી તેઓ દવા દારૂ કરવા ના પાડે છે! એક ડોશીનું વનસ્પત્યાહારનું ત્રીસ વર્ષનું વ્રત ભંગાવ્યું ત્યારે તેઓને મહા આનંદ થયો! મનુષ્યોની બુદ્ધિ સંસ્કારથી કેટલી ભ્રષ્ટ થાય છે તેનો આ એક નમુનો છે!

**અંગ્રેજી ખાડી ઓળંગવાનાં પરાક્રમો**—એ ૫૫ માઇલ પ્હોળી ખાડી ઓળંગવાના પ્રયત્નો તો અનેક થાય છે, પરંતુ સેંકડોમાં બેનેજ સફલતા પ્રાપ્ત થઇ છે. અને ૫૫ માઇલ એક તડાકે તરવું એ લગભગ શારીરિક અશક્યતાજ છે. ૧૮૭૫ની તા. ૨૪મી ઑગસ્ટે ડોવરથી તે ફ્રેંચ કીનારા સુધીનો એ અંતર ૨૧॥। કલાકમાં બહાદુર કૅપ્ટન વેબ તરી ગયો હતો. તેને પણ પહેલાં તો નિષ્ફલતાજ મળી હતી. તા. ૨૪મી ઑગસ્ટના એક અઠવાડીયા પહેલાં પણ તે પાણીમાં પડ્યો હતો. પણ સાત કલાકમાં ૧૩॥ માઇલ તર્યા બાદ તેને, સાચવવા સાથે ચાલતી બોટમાં બેસી જવું પડ્યું હતું. એ મહાન્ પરાક્રમ કરવામાં જે બીજો માણસ ફતેહમંદ થયો છે તે ડબલ્યુ. ટી. બર્જેસ છે. તેણે એ ફતેહ ગઇ તા. ૬ઠી સપ્ટેમ્બર, ૧૯૧૧ને દિને મેળવી હતી. તેણે પ્રયત્ન તો તે પહેલાં ૧૪–૧૫ વાર કર્યો હતો પણ અર્ધે પોણેથી થાકીને લોથપોથ થઇને હોડીના ગધેડા પર સ્વાર થઇને પાછા ફરવું પડ્યું હતું. આ માન અસાધારણ ગણાય તેથી તે મેળવવા ખાડીમાં કુદકો તો ઘણાએ માર્યો છે. પણ બેનેજ ફતેહ મળી છે. એક જેબેઝ વુલ્ફ નામના અંગ્રેજ તરનાર તો દરેક વખત ઇંગ્લેંડના કીનારાથી ફ્રાન્સના કીનારાની લગભગ પાસે આવીને, પાછા પડી જાય છે. તે બહુ ઝડપ તરે છે. ૧૯૦૬માં ૯॥ કલાકમાં તે ફ્રેંચ કીનારાની ૪॥ માઇલ સમીપ આવી પહોંચ્યો. બીજે વરસે તેણે ૪ વાર પ્રયત્ન કર્યા અને એકવાર તો પોણા માઇલ માટે બાજી છટકી ગઇ. આ ભાઇઓની વાત થઇ. બાઇઓ પણ આ સાહસિક પરાક્રમમાં જોડાઇ છે. ૧૯૦૦ ના સપ્ટેંબરમાં એક ઑસ્ટ્રીયન બાનુએ સાહસ કર્યું હતું. તે કેલેથી ઇંગ્લેંડ આવવા ખાડીમાં પડી. ૨૦ માઇલમાંજ તેની ચટણી થઇ ગઇ. ૧૯૦૩માં મીસ કેલરમેને પણ સાહસ કર્યું હતું. ૭ કલાક સુધી લાગલાગટ પાણી સાથે કુસ્તી કરતાં તે પણ થાકી ગઇ અને ખાડીને રામ રામ કરવા પડ્યા. આવાં સાહસોનો સીધો લાભ નથી. પરંતુ મનુષ્યની પુરૂષાર્થ બુદ્ધિ તથા સાહસપ્રેમ તીવ્ર કરવાનાં તે સર્વોત્તમ સાધનો છે!

## સ્ત્રીપ્રકરણ (સટીક).

એક દેશાભિમાની ચીનાઇ બાનુ વિષે લાલા લજપતરાય—ચાલુ માસ 'મોડર્ન રીવ્યુ' માં, તે બાનુ સાથે કરેલા સંવાદનો વર્ણનાત્મક લેખ લખે છે. એ બાનુ તેમને લંડનમાં મુલાકાત થઇ હતી. તે બાનુ લંડનની એક કોલેજમાં અભ્યાસ કરે અહીંની ઉચ્ચ વર્ગની બાનુઓ માટે તે બાનુના વિચારો ઘણા સારદાયક થઇ પડવા જોઇએ. લાલા લાજપતરાયે પૂછ્યું કે તમે શા હેતુથી અભ્યાસ કરો છો? તત્કાળ ઉત્તર મળ્યો "મારા દેશની સેવા કરવાને!" આ બાનુ ખ્રીસ્તી હોવાથી ધર્મ બદલ કરવાનું લાલાજી. કારણ પૂછ્યું. તેણે એ કારણ આપ્યું કે ખ્રીસ્તી ધર્મમાં વટલેલી ચીની સ્ત્રીઓમાં દેશાભિમાન નથી. તેમનામાં દેશાભિમાનનું આરોપણ, હું તેમને તેમના જેવી ખ્રીસ્તી થઇને, કરવા માંગુ છું. વળી મારે મારા આત્માના સંતોષ માટે કોઇ ધર્મની આવશ્યકતા હતી. હમારે કોઇ ખાસ ધર્મ નથી. કોન્ફુશીયસનાં વચનો માત્ર સામાન્ય નીતિ વિષયક છે. અને ધર્મ તો બહુ મુશ્કેલ માર્ગ છે. તે મૂર્તિપૂજન અને વ્હેમી ક્રિયામાં ભ્રષ્ટતાને પામ્યો છે. તેણે વધુ જણાવ્યું કે ખ્રીસ્તી ધર્મના વહેમી સિદ્ધાંતો માનવાની કંઇ જરૂર નથી. મરીયમ (ઇસુ ખ્રીસ્તની માતા) કુંવારી હતી અને બાઇબલ અચુક તથા નિર્ભ્રાન્ત છે એમ હું માનતી નથી. અને ઇસુ ખ્રીસ્તજ ઇશ્વરનો પુત્ર છે એવું પણ નથી. આપણે દરેક ઇશ્વરના પુત્ર થઇ શકીએ! લાલા લજપતરાયે ટીકા કરી કે એવા ખ્રીસ્તી તો ધર્મપરિવર્તન વિના પણ દરેક જણ થઇ શકે. ચીનાઇ સ્ત્રીઓની સામાજીક સ્થિતિ વિષે પૂછતાં તે ચીનાઇ બાનુએ કહ્યું કે, ત્યાં પરદો નથી પણ બીજી છુટ બહુ ઓછી છે. પર પુરૂષ સાથે પતિની હાજરીમાં પણ વાત કરતાં અચકાય છે. ત્યાં કન્યાનું લગ્ન સામાન્ય રીતે ૨૦ વર્ષે થાય છે. પતિ બહુ તો ૧-૨ વર્ષ વધારે મોટો હોય છે. સ્ત્રીઓને વાંચતા લખતાં આવડે એટલું શીખવવામાં આવે છે જો હવે તો ઘણી ઘણું વધારે પણ ભણે છે. "અંગ્રેજ કન્યાઓ વિષે તમારો શો મત છે? એ પ્રશ્નનો ઉત્તર ચીનાઇ બાલાએ એવો આપ્યો કે તેઓ બચ્ચાં જેવી છે. ગંભીરતા નથી અને મોજમ્જ તેમનો આદર્શ છે. પણ તે ટીકા નરમ કરતાં ઉમેર્યું કે તેમના દિવસ સ્વતંત્રતા અને સંપત્તિથી તેમને ભવિષ્યની ચિંતા ન હોય તેથી છે એવી હોય એમ આશ્ચર્ય નથી.

"અંગ્રેજી પોષાક તથા રીતિરીવાજ તમને પસંદ છે?" તેનો જવાબ ચીનાઇ કુમરિકાએ એવો આપ્યો કે, હું અહીં તો અંગ્રેજી લેબાશ ધારણ કરૂં છું. પણ ચીનમાં જઇશ ત્યારે તો ત્યાંનોજ પોશાક પહેરીશ. અંગ્રેજી પોશાકથી સ્વરાષ્ટ્રિયતાનું અભિમાન નષ્ટ થાય છે, એમ જેપાનીઓ પણ હવે સમજતા થવાથી તેઓએ જે પાશ્ચાત્ય પોશાક પૂર્ણ સાર્વત્રિક રીતે ધારણ કર્યો હતો તેનો ત્યાગ કરવા માંડયો છે. ચીન આખું ખ્રીસ્તી થશે નહીં, જો કે હાલ કરતાં થોડો વધારો થશે એવો તેનો મત હતો. અંતમાં લાલા લાજપતરાય ઉમેરે છે: આ કન્યા ઘણી સ્વરૂપવતી અને બુદ્ધિશાળી હતી. તે અંગ્રેજી એટલી સરલતાથી બોલતી

ચીનાઇ ઉચ્ચાર પધ્ધતિ કવચિતજ તેના અંગ્રેજી શબ્દોના ઉચ્ચારમાં અલ્પાંશે પણ મિશ્રિત યતી દેખાતી. આવી નારીઓ હીંદુઓમાં પાકે તો તેઓ દેશોદ્ધારમાં કેટલી સહાયભૂત થઇ પડે !

**ઇંગ્લેંડમાં કન્યાઓને ગૃહરાજ્યનું શિક્ષણ આપનારી શાળાઃ**—મેન્સફીલ્ડ ખાતે એક અખતરા તરીકે સ્થાપવામાં આવી છે. તેનો હાલ એકજ વર્ગ છે. તેમાં ૫૦ કન્યા ૧૧ થી ૧૩ વર્ષની છે. ત્યાંની ખાણોમાં કામ કરતા મજુરોની આ છોકરીઓ છે. તેમને ઘર કામ તેમાં શીખવવામાં આવે છે. એક રસોડું પણ તેમને રાંધવા વગેરેનું શીખવવા આપ્યું છે. છોકરીઓ ઘેરથી જુદી જુદી ચીજો લાવે છે અને તે કેવી રીતે સાફ કરવી તથા સંસ્કારી કરવી તે અત્રે વ્યાવહારિક રીતે શીખવવામાં આવે છે. વળી બાળકની પણ માવજત કેમ કરવી તે પણ શીખવવામાં આવે છે. ખરૂં બાળક તો શીખવવાના કામમાં લે તો મરીજ જાય. તેથી એક મોટો ઢીંગલો તેમને આપવામાં આવ્યો છે. તેનાં કપડાં બનાવવાં, ધોવાં, પહેરાવવાં વગેરે કામ તેઓને શીખવાય છે. પોતાનાં કપડાં પણ શિવતાં તેમને શીખવાય છે. સામાન્ય દરદોનું નિદાન તથા ચિકિત્સા પણ શીખવાય છે. વળી મજુરની આ ભાવિ પત્નીઓને, મજુરનો અઠવાડીક પગાર ( વીલાયતમાં પગાર અઠવાડીક હોય છે ) સૌથી લાભદાયી રીતે કેમ વાપરવો તે પણ શીખવાય છે. પાશ્ચાત્ય દેશોમાં સ્ત્રીઓને માત્ર મોજશોખજ કરવાની ને ઘણીઓ પર શેકાઇ કરવાનીજ તાલીમ મળે છે એ ભ્રમ છે. ત્યાંની સ્ત્રીઓ અંહીની સ્ત્રીઓ કરતાં પણ વધારે સારી રીતે ઘરનું કામ કરે છે. માત્ર રાંધ્યું એટલે પરવાર્યાં એમ નથી. ઘરની દરેક ચીજ બહુજ સાફ રાખવી પડે છે. તેમજ બજારની ખરીદી પણ તેમનેજ કરવી પડે છે. અડકાયાના ૩ થી ૪ દહાડાની અત્રેની સ્ત્રીઓની પેઠે રજા પણ તે બિચારીઓને મળતી નથી ! માત્ર એ દિનોમાં ખાસ બહુ રતી નથી. પતિના જોડા પણ તેમનેજ પાલીસ કરવાના હોય છે. કામદાર વર્ગની સ્ત્રીઓને પણ નિયમિત ગૃહ સંબંધી શિક્ષણ આ પ્રમાણે મળે છે ત્યારે ચડતા વર્ગોને તો વધારે સારૂંજ મળવાની વકી રાખી શકાય . સ્ત્રીએ ઘર કામ કરવું નહીં એમ પાશ્ચાત્યોનું જોઇને સુધારકો કહે છે એવું જે કહેવામાં આવે છે તે ખોટું છે. પાશ્ચાત્યોમાં એમ છેજ નહીં. પછી કહે કેટી સુધારકો એટલુંજ કહે છે કે તેટલેથીજ સ્ત્રીની ફરજ પતી જવી જોઇએ નહીં. બ્હારના સંસારનું જ્ઞાન પણ તેમને આવશ્યક છે.

**અમેરીકામાં સ્વયંવરઃ**—પાશ્ચાત્ય તથા અમેરિકન દેશોમાંસ્વયંવર પદ્ધતિએ લગ્ન થાય છે:પરંતુ જ્યાં કન્યાનીસંખ્યા વિશેષ ત્યાંસર્વે લાખલાખમાં એપદ્ધતિ ટકવી અશક્ય છે કેમકે સ્વયંવર, કન્યાની શ્રેષ્ઠતા અને તેને વરોની વિશેષ ગરજ, એવી સ્થિતિ પણ સૂચવે છે, જે, તેઓ ઉપરોધ જતી હોય ત્યાં બનવું અશક્ય છે. તે કારણથી ત્યાં સ્ત્રીને બદલે પુરૂષો પણ વારંવાર સ્વયંવર કરતા જોવામાં આવે છે. ખરૂં જોતાં તે સ્વયંપતી કહેવાવું જોઇએ પણ સ્વયંવરમાં પણ ધાત્વર્થ પ્રમાણે પુરૂષ સ્ત્રી પસંદ કરે તેનો પણ સમાવેશ થઇ શકે છે, કેમકે વૃ અર્થાત પસંદ કરવું એ ધાતુમાંથીજ વર શબ્દ ઉત્પન્ન થયો છે. પસંદ થનાર પુરૂષ તેથી વર પુરૂષ થયો પણ જો સ્ત્રી હોય તો તે પણ વર કહેવાવા ધાતુ પ્રમાણે અધિકારી છે ! એજ અર્થમાં અમેરીકામાં અસલથી ઘણા સ્વયંવર થાય છે. યુનાઇટેડ સ્ટેટ્સના મેસેચ્યુસેટ્સ સ્ટેટના કોની

નગરમાં ગામના મેયર ( શેરીફ ) થવાના ઉમેદવારોમાં એક કુંવારો હતો. હવે મેયર થાય તેની પત્ની થવાનું માન કયી કુંવરીને ના ગમે? દ્રૌપદીએ પ્રતિજ્ઞા કરી કે જે ઉડતા મત્સ્યને આંખે જોયા વગર વિંધે તેને હું વરમાળ પહેરાવીશ. ઉક્ત ઉમેદવારે પ્રતિજ્ઞા કરી કે મારી ચુંટણીમાં જે કુંવરી મને મતો મેળવી આપવા વગેરેમાં સૌથી વધુ મદદ કરશે તેને હું મારી સહધર્મચારિણી કરીશ! કહેવું જોઇએ કે લગ્નને મેયરના પદનાં એક સાધન-માત્ર, એક જરૂરી ભાગ તરીકેજ ગણવામાં આવ્યું છે. સ્વતંત્ર પ્રેમની ઝીલનારી તરીકે નહીં કિંતુ મેયર થવાના લોભના ખમીરામાંથી ઉત્પન્ન થયલી પુતળી તરીકે બૈરી ગણવામાં આવી! મેયરપદ પ્રધાન અને પત્ની ગૌણ! પરંતુ જે દેશમાં એવે ગૌણપદે પણ પત્ની થવાનું સદ્‌ભાગ્ય દુર્લભ છે ત્યાં કોઇ પણ રસ્તે પતિ મળે તે ખોટું નથી. અમેરીકાના ક્લીવલેંડ નગરમાં પોતાની પ્રિયાઓ અને ભવિષ્યની ભાર્યાઓને પત્રો કેમ લખવા તથા તેમને જીતી લેવા સંપન્ન કેમ કરવું તે શીખવવામાં આવે છે. અધ્યાપિકા મીસ તલચેન છે. તે જુવાનીયાઓને આ અઘરા અખ્તરા શીખવે છે. પોતે વૃદ્ધ અનુભવ સિદ્ધ કુમારિકા હોવી જોઇએ એમ અનુમાન છે. પ્રેમ શાસ્ત્રની તે વિદુષી છે. એ શાસ્ત્રની એ પ્રોફેસર કહે છે કે "ધંધાની ગડમથલને લીધે, આપણા જુવાનીયાઓમાંથી પ્રેમ કરવાનો હુન્નર નષ્ટ થતો જાય છે. કન્યાને પ્રસન્ન કરીને તેનો " હાય. હત્તવા " સારૂ હું શું કરવું તે માટે કલાકોના કલાકો વિચાર કરવાનો તેને વખત નથી. એ સૌથી નાજુક હુનરમાં પારંગત થવાનો મારો રાજમાર્ગ છે." સ્વયંવર પધ્ધતિ સ્તેહમંદ બનાવવા સારૂં કેવળ સુંદર પત્રો લખતાં આવડવાજ બસ નથી. ઉભય પક્ષે આત્મા ફક્તર હોવાની જરૂર છે.

---

# સત્ય.

ધાર્મિક, સાંસારિક, વૈજ્ઞાનિક, સાહિત્ય સંબંધી તથા મનુષ્યની ઉન્નતિ સંબંધી અન્ય વિષયોની ચર્ચા કરનારૂં ગુજરાતી ભાષામાં દર અંગ્રેજી માસના આરંભમાં પ્રગટ થતું માસિક પત્ર.

પુસ્તક ૪ થું. ઓક્ટોબર, સન ૧૯૧૪. અંક ૪ થો.

## વિષયાનુક્રમણિકા.



---

તંત્રી અને વ્યવસ્થાપક,

**મોતીલાલ ત્રિભુવનદાસ દલાલ,**

હાઇ કોર્ટ વકીલ.

નં. ૯૨, કાંદાવાડી–મુંબઈ.

---

વાર્ષિકમૂલ્ય રૂ. ૨–૩–૦ તથા પરદેશ માટે રૂ. ૨॥ ( ૩ શી. ૮ પેન્સ ) પોસ્ટેજ સહિત.

વડોદરા—સિયાપુરામાં ધી લુહાણામિત્ર સ્ટિમ પ્રિન્ટિંગ પ્રેસમાં વિઠ્ઠલભાઈ આશારામ ઠક્કરે છાપી તેજ ઠેકાણે તા. ૧૭–૧૦–૧૯૧૪ ના રોજ પ્રસિદ્ધ કર્યું.




सुविज्ञानं चिकितुषे जनाय सच्चासच्च वचसी पस्पृधाते ।
तयोर्यत्सत्यं यतरदृजीयस्तदित्सोमोऽवति हन्त्यसत् ॥ ऋग्वेद, ७-१०४-१२

અર્થઃ—( चिकितुषे ) જ્ઞાની ( जनाय ) જનને માટે, એ ( सुविज्ञानम् ) જાણવા જોગ છે કે; सत्+च, असत्+च ) સત્ અને અસત્ ( वचसी ) વચનો ( पस्पृधाते ) પરસ્પર એક બીજાને દબાવવાની સ્પર્દ્ધા કરે છે; પરંતુ, ( तयोः ) તે બેમાંથી, ( यत्+सत्यम् ) જે સત્ય છે, ( यतरत् ) એ બેમાં જે (ऋजीयः) ઋજુ અકુટિલ છે ( तद्+यत् ) તેનુંજ ( सोमः ) પરમાત્મા ( अवति ) રક્ષણ કરે છે, તથા ( असत्+आ+हन्ति ) જે અસત્યજ છે. તેનું હનન કરે છે.

પુસ્તક ૪ થું. ] ઓક્ટોબર, સન ૧૯૧૪. [ અંક ૪ થો.

## વર્ષાભિનંદન.

( શાર્દૂલ )

વિષ્ણુ; વાસવ ને વિરંચી સુર સૌ કલ્યાણ કોટી કરો.
દેવી શારદ શાન્તિદા હૃદયમાં જ્ઞાનાબ્ધિ ભાવે ભરો.
વાધો રિદ્ધિ, અનેક સિદ્ધિ, યશ ને સંપત્તિ આ વર્ષમાં.
ચાહુ આપ મુબારકી નવદિને મ્હાલો અતિ હર્ષમાં.

આયુઃ વત્સર સો વિપત્તિ હણીને ગાળો પ્રશાન્તિ વિષે.
જામો પુત્ર, સુપૌત્ર ને નવનિધિ ભક્તિ જગાધીશ્વરે.
મિત્રોના સહવાસમાં સુખદ હૈ શાન્તિ અનેરી લહો.
એવા ધર્મ ધરી સદા ધીર થઇ દેશોન્નતિને ચહો.

( દ્રુતવિલંબિત. )

નવલ વર્ષ વિષે સુખ પામજો.
ધન, શ્રી, ધાન્ય સદા ગૃહ વાધજો.

પ્રણય ઇષ્ટ સ્થળે બસ જામજો.
ઇઉં શુભાશીષ કે સુખીયાં થજો.
ગુણી ગણે, ગણના સહુની થજો.
વિપદ માનસની પણ વામજો.
પ્રભુ કૃપા તણી દૃષ્ટિ સદા થજો.
ધીરજ એ અભિલાષ ધરાવતો.

—ધારજ.

## ભક્તિ મહિમા.

ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम् ॥–શ્રી ગીતા.

વાચા, બુદ્ધિ, વિચારથી, અતીત ભગવદ્ રૂપ;
જ્ઞાન–રજ્જુ પ્હોંચે નહી, અન્ત મહિમા–કૂપ
પ્રભુ પ્રતાપે પામવા, છાપછાપવા ઉર,
એકજ ભક્તિ ઉપાય છે, હરિ નથી ભક્તથી દૂર.
ભક્તાધીન ભગવાન તે, ભક્તિ વડે વશ થાય,
અન્ય સાધને ઇશને ! કદિ નહી પામી શકાય;
યોગ, યાગ, તપ, યજ્ઞ, કે જ્ઞાન, ધ્યાન, અભિમાન.
એકથી હરિ નહિ મળે, નિશ્ચય મનમાં માન.
તન, મન, ધન, સાધન વડે, કરીએ શ્રી હરિ સેવ,
ભક્તિ ભોળા ભાવથી સ્વીકારો પ્રભુ—દેવ,

વસન્ત.

## પ્રાતઃસ્તવન.

( કવ્વાલી. )

હવે ના છોડશો સ્વામી ! તમારો દાસ ધારીને,
ન રજ્જુ કાપશો વ્હાલા ! ઉંડે કૂપે ઉતારીને.
સિતમ કીધો વિકારોએ અને ખાટા વિચારોએ,
ભમાવ્યો હા હજારોએ ભમ્યો મઝહબ વિ[illegible]ારીને

નફટ પાપી અભાગી હું. હૃદયપટમાં રહ્યા છે તું,
છતાં ભૂલ્યો હવે શું શું ? થશે કહો દાસ ધારીને.

વિષયના ઘેનમાં ભૂલ્યો, સનમના પ્રેમમાં ડૂલ્યો;
હવે એ ભેદ સહુ ખૂલ્યો, અલખ જ્યોતિ વિચારીને.

ગુરૂ ને ગર્દમાં ધારી, થઇ આબિદ કરૂં યારી
હણો સ્મરની મઝેદારી, દિલે સાયક ઉતારીને.

વિષય વ્યાધિ જહાંના જે, જિગરને કૈં જખમ દે છે
હકીમ હોસ્યાર પ્યારા તે હણો કાતિલ બિમારીને.

જગત જાણ્યું બધું ફાની, ફિકર કહો રહી હવે શાની ?
ગણ્યા સમ લાભને હાનિ, જુઠી પ્રીતિ વિસારીને.

અધમ થઇ મ્હેં ગુન્હા કીધા, વિષય બુસ-હા ! બધા દીધા
ખતાનો રાહ કંઇ સીધા, અરજ મ્હારી સ્વીકારીને.

—'ધીરજ'

---

## આકાશી માશુકને પેગામ.

### ( ગઝલ-કવ્વાલી )

કર્યો બે જાન શાને તેં, મ્હને ચ્હેરો બતાવીને ?
  કર્યો બેભાન શાને, મોહ સિંધુમાં ડૂબાવીને ?
જરા દિદારનો લ્હેકો, રહી પડદે બતાવીને,
  દીવાનો દીનને કીધો, જરા આંખો મિલાવીને.
પતો ત્હારો નથી જડતો, પડયો હું રંક તરફડતો ?
  નફો શું મેળવ્યો વ્હાલી ! હમારૂં દિલ જલાવીને ?
કરી માશુક બન્યો આશક, ધરી મેં જીંદગી મોજે;
  પીધું મ્હેં ઝેર ભરી પ્યાલે, હવે હાથે હલાવીને,
ગણું માશુક ! કહું આશક ! ગણું હું જીવ કે આત્મા !
  કદમ ધોયાં પ્રિયે ! રોહા ! હમારૂં લોહી તાવીને !
ઘણા જ્ઞાની અને માની, મૂઆ એ માર્ગ માંદાની;
  હજારો દિલ પીસ્યાં છે પ્રેમ શૂલે હલમલાવીને !
મજા શી દુધ સાકર કે, મીઠાઇમાં મળે તેને ?
  પીધો છે પ્રેમ રસ જ્હેણે, કસોટી [illegible]

હમારા માનને અહેશાન; દિસે ઇમાન એ જાની !
　　કર્યાં સર્વસ્વ મેં કુરબાન, લઇ લે મ્હો બતાવીને.
ફરી જ્યારે ખબર ન્હોતી, છબિ શાને ધરી સ્હામે ?
　　લગાવી આગ અંતરમાં, ગરીબોને રડાવીને.
નજર દીદાર શું દીધાં, નહોતી ચાહ દિલમાં તો,
　　હવે નાશી જશે તે ક્યાં, ફરેબે ફોસલાવીને ?
જીગરની ચશ્મ ખોલીને, નસોમાં ઝેર રેડીને;
　　છુપાવી આંખ ઘુંઘટમાં, હસે છે શું રિબાવીને ?
ભરી જે વિશ્વમાં વ્યાપી, છબિ એ અંતરે છાપી,
　　કલેજાં રંકનાં કાપી, ખસે શું જગ હસાવીને ?
ત્રિશંકુ દેશમાં પેઠો, નથી ઉંચે નથી હેઠો,
　　દીવાનો હું બની બેઠો, ગતાગમને ગુમાવીને.
ભલે ચાહે ન આવે—લાવવાનો હું કરૂં દાવો,
　　કરીશ મારી મરીશ તોયે, હું તારૂં મન મનાવીને ?

વસન્ત.

---

## તારક વૃન્દને.

રવિ અસ્ત થતો
ક્ષિતિજે ડૂબતો
નભ કંકુ અગ્નિ તણો દિસતો:
રવિ રશ્મિ ચૂમે સરિતા જળને
રમણીય દિસે નભ આખું વધે.
×　×　×　×

મધુરૂં મધુરૂં વિલસી નભમાં હસતાં દિસતાં મૃદુ તારલીયા
હસતી મધુરૂં જયમ કો લલના ત્યમ રમ્ય હસી ચિત્તને હરતા,
શું હિરા દિસતા નિત આ નભમાં ? ઝળકાવી રહ્યા શીત મન્દ પ્રભા
ઘડી નિત નભે તરતાં ભમતાં, ઘડી લુપ્ત થતાં ઘડી દ્રશ્ય થતા.

નભ તારક પ્રેમ ક્રિડા કરતા
વિચરે નભમાં તરતા હસતાં;
પણું પ્રેમ ક્રિડા સમજું નવ હું, પણ શાન્ત બની ઉર યત્ન કરૂં
અરે તારલીયા સમજાવ મ્હને, ઉર સાગર ઉર્મિ ઉછળ ધીમે
અતિ શુદ્ધ વિશુદ્ધજ પ્રેમ હરી, વસતો તમ દિવ્ય પ્રદેશ વિશે?

વિનતી કરૂં હું.. અહ! તારલીયા
મુજ ઉર વિશે ભર જ્ઞાન સુધા;
સુખ શાશ્વત હું તુજમાં નિરખું, નવ નશ્વર આ જરા આશ ધરૂં.
રજનિ બધી આ નભ વિચરતા, ઘડી વાદળથીજ અદ્દશ્ય થતા
ગતિ નાવિક કો નભમાં નીરખે ન ભૂલો પડવાજ સમુદ્ર વિશે.

× × × × ×

પણ ભાનુ ઉગે
તહીં પ્રાચી મુખે
અતિ મન્દ થતું તમ તેજ દિસે;
અહ! શી સરખી ગતિ આ વિભુએ
યદિ જે ઉગશેજ તેં અસ્ત થશે ! ! !

ચોપાટી-મુંબઇ.] H. M. Desai.

---

## મિત્રને.

( લગ્ન પ્રસંગે. )

( સોરઠા. )

ચન્દ્ર ચડયો આકાશ વિશ્વ છવાયું તેજથી;
દેવી એક પ્રકાશ પ્રગટયો જોને દિલડે.
તારલીનો ઉજાસ નભમાં ચમકે મીઠડો;
મનુ દિલડાની આશ વિભુ પૂરે સર્વદા.
આત્મા કેરૂં લગ્ન આત્માને વિકસાવતું;
પ્રેમે થતાં નિમગ્ન આત્મ નિહાળે આત્મને;
કુદરતમાં વસન્ત કુદરતને ખીલાવતી;
માનવકુંજે લગ્ન ચહતું મનુ વિકાસને.
જાગે હૈયા હોંશ પ્રેમની જ્યોતે આંગણે;
રૂડી એ તો રીત પ્રેમે પ્રભુતા દાખવે.

N. K. Kapadia.

પાંડુગુફાઓ છે. પૂર્વમાં દૂર જે પુષ્કળ ટેકરીઓ દેખાય છે તે મોરસજ—રામસેજ ટેકરીઓ છે તથા તેની પાસે અંબર ટેકરી છે, અને તે ટેકરી પાછળ વાદળ તથા ધુમ્મસ વિનાને દિને છેક પૂર્વ તરફ જતાં ૨૫–૩૦ માઇલ દૂરના ચાંદોરના પહાડોનાં શિખરો પણ દ્રષ્ટિગોચર થાય છે. તે તરફ એક જોગન ટેકરી પણ છે. બીજી ટેકરીનું નામ વળી માટ્ટુ—( ચાંદરાની પુંછડી ) તથા ત્રીજીનું નામ મુની મ્હાતારી ( મુંગી ડોશી ) છે ! દૂર દેખાતા આ આઠ દસ પહાડોનાં શિખરોને લીધે નાસિકનું મૂલ નામ નવ શિખ અર્થાત્ નવ શિખાવાળું નગર એવું પડયું હતું. નાસિક તેનું અપભ્રંશ છે. રામના દંડકારણ્યના વનવાસ દરમીયાન લક્ષ્મણે રાવણની બ્હેન શુર્પણખાનું નાક ( નાસિકા ) કાપી નાંખ્યું તે ઉપરથી નાસિક નામ પડયું એ દંતકથા માત્ર કલ્પના છે.

## પંચવટી.

મુસલમાન કે મરાઠા શહેરમાં ખાસ જોવા જેવું થોડુંજ છે. પંચવટીમાં સુંદરનારાયણનું મંદિર સુંદર છે. તેની પશ્ચિમે "સતી દરવાજો" છે. તેની નિકટમાં પથરોના ચોતરાઓ છે. ત્યાં વિધવાઓ સતી થતી, તે હજી બતાવવામાં આવે છે. પંચવટીમાં નવીજ સૃષ્ટિ જોવામાં આવે છે. ધુંધોજ ધરમનો દેખાય છે. ભિક્ષુકો, બ્રાહ્મણો, સરાવનારાઓ તથા વૈરાગીઓનો તે હાટ ભરેલો લાગે છે. પંચવટીનો વિસ્તાર ભાગ્યે ૩૦ એકરથી વિશેષ હશે. પરંતુ તેટલામાં ધર્મશાળા, મંદિરો, સદાવર્તો કુંડીઅંધ સંખ્યામાં હશે. એ સદાવર્તો તથા ધર્મશાળાઓના બંધાવનારા ઘણું ખરૂં મુંબઇના ભાટીયા લુહાણા વગેરે ગુજરાતીઓજ છે. પંચવટીમાં રહેવાનાં ઘર બહુ ઓછાં છે. તે કરતાં ધર્મ સંસ્થા વિશેષ છે ! પંચવટીમાં વૃક્ષોની ઘટા ઘણી સારી છે, એ શિવાય વિશેષ નથી. રમણીયતા માત્ર ગોદાવરીનું જ્યાં પ્રથમ વલણ થાય છે ત્યાં બાંધી લીધેલા કુંડોથી તથા વિશાલ તટો તથા તેની આગળ પાછળ બાંધેલા સુંદર મંદિરોથી છે. સેંકડો યાત્રાળુઓની અત્ર નિરંતર આવજા થતી હોવાથી તે સ્થળ હમેશાં જીવતું જાગતું લાગે છે. બ્રાહ્મણો એક પછી એક યજમાનોને પ્રાયશ્ચિત્ત તથા સારણું ઝપાટાબંધ કરાવી દેતા નજરે પડે છે. નગરના લોકો નિડર રીતે નદીમાં કલાકો સુધી તર્યા કરે છે, ત્યારે યાત્રાળુઓ ડરતાં ડરતાં કમર સુધી ક્ષણ માત્ર ડુબકી મારી પાછા બહાર નીકળી આવે છે. યાત્રાળુ દેશના પ્રત્યેક ભાગમાંથી, કન્યા કુમારીથી તે કાશ્મીર સુધીથી આવે છે. તેથી હીંદુ પ્રજાના પ્રાંતિક ભેદોનો પણ આ સ્થળે સારો મેળો જોવાનો મળે છે. વિસ્તીર્ણ નદી કિનારા ઉપર હમેશ સારી ઠઠ જામેલી હોય છે.

## ત્રણ સર્વોત્કૃષ્ટ મંદિરો.

નાસિકમાં ત્રણ મંદિરોનું શિલ્પકામ સર્વોત્કૃષ્ટ છે. પંચવટીમાં રામજી (કાળાનું ) મંદિર સર્વોત્તમ છે. તેથી ઉતરતું નદીતટ ઉપર નારૂશંકરનું અથવા ઘંટાવાળું શિવાલય છે. તેના પથર પર કોતર કામની કારીગીરી ઉંચા પ્રકારની છે, અને તેના પ્રચંડ ઘંટને લીધેજ તે ઘંટાવાળા મંદિર તરીકેજ ઓળખાય છે. ત્રીજું સુંદરનારાયણનું દેવળ નવા નાસિકમાં આદિતવાર પેઠમાં આવ્યું છે. રામજીનું મંદિર તો પશ્ચિમ હીંદમાં પથરમાં બાંધકામનો એક સૌથી સુંદર નમુનો છે. મંદિરની ચોતરફ ફરતી પરસાળ બાંધવામાં આવી છે. તે એટલી વિશાળ છે કે તેમાં ૧૦૦૦૦

મધુર હે! વ્હાલા વ્યોમે
લલિત સ્મિતો કરો શાને ?
કહો અજ્ઞાન હું તો છું—
—સર્જ્યાં સૃષ્ટિ વિશે કોણે ?
જૂઈ જાઈ બકુલ ચંપા
અને સુન્દર ગુલાબો હે!
મધુર સૌગન્ધ ફેલાવી
વિકસતા વૃક્ષ પર શાને ?
શીખાવો સ્નેહના મંત્રો—સીંચો અમૃત સદા ઉરમાં
પ્રણય એ યાચના પુરો—અનન્ત આ બાળ જીજ્ઞાસા !

મુંબઈ હીરાલાલ અ. દેસાઈ

## નાસિક-પંચવટીની યાત્રા.

નાસિકનું રમણીય, ઐતિહાસિક ધાર્મિક અને પ્રાચીન સ્થળ, મુંબઈથી આશરે ૧૨૫ માઈલ દૂર તેની ઉત્તર-પશ્ચિમે, ગોદાવરીના પવિત્ર પ્રવાહના દક્ષિણ તટ ઉપર આવેલું છે. તેની તથા નિકટના ત્ર્યંબકની યાત્રા કરવાનો હમને પ્રસંગ પ્રાપ્ત થયો હતો. તે પરથી હમે કહી શકીએ છીએ કે એ સ્થળોની વિશેષ નહીં તો એકાદ વેળા મુલાકાત લેવી ઘટે છે. નાશિક નગર જ્યાં સામાન્ય પ્રજાનાં નિવાસ સ્થળો છે તેમાં તો ખાસ કાંઈ જોવા જેવું નથી. પરંતુ આસપાસનાં સ્થળો ઘણાં રમણીય, આંખને આલ્હાદ કરે અને વિચારશક્તિનું સ્ફુરણ કરે એવાં છે.

### નાશિક નામ કેમ પડયું ?—નવ પહાડો પરથી.

સાંપ્રત નાશિક નગરનો વિસ્તાર માત્ર ૩૫૭ એકરનો છે અને તેની વસ્તી આશરે ત્રીસ હજારની છે. ગોદાવરીને ડાબે કીનારે આવેલી પંચવટી એ પ્રાચીન અને મૂલ નાશિક. જમણે કીનારે આવેલું નાસિક એ મુસલમાનોએ વસાવેલું છે અને તેનું મુસલમાન નામ ગુલશનાબાદ હતું. હાલનું વળી તેનાથી એ નવું નાશિક તે પેશ્વાનું વસાવેલું છે. નાશિકની મધ્યમાં ઉભા રહેતાં, અજમેરની પેઠે ચારે તરફ નાનાં પહાડો અથવા ડુંગરો આવેલા દેખાય છે. અને એકની પાછળ એક કે અનેક પણ કેટલીક દિશામાં દેખાય છે. પશ્ચિમમાં આવેલી ટેકરીઓ તે અંજનેરીના ત્ર્યંબક પાસેના પહાડની શાખાઓ છે. પૂર્વમાં આવેલી ત્રણ બ્હેનપણીઓ જેવી પાસે પાસેની ટેકરીઓ તે ત્રિરશ્મિ છે કે જેમાંની મધ્યમાંનીમાં, કહેવાતી

પાંડુગુફાઓ છે. પૂર્વમાં દૂર જે પુષ્કળ ટેકરીઓ દેખાય છે તે બોરસજ—રામસેજ ટેકરીઓ છે તથા તેની પાસે અંબર ટેકરી છે, અને તે ટેકરી પાછળ વાદળ તથા ધુમ્મસ વિનાને દિને છેક પૂર્વ તરફ જતાં ૨૫-૩૦ માઇલ દૂરના ચાંદોરના પહાડોનાં શિખરો પણ દ્રષ્ટિગોચર થાય છે. તે તરફ એક જોગન ટેકરી પણ છે. બીજી ટેકરીનું નામ વળી માકડુ-( વાંદરાની પુંછડી ) તથા ત્રીજીનું નામ મુની મ્હાતારી ( મુંગી ડોશી ) છે ! દૂર દેખાતા આ આઠ દસ પહાડોનાં શિખરોને લીધે નાસિકનું મૂલ નામ નવ શિખ અર્થાત નવ શિખાવાળું નગર એવું પડયું હતું. નાસિક તેનું અપભ્રંશ છે. રામના દંડકારણ્યના વનવાસ દરમીયાન લક્ષ્મણે રાવણની બ્હેન શુર્પણખાનું નાક ( નાસિકા ) કાપી નાંખ્યું તે ઉપરથી નાસિક નામ પડયું એ દંતકથા માત્ર કલ્પના છે.

## પંચવટી.

મુસલમાન કે મરાઠા શહેરમાં ખાસ જોવા જેવું થોડુંજ છે. પંચવટીમાં સુંદરનારાયણનું મંદિર સુંદર છે. તેની પશ્ચિમે " સતી દરવાજો " છે. તેની નિકટમાં પથરોના ચોતરાઓ છે. ત્યાં વિધવાઓ સતી થતી, તે હજી બતાવવામાં આવે છે. પંચવટીમાં નવીજ સૃષ્ટિ જોવામાં આવે છે. ધંધોજ ધરમનો દેખાય છે. ભિક્ષુકો, બ્રાહ્મણો, સરાવનારાઓ તથા વેરાગીઓનો તે હાટ ભરેલો લાગે છે. પંચવટીનો વિસ્તાર ભાગ્યે ૩૦ એકરથી વિશેષ હશે. પરંતુ તેટલામાં ધર્મશાળા, મંદિરો, સદાવર્તો કુંડીબંધ સંખ્યામાં હશે. એ સદાવર્તો તથા ધર્મશાળાઓના બંધાવનારા ઘણું ખરૂં મુંબઇના ભાટીયા લુહાણા વગેરે ગુજરાતીઓજ છે. પંચવટીમાં રહેવાનાં ઘર બહુ ઓછાં છે. તે કરતાં ધર્મ સંસ્થા વિશેષ છે ! પંચવટીમાં વૃક્ષોની ઘટા ઘણી સારી છે, એ શિવાય વિશેષ નથી. રમણીયતા માત્ર ગોદાવરીનું જ્યાં પ્રથમ વલણ થાય છે ત્યાં બાંધી લીધેલા કુંડોથી તથા વિશાલ તટો તથા તેની આગળ પાછળ બાંધેલા સુંદર મંદિરોથી છે. સેંકડો યાત્રાળુઓની અત્ર નિરંતર આવજા થતી હોવાથી તે સ્થળ હમેશાં જીવતું જાગતું લાગે છે. બ્રાહ્મણો એક પછી એક યજમાનોને પ્રાયશ્ચિત્ત તથા સારણું ઝપાટાબંધ કરાવી દેતા નજરે પડે છે. નગરના લોકો નિડર રીતે નદીમાં કલાકો સુધી તર્યા કરે છે, ત્યારે યાત્રાળુઓ ડરતાં ડરતાં કમર સુધી ક્ષણ માત્ર ડુબકી મારી પાછા બહાર નીકળી આવે છે. યાત્રાળુ દેશના પ્રત્યેક ભાગમાંથી, કન્યા કુમારીથી તે કાશ્મીર સુધીથી આવે છે. તેથી હીંદુ પ્રજાના પ્રાંતિક ભેદોનો પણ આ સ્થળે સારો મેળો જોવાનો મળે છે. વિસ્તીર્ણ નદી કિનારા ઉપર હમેશ મોટી ઠઠ જામેલી હોય છે.

## ત્રણ સર્વોત્કૃષ્ટ મંદિરો.

નાશિકમાં ત્રણ મંદિરોનું શિલ્પકામ સર્વોત્કૃષ્ટ છે. પંચવટીમાં રામજી (કાળાનું ) મંદિર સર્વોત્તમ છે. તેથી ઉતરતું નદીતટ ઉપર નારૂશંકરનું અથવા ઘંટાવાળું શિવાલય છે. તેના પત્થર પર કોતર કામની કારીગીરી ઉંચા પ્રકારની છે, અને તેના પ્રચંડ ઘંટને લીધેજ તે ઘંટાવાળા મંદિર તરીકેજ ઓળખાય છે. ત્રીજું સુંદરનારાયણનું દેવળ નવા નાશિકમાં આદિતવાર પેઠમાં આવ્યું છે. રામજીનું મંદિર તો પશ્ચિમ હીંદમાં પત્થરમાં બાંધકામનો એક સૌથી સુંદર નમૂનો છે. મંદિરની ચોતરફ ફરતી પરશાળ બાંધવામાં આવી છે. તે એટલી વિશાળ છે કે તેમાં ૧૦૦૦૦

માણસો ખુશીથી ભોજન કરી શકે. સુવર્ણનો કલશ પણ ઘણો મોટો તથા સુંદર છે. ત્રણ મૂર્તિમાં વચમાં નારાયણ તથા બેઉ બાજુએ લક્ષ્મી છે. આ મંદિર ઇ. સ. ૧૭૫૬ માં ગંગાધર-યશવંત ચંદ્રચૂડે બાંધ્યું હતું. તેનો ખર્ચ દસ લાખ રૂપીયા થયો હતો. હાલ આવું બંધાવતાં રૂ. ૨૫ લાખથી ઓછા ન થાય. અને આ મંદિરને હજી સરકાર તરફથી રૂ. ૮૨૧ ની વાર્ષિક સહાયતા મળે છે તે વડે બ્રહ્મભોજન કરાવવામાં આવે છે. પેશ્વાના સમયમાં મંદિરોને જે વાર્ષિક મદદો મળી હતી તે અંગ્રેજ સરકારે નાશિક ૧૮૧૮ માં તેને તાબે આવતાં ચાલુ રાખી છે. આ મંદિર બંધાયું છે તે સ્થળે પૂર્વે પણ જૂનું મંદિર હતું. મુસલમાનોનું રાજ્ય થતાં તેઓએ તે તોડીને ત્યાં કબરસ્તાન કર્યું હતું! તેથી મુસલમાનો જતાં ૧૭૫૦ માં પેશ્વા બાલાજીએ કબરસ્તાન નષ્ટ કરીને, તે સ્થળ પાછું શુદ્ધ કરાવ્યું હતું.

## પારસમણિ માટે ચલાવેલી શોધ!

સુંદરનારાયણના દેવળ પાસે એક મઠ છે. તેની નજદીકમાં બદરિકા સંગમ નામે એક કુંડ છે. દેવગિરિના યાદવ રાજા પાંચમા રામચંદ્ર ( ઇ. સ. ૧૨૭૧-૧૩૦૯ ) ના દેવાલય બંધાવવાના રસિક અમાત્ય હેમાદપંતે આજ કુંડમાં સ્પર્શમણિ નાંખી દીધો હતો એવી લોક માન્યતા છે. અમાત્ય તે લંકાથી લાવેલો. તેની શોધ કરવા લોખંડની સાંકળ વડે તે કુંડમાંથી પાણી કાઢવામાં આવ્યું. સ્પર્શમણિ સાથે તેનો સ્પર્શ થતાં તે સુવર્ણની થઇ ગઇ! પરંતુ પાણી નીકળી રહ્યું ત્યારે પેલો મણિ લુપ્ત થઇ ગયો હતો! આવી નાંસીપાસી છતાં, આપણા લોકોને ભોળપણ છોડવું ગમતું નથી. નીલકંઠેશ્વરના દેવાલયમાં જે લિંગ છે તે રામચંદ્રના સસરા જનક વિદેહીના સમયનું કહેવાય છે!—એ કે મંદિર તો માલેગામના રાજા બહાદુર નારોશંકરના ભાઇ લક્ષ્મણશંકરે રૂ. ૧ લાખને ખરચે છેક ૧૭૪૭ માં બાંધ્યું હતું એમ ત્યાંની ભીંતના લેખથી જણાય છે. તે પહેલાં લિંગ ક્યાં હતું અને કેમ અપ્રસિદ્ધ તથા સચવાઇ રહ્યું તેનો ઇતિહાસ ઉપલબ્ધ નથી.

## શીતલાદેવી-તેના કકડા કેમ થઇ ગયા તેની વાર્તા.

પંચવટી મંદિરોનું તો વન છે. તેથી જેની વિશેષતા છે તેનોજ ઉલ્લેખ કરીશું. ગણપતિના દેવળ પાસે શીતલાદેવીની એક તોડેલી મૂર્તિ છે. શીતલાથી પીડાતા બાળકની માતા ૧૪ દિવસ સુધી આ મૂર્તિ ઉપર જલ રેડે છે. ૧૫ મે દિને ગોળથી તે બાળકની તુલા કરીને, ગોળ લોકોમાં વહેંચે છે. આજથી આશરે ૧૨૦ વર્ષની વાત. ઉપર એક રામભટ ધારપુરે નામના બ્રાહ્મણના એકના એક પુત્રને શીતલાનો રોગ થયો હતો. તેણે આ શીતલાદેવીની આરાધના કરવામાં કશી કસર ન રાખવા છતાં તે પુત્ર તેમાં મરણ પામ્યો.રામભટનો આથી મીજાજ હાર્યો. તેણે દેવીના હાથ તથા પગ ભાંગી નાખ્યાં. આ પ્રમાણે હવે જો કે મૂર્તિ ખોજણી તથા લંગડી છે તો પણ તે જૂની અને અસલની છે, તેથી લોકોને શીતલાદેવી પર શ્રદ્ધા કાયમ છે.

## ગોરા રામનું મંદિર.

આ મંદિર પણ પંચવટીમાં છે ને ઘણું સુંદર તથા વિશાલ છે. તેમાં ગણપતિ, મારુતિ, ગોદાવરી તથા દેવી તેમજ શિવ પાર્વતી વગેરેની મૂર્તિઓ છે. તે ઉપરાંત મુખ્ય

રામ, લક્ષ્મણ આદિ કુટુંબની મૂર્તિઓ છે. મંદિર પત્થરનું છે અને બહુ સુંદર છે. ચારે તરફ ફરતું બાંધકામ છે, જેમાં દસ હજાર માણસ બેસી શકે એમ છે, વળી મંદિર સામે સભા મંડપ પણ છે. આ મંદિર પેશ્વાના ઉપાધ્યાય અથવા કુલગુરૂ સરદાર રાંગણે કરીને ૧૭૮૨ માં બંધાવેલું છે.

### વૃધ્ધેશ્વરનું કમનસીબ મંદિર.

આ શૈવ મંદિરની કાંઇ પૂજા કે પૂજારી કે ઉત્સવ નથી. કેમકે તેને માટે એવી માન્યતા પેશી ગઇ છે કે તેની પૂજા કરે તેનું સત્યાનાશ જાય !

### બાલાજીનું નસીબદાર મંદિર.

આ મંદિરના પૂજારીઓ સૌથી નસીબદાર છે. પેશ્વાએ તેને આપેલાં ૧૧ ગામડાંની આશરે રૂ. ૭,૦૦૦.ની ઉપજ ઉપરાંત રોકડા સરકાર તરફથી રૂ. ૧૨૯૧ મળે છે અને તે ઉપરાંત સિંધ્યા, હોલ્કર, ગાયકવાડ તથા ધર્મપુરના વગેરેના રાજાઓ તરફથી આઠ દસ હજાર રૂપીયાનું સાલીયાણું મળે છે! પચ્ચીસ હજારની, ગરીબ પ્રજાપરના કરમાંથી અપાતી સરકારી મદદથી થતી વાર્ષિક આવકનો સદુપયોગ બ્રાહ્મણો; તથા વૈરાગીઓને ભોજન આપવામાં તથા આશ્વિનશુદ્ધમાં ( નવરાત્રમાં.) નગરની દરરોજ રથયાત્રાના ખર્ચમાં વપરાય છે. સ્વયં દેવની મૂર્તિને શ્રીમંતો ક્વચિત્ ક્વચિત્ પોતાને ત્યાં ભોજન કરવા નિમંત્રણ કરે છે. દેવ મુખ્ય પૂજારી સાથે પાલખીમાં બેસીને પધારે છે, અને પૂજારીનું સમસ્ત કુટુંબ રાંધીને ભોજન કરે છે. રથયાત્રાના નવે દિવસમાં પ્રત્યેક દિને દેવનાં વાહન, સિંહ ઘોડો, હાથી, ચંદ્ર, સૂર્ય, સ્વયં મારૂતિદેવ ગરૂડ તથા છેલ્લે દિને નાગ એ ક્રમે હોય છે. છેલ્લે દિન પાછી રથમાં મૂર્તિ બેસે છે. ૭ મે દહાડે ઠાકોરનાં લક્ષ્મી સાથે લગ્ન થાય છે. અને સૌથી ઉત્તમ વાત એ છે કે તે ૮ મે દિને લગ્નની ધામધુમમાં તમામ નાસિકના બ્રાહ્મણોને ભોજન કરાવવામાં આવે છે. લગ્ન તો ખોટાં પણ ભોજન તો ખરૂં! પહેલાં આ પંક્તિભોજન કપુરથાળાવાળાના મિનાર નજદીક નદીને જમણે તટે થતું પણ ૧૮૩૯ માં એક જાહેર બાંધકામ ખાતાનો અમલદાર ૩૦૦૦ બ્રાહ્મણોની પંક્તિમાંથી ચાલ્યો ગયો. કોપિત બ્રાહ્મણોએ તેના બંગલા પર હલ્લો કરીને બારણાં તથા રાચરચીલું ભાંગી નાંખ્યાં ! ત્યારથી બાલાજીના દેવળ પાસે આ મોટું કામ થાય છે.

### તિલભાંડેશ્વર–રોજ તિલપુર મોટું થાય છે !

આ શિવાલયનું લિંગ ૨ ફુટ ઉંચું તથા પાંચ ફુટ પહોળું છે. તેનું નામ એ પરથી પડયું છે કે દરરોજ તે તિલપુર જેટલું લાંબુ થાય છે. પરંતુ તે છેક ૧૭૬૩માં ચોથા પેશ્વ માધવરાવના કાકા ત્ર્યંબકરાવ અમૃતેશ્વર પેંડેએ બંધાવ્યું તે પછી લિંગની લંબાઇ વધી નથી. તે જોતાં તે દિવસે તિલપુર વધીને રાતના પાછું તેટલું ઘટી જતું હોવું જોઇએ.

### નારૂશંકર અથવા રામેશ્વરનું દેવાલય—ખર્ચ રૂ. ૧૮ લાખ !

ગોદાવરીની તળેટી ( bed ) માં બાંધી લીધેલા ચોખંડા કુંડોમાં એક રામ ગયા કુંડ છે. કહેવાય છે કે, રામચંદ્રે અહીં પોતાના પિતા દશરથનું શ્રાદ્ધતર્પણ કર્યું હતું. રામાયણમાં

આ વાર્તા વિસ્તારના ભયથીજ વાલ્મિકીને મુકી દેવી પડી હશે. તેથી તે રામાયણની તાજી કલમ' તરીકે, ઉત્તરકાંડના પણ ઉત્તરકાંડ તરીકે ગણવી પડશે. આ મંદિર પણ પત્થરનું છે અને તેની કારીગીરી, કાળા રામના મંદિર વિરૂદ્ધ, ઘણી બારીક છે. તેમાં પુતળાંઓ ઘણાં છે ને તે સારી કૃતિનાં છે. તેમાં સન્યાસીઓનાં કોતરેલાં પુતળાંઓ તો ઘણાં હાસ્યજનક તથા ખુબીદાર છે. મંદિરનો વિસ્તાર કાળારામથી ન્હાનો છે. ૧૨૪×૮૩ ફુટ છે. આ મંદિરનું મુખ્ય આકર્ષક તે એક પ્રચંડ ઘંટ છે. તેના ઉપર યુરોપીયન-એરેબિક લીપિમાં ૧૭૨૧ એમ લખ્યું છે. તેનો પરિધ ( હોઠ આગળ ) ૭ ફુટ છે. અને તે પોર્ટુગીઝ લોકોનો મુળ હોવો જોઇએ. ઘણું કરીને વસઇ ખાતેનાં કોઇ દેવળમાંથી તે મરાઠાઓ લુંટી લાવેલા હશે એવું અનુમાન છે. નાશિકના દેવાલયોની થયલી સમૃદ્ધિ મરાઠાઓએ હીંદમાં ચલાવેલી લુંટનેજ મોટે ભાગે આભારી છે. બીજા વધારે સારા ઉપયોગની ખબર નહીં હોવાથી લડાઇમાં ફત્તેહ મળતાં ચલાવેલી લુંટથી તાજાં થયલા મરાઠા સરદારોએ આ પ્રમાણે, અધર્મનું ધન ધર્મના કામમાં વાપર્યું છે. આ મંદિર માલેગામના રાજા બહાદુરે ૧૮ લાખ રૂપીયાને ખર્ચે ૧૭૪૭માં ( આશરે પોણા બસો વર્ષ ઉપર ) બંધાવ્યું હતું. તે ઉપરાંત મંદિરથી નદી સુધી પગથીયાં કરાવવામાં તેને રૂ. ૬૬,૦૦૦ નો ખર્ચ થયો હતો. આ મંદિરમાં લિંગ પૂજા છે. તેનો લોકો બહુ લાભ લેતા દેખાતા નથી, હમે જોયું ત્યારે તેમાં એક પણ મનુષ્ય દેખાયો નહીં. આ ઉપરાંત નદી ઉપરે નાનાં નાનાં મંદિરોનો તો શુમારજ નથી. તેમની પૂજા કે પૂજારી કે આવક કાંઇ નથી. સમારકામ પણ નથી. રેલ વખતે તે પાણી નીચે દટાઇ જાય છે. માત્ર તે પછી તેમાં થયલો કાદવ મ્યુનીસીપેલીટી કઢાવી નાંખે છે.

### શનિ-તથા ' કોલેરા 'ની દેવી ' જરીમરી '.

નાસિક શેહરની અંદર પણ આશરે ૨૦ દેવાલયો છે. ઘણાંખરાં દેવીનાં છે. એક શનીશ્વરનું પણ છે. તેમાં શનિ તરીકે માત્ર એક કાચોકોરો પત્થર દિવાલના ગોખલામાં સીંદુર ચોપડીને મુકી દીધો છે. દર શનિએ તે તેમજ શનિનો ગ્રહ જ્યારે નવા નક્ષત્રમાં પ્રયાણ કરે છે ત્યારે તેની પૂજા કરવામાં આવે છે. બીજું મુખ્ય મંદિર ભદ્રકાલીનું છે. તે કોલેરા વખતે બહુ કામ આવે છે. શહેરમાં કોલેરા ફાટી નીકળે છે ત્યારે દેવીની શાંતિ અર્થે આ મંદિરમાં માર્કંડેય પુરાણમાંથી સપ્તશતિ ( સાતસો શ્લોકો ) નો પાઠ બ્રાહ્મણો કરે છે. પછી ઘી, કપુર વગેરે પણ બાળે છે. ચોખા રાંધીને તેની પાંચ ઢગલી કરે છે. ચાર, ચાર ખૂણે, તથા એક મધ્યમાં. તે ઢગલીને સ્થળે એક કોળું દાટીને, તે કોળાને એક બેડું પણ બાંધવામાં આવે છે. કોલેરા દેવીથી પ્રેરિત થયલી મનાતી, માંગ જાતીની એક સ્ત્રી અને પૂછીને કોલેરા ક્યાંથી આવ્યો અને કેટલો વાર રહેશે તે જાહેર કરે છે. પછી સરઘસ નીકળે છે. ચાર બળદ જોડેલા એક ગાડાંની કેટન તેમાં હોય છે. પેલી સ્ત્રી તેની આગળ ઉંધે પગલે ચાલે છે ને લોકો તેને રસ્તે લીંબુ વધેરે છે. આ ગાડું જે સ્તેથ. કોલેરા શરૂ થયો ત્યાંથી તે બે માઇલ જેટલે લાંબે કોઇ ચકલા સુધી જાય છે. માતાની ઢગલી આ ગાડામાંજ ગોઠવેલી હોય છે. સરઘસ પૂરૂં થતાં ભાત તથા બેડાં માગો લઇ જાય છે. પછી અનિવાર્ય બ્રહ્મભોજન, સર્વે શુભાશુભ કામની પૂર્ણાહુતિ કૃપેજ થાય છે, તે ચાલે છે.

અને તે પછી કોલેરાદેવીની શાંતિ કરવા દુધ, દહીં તથા ઘીનું મિશ્રણ શહેરમાં છાંટવામાં આવે છે. છતાં કોલેરા તો જવાનો હોય છે ત્યારેજ જાય છે. પણ શ્રદ્ધા આગળ અનુભવ લાચાર છે.

આ કોલેરાની દેવીનું નામ **જરીમરી** છે. અને એ વિચિત્રદેવીનાં ત્રણ નાનાં મંદિરો નાસિકની આસપાસ છે. જ્યારે કોલેરા ફાટી નીકળે છે ત્યારે આ મંદિરોની ખરી મોસમ ચાલે છે. મરાઠાઓ તેના પૂજારીઓ છે. લોકો દેવીને દહીંભાત, ચોળી, નાળીયેર તથા પૈસાનું દાન કરે છે. જો ૧૯મી સદી નહીં હતે તો મરકીની દેવીનાં પણ મંદિરો પ્રતિષ્ઠિત થયાં હતે. (અપૂર્ણ).




મુખ્ય એજંટ રા. જીવનલાલ અમરશી મહેતા, વ્યવસ્થાપક પ્રીન્ટીંગ વર્કસ અને બુકડેપો, પીરમશાહરોડ અમદાવાદ. પાનાં ૧૭૫ આશરે. કીંમત રૂ.૧ રૂપિયો.

ઇન્દુકુમારના પ્રથમ ભાગ પછી રા. નાનાલાલને હાથે આ રચના થઇ છે. એ રચનાની કલ્પનાનો ઉદ્‌ભવ કેમ થયો એ લેખકના પોતાનાજ શબ્દોમાં અમે ઉતારીશું:—

"ઇ. સ. ૧૯૧૨ ના મે માસમાં મેં. ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જરને ત્યાં સુરતમાં હું હતો. તે સમયે ગજ્જર સાહેબના બંગલામાંના વાતાવરણમાં નાટકનો ધ્વનિ પ્રતિધ્વનિ ગાજી રહ્યો હતો. 'સરસ્વતીચંદ્ર'ના નાટક સંબંધી પહેલી તકરારના પ્રો. ગજ્જર પંચ હતા; પણ રસાયણશાસ્ત્રી તો, જેમ પ્રત્યેક પ્રયોગ કોઇક નિયમનું મૂર્ત સ્વરૂપ છે તેમ, તે કલ્પના પ્રધાન રસાયનશાસ્ત્રી Imaginative chemist સન્મુખ તો એ તકરારના પરમાણુમાં આધુનિક નાટકની સુધારણાનો મહાં પ્રશ્ન ખડો થયો. મ્હને પણ એક દશ્યે નાટક રચવાની સૂચના થઈ. મ્હારી ભત્રીજી ચિ. કુમારી યશલક્ષ્મી મ્હારી સાથે હતી. નૈષ્ઠિક બ્રહ્મચર્યની તેની પ્રતિજ્ઞાએ જોઇતા વસ્તુનું સૂચન કીધું; એ ઉભયનું પરિણામ યથાશક્તિ મતિ—આ જયા અને જયન્ત."

આ રીતે નૈષ્ઠિક બ્રહ્મચર્યનું અને તેના કષ્ટસાધ્ય પાલનનું ચિત્ર રજુ કરવા ઉપરાંત પ્રસ્તુત નાટકમાં, કર્તાનાજ શબ્દોમાં કહેતાં, "એક બીજી ઝીણી વાતના પણ અંકૂર છે." અને તે એ છે કે "સ્નેહ એટલે દેહવાસના નહિ, પણ તેનાથી પર કોઇક નિર્મળી આત્મભાવના. સ્નેહયોગ દેહયોગમાં પરણમવોજ જોઇએ એવી કંઇ કુદરતી આવશ્યકતા નથી." એ ઉપરાંત રા. નાનાલાલે વામમાર્ગને પણ સારી રીતે ઉઘાડો પાડ્યો છે.

આ દશ્ય નાટક છે અને જો કે કેટલેક ઠેકાણે પદ્ય આવે છે ખરાં છતાં ઘણે અંશે છે રા. નાનાલાલની અમુક વર્ગમાં લોકપ્રિય થઇ પડેલી ગદ્ય પદ્ધતિ મુજબના પદ્યમાંજ લખાયલું છે, એમ કહેવું ખોટું નહિ ગણાય. ઉપર કહ્યું તેમ ઇન્દુ કુમારનો પ્રથમ ભાગ (કે જે દશ્ય નાટક

તરીકે નથી લખાયું ) લખાયા પછી બીજા ભાગની પૂર્વે કર્તાએ આ નાટક પ્રો. ગજ્જરની ઇચ્છા મુજબ રચી પ્રસિદ્ધ કર્યું છે, અને શરૂઆત "હિમાદ્રિનો એક ચઢાવ ચ્હડે છે. દૈત્યોને જીતીને આવતો કુમાર દેવગિરિનો બીજો ચઢાવ ચડે છે. કુમારને વધાવવા આવતી રાજકુમારી" થી થાય છે; અને પુરુષ તથા પ્રકૃતિની બેલડીની "પરમ ચેતનાની ચિનગારી" પ્રકટાવવા જયન્ત જયાને પ્રેરે છે જેની "અવધ હજી પાકી નથી" એમ કહી જયા જયન્તને થોભવા જણાવે છે. એટલામાં ગિરિશિખરોમાં હિમગંગાના ઉતરવાનો 'ઘુઘો' અવાજ સંભળાય છે, ને જયન્ત જયાને બચાવે છે.

બીજા પ્રવેશમાં 'ગિરિદેશના રણવાસમાં બપ્પોર' નો ચિતાર રજુ કરેલો છે. આમાં રાણી અને રાજાનો કન્યા કેવાને આપવી તે વિશે સંવાદ થાય છે. સ્રીની બુદ્ધિ મુજબ રાણી જ્યારે દ્રવ્ય અને રાજ્યપાટ વિગેરે વાળા સમૃદ્ધ કુમાર જોડેજ પોતાની પુત્રી વરાવવાનું કહે છે ત્યારે રાજા શૌર્ય અને બીજી યોગ્યતાના પ્રમાણમાં એ સર્વે તુચ્છ લેખી કુમારીના હાથની ખરી યોગ્યતા ધરાવનાર પોતાના મન્ત્રીપુત્ર જયન્તને વરાવવા કહે છે. શરૂઆતમાંજ રાણી કહે છે કે "રાજકુમારનેજ પરણશે રાજકુમારી" અને રાજા જયન્તના ગુણોનું વર્ણન કરે છે. એ સંવાદના બેચાર ફકરા અમારા વાંચકોના મનોરંજનાર્થે અમે અત્રે ટાંકીશું:—

> રાજરાણી—જયન્તને માથે રાજમુકટ નથી; હાથે રાજદંડ નથી; બેસવા રાજસિંહાસન નથી; રાજમુગટને, રાજદંડને, રાજસિંહાસનને પરણશે ગિરિરાજની રાજકુમારિકા.

આથી ત્રાસી જઇ રાજા કહે છે:—

> ગિરિરાજ—કલા નમતી ભાસે છે અમ ક્ષત્રીય તેજની; રાણીજી ! સ્વયંવર રચ્યું હિના કે રીર્યના ? કુંવરી વરાવશો રાજ્યને કે રાજવીરે ? આવતી કલિસેનાની પડઘાસમા ગાજે છે વમ બોલ આજ; હોલવાતા ભાસે છે સૂર્ય ચંદ્ર નિજ ઓજમલેના અંધકાર નિહાળી; નિરખું છું ગિરિદેશને એ અગ્નિની જ્વાળામાં હ્હોમાતો; પડે છે પડે છે જાણે મ્હારે-યે માથેથી મુગટ—રાણીજી ! પુત્રી મ્હારી કે ત્હમારી ?

> રાજરાણી—ગર્ભ મૂકી વેગળા રહ્યા, રાજેન્દ્ર ! મ્હેં પોષી, પંપાળી, ઉછેરી; આજ પધાર્યા છો પાછા પોતાની કહી પાતળી કરવા; સાશ* સંસારને જઇ પૂછો, રાજવી ! પુત્ર પિતાના; પુત્રી માતાની.

> ગિરિરાજ—રાણીજી ! વાણી વેરાઇ જશે. ગિરિદેશનો ગિરિરાજ રણવાસમાં મહારાજા નથી, રાજમહેલમાં રાજવી નથી, એ અનુભવું છું આજે.

> રાજરાણી—ગિરિદેશમાં રાણાજીનાં રાજ્ય; પણ રણવાસમાં તો રાણીજીનાં, હો !

ઉત્તરમાં રા. નાનાલાલ ગિરિરાજ પાસે સ્વગત બોલાવે છે:—

'અહા ! રાજ્ય ચલાવવાં અઘરાં છે, પણ એથીયે છે અઘરાં ખેડવાં રાજકુટુંબનાં રાજતંત્ર.'

અહિં અમને લૉર્ડ મેકોલેએ ફ્રેડ્રીક ધી ગ્રેટ વિષે જે લખ્યું છે તે યાદ આવે છે. મેકોલે લખે છે:—" આ રાજા પોતાની કલમના એક શેરાથી પોતાનું સંપૂર્ણ રાજ્ય સારી

---

* અહિં આ શબ્દ હિંદુસ્થાની ભાષાના એ શબ્દના અર્થ મુજબ 'આખા'ના અર્થમાં વપરાયેલો છે.

રીતે ચલાવતો પણ પોતાના કુટુંબમાંના કજીયા પતાવતાં તે ત્રાહિ ત્રાહિ પોકારતો !" અને હાલ પણ એવા દાખલાઓનો છેકજ અભાવ નથી, એ તો વાંચકોના અનુભવમાં હશેજ.

કાશીરાજ જે રાજરાણિનાં ઇપ્સિત જામાતા છે તે એક પત્નીવ્રત પાળી શકશે કે નહિ તે વિશે શંકાશીલ ગિરિરાજ રાણીને જે પૂછે છે તથા રાણી તેને જે ઉત્તર આપે છે તેમાં લેખકનું સંકલનાચાતુર્ય તથા અસલ કલ્પના અને ઉંડી ભાવનાઓ જણાઇ આવે છે. એટલુંજ નહિ પણ સ્ત્રી હઠની હદ પણ કેટલી હોય છે, અને પોતાનું ધાર્યું કરવા તે કેવી વિચિત્ર દલીલો કરે છે, તે પણ જણાઇ આવે છે.

રાણી ! પાળશે કાશીપતિ રામવ્રતથી આપણી કુળમર્યાદ !

રાજરાણી—પુણ્યવંતા સહુએ તે પાળશે-ને દશરથમતે કહ્યાં હાનવનાં છે જે ! શિકારે સીધાવો છો રાજેન્દ્ર ! લ્હવા ભાળ્યા ક્યાંઇ હરિણી હરિણીના 'કુરંગરાજ ? એક રાજ' સિંહાસનને ચાર પાયા હોય સુવર્ણના !

પોતાના ઇપ્સિત જામાત કાશીરાજ સાથે જયાનું વાગ્દાન રાણી કબૂલે છે ને ઉત્સવ મનાવે છે. જયાને એ ઉત્સવનું કારણ ખબર નથી—રાણીએ તેને ખબર પડવા દીધી નથી. દાસીઓ ખરૂં કારણ કહે છે. જયાના મુખના તે વખતના શબ્દો આ છેઃ—

જયા—સ્હવારે પૂછ્યું શું છે ? તો કહે, વસંતનો છે ઉત્સવ. બપોરે પૂછ્યું શું છે ? તો કહે, વિધાત્રીની છે પૂજા, તે આવજો સજીને સોળે શણગાર. છેતરી માતાએ છેતરી પુત્રીને માતા ! માતા થઇ છેતરી મને ? પુત્રીઓ ક્યાં જઇ શોધશે દિલના દિલાસા ?

અને સાથેજ કહેછે કેઃ—

જીભજ જૂઠી છે બોલનારની. દેવગિરિની રાજકુમારીકા નીચે પડશે મેદાનોમાં ? ગંગા પડી, ને રજે ભરાઇ. જગતનાં મુગટસમા હિમાદ્રિના સનાતન શિખરો સ્હડશે, પણ નહિ ઉતરે અવનીની ધૂળોમાં. જનરૂ્સો વસંત ચોકમાંથી.

જોજો, આ જગતના લોક ! નિરખજો, આ પિતૃઓ પરલોકવાસી ! ઇન્દ્રને નહીં, પણ ઇન્દ્રાસનને વરશે છે ઇન્દ્રાણીજી ! !

આ વખતની જયાની ક્રોધમય મુદ્રાનું વર્ણન પણ રા. નાનાલાલ જયન્ત-કે જે આ બધું જોતો હતો-તેની પાસે સ્વગત કરાવે છે, તેનાજ શબ્દોમાં તે ઉતારી લેવું અમને ઠીક લાગતું હોવાથી અમે તે અત્રે ઉતારીએ છીએઃ-

જયન્ત—એ ? એજ ! શું ક્રોધનું છે તેમ મુખડે ? વીરરસની જાણે મૂર્તિ ? જાણે છેટાયલી સિંહણ ! મધ્યાહ્નની પ્રચંડ સૂર્યજ્વાળા ! લોચનમાંથી અગ્નિ વરસે છે, જાણે બાળશે સારા ગિરિદેશ. શા ઉડે છે, પ્રલય તનખા શા, રોમ રોમમાંથી વિજળીઓના ભાલા !

પરિણામમાં જયા શિખરોમાં ગુમ થઇ જાય છે અને જયંત પાસે સંદેશો મોકલાવે છેઃ " તીર્થરાજ ધર્મ પિતા છો મ્હારા, જયાં તમને નહિ વરે; ' અને જન્મ સુધી નૈષ્ઠિક બ્રહ્મચારિણી રહે છે. "

વામ માર્ગના સિદ્ધાન્તનું તે માર્ગની દેવી આ મુજબ પ્રતિપાદન કરે છેઃ—

સુખ તેજ મોક્ષઃ મન્મથ તેજ મહામંત્ર ઇચ્છા પૂરવી તેજ સંયમ,

ગિરિશૃંગોમાં ભૂલી પડેલી જયાકુમારી વામમાર્ગીઓના આ મંદિરમાં અમાસના ઉત્સવને દિને આવી ચઢે છે અને મંદિરની દેવી તેને પાપમાર્ગ સ્વીકારવા કહે છે ત્યારે તે તેને ઉપદેશ આપે છે:—

દાસી ! પાપના અંધકાર છાંડ; જા પુણ્યના પરમ સંસારમાં. કામ ત્યાગી પ્રેમ પારખ; લગ્નના લ્હાવા લે, પત્ની થઇ પુનરૂધ્ધાર પામ.

જેના ઉત્તરમાં તે વામમાર્ગી દેવી કહે છે:—

કિયા સંસારમાં છે, એ રાજકુમારી ! કામ વિનાનો પ્રેમ ? અમારાંયે લગ્ન છે તમ જેવાં; અમારાં જીવન જીવનનાં, અમારાં દિવસ દિવસનાં. મૂકી, વટાવી, કૂદી ગઈ પત્ની ધર્મનાં ખાબોચીયાંની પાળો. ઝીલું છું મહાજલમાં હવે. હું સહુની પત્ની ને સહુ મ્હારા પતિ !

દમયન્તી નાગના ફંદામાંથી છૂટી પારધીના પંજામાં સપડાઇ હતી તેમજ જયા સપડાય છે. પારધી વામ માર્ગના જયાની છેડ કરવા જતાં આચાર્યને બાણુ મારે છે જેથી આચાર્ય મરે છે પણ પારધી જયાની પાછળ લાગે છે જેનો અંત ઘણે વખતે પારધીનાં બાણેજ તેને અપંગ કરી જયા લાવે છે. વામ માર્ગના આચાર્યના મરતી વખતનાં સત્ય શબ્દો ખાસ ધ્યાનમાં રાખવા જેવા છે. પારધીનું બાણ વાગતાં તે કહે છે:—

આવ્યું આવ્યું યમનું બાણ માર્યો, ર્‌હને, કુમારી ! પણ વામમાર્ગ નહિ મરે. મનમાંના શયતાનને મારશો તોજ મરશે. આ પાપપંથી—ત્યાં સુધી અનેક રૂપે અવતરશે એ ભવિષ્યની ભૂમિઓને ય ભરી ભરી.

લેખક વામ માર્ગીઓના દુષ્ટ સ્વભાવનો પરિચય અહિં સૌથી સરસ રીતે કરાવે છે. પોતાના પ્રિયતમ આચાર્યનું મૃત્યુ થવાથી પંચમકાર ભક્ત વામમાર્ગી દેવી કહે છે:—

હવે આ સુરા કોને પાઉં ? આચાર્યનો તો અસ્ત થયો, પણ આથમે તે ઉગવાને માટે. આચાર્ય મરે પણ ઉત્સવ મરતા નથી, ગાદી પતિ મરે પણ ગાદી મરતી નથી; આજે ગુરૂની અમાસનો છે ઉત્સવ. આચાર્યનું શબ સેકી ભોજન કરીશું આવો ઉત્સવવાસીઓ ! આદરો ઉત્સવ ગુરૂની અમાસનો !!

પણ આથી યે અસરકારક રીતે કવિ એનો અંત આણે છે. વામ માર્ગી બાઇના ગંગા કાંઠે આવેલા મંદિરમાં તે ઘણા દિવસ વિખુટી શુદ્ધ હૃદયી બ્હેનનો મેળાપ કરાવે છે. જયા પર અત્યાચાર કરવા જવાથી જયા ગંગા જલમાં કુદી પડે છે ત્યારે આ બ્હેન પોતાના હજુ સુધી ન ઓળખાયલા બાઇને તેની જટા પકડી બ્હાર ખેંચી લાવે છે જે છૂટી જતાં તથા ઓઢેલું વસ્ત્ર સરી પડતાં અર્ધ દેહ ઉઘાડો પડી જવાથી એક બીજાને ઓળખે છે. બ્હેન બાઇને તેના રાક્ષસી કર્મને સારૂ તિરસ્કારે છે એટલામાંજ એ તીર્થ ગોરની કન્યા શેવતીને કોઇ રાજવી લઇ ગયાનો નદી તટમાં પોકાર થાય છે અને તીર્થ ગોર "મ્હારી શેવતી ! મ્હારૂં રત્ન ! " કહી વિલપે છે. પણ તેની બ્હેન, તેજબા તેને યોગ્ય રીતે ઉપદેશે છે:—

રાવણવંશી ઓ બ્રહ્મરાક્ષસ ! માં વીસર કે સર્વ સુંદરી કોઇક પિતાનું કન્યારત્ન છે. ત્હારા કન્યારત્નને પુણ્યોજ્જવળ વાંછે તો કોઇના કન્યારત્નને માં અભડાવ अन्यक्षेत्रे कृतं पापं तीर्थक्षेत्रे विनश्यति ઓ અર્ધજ્ઞાની અન્ધકાર મૂર્તિ ! શીખ ઉત્તરાર્ધ એ મંત્રનો કે तीर्थक्षेत्रे कृतं पापं वज्रलेपो भविष्यति

આખરે જયાને જયન્ત સાથે ન પરણાવવાથી જયા ચાલી ગઇ એ વિચારે રાણી દુઃખી થાય છે અને પોતાની મૂર્ખતા પર નીચે મુજબ નિશ્વાસ નાંખે છે:—

મુંજસમી માતાઓમાં વાર્યાં સણુતી રહે છે રાજમહેલમાં કંઈક રાજ બાળાઓ, કે માણે છે પશુતાના પાપવિલાસ, રાજવીને નહી, પણ રાજ સિંહાસનને કુંવરીઓ પરણાવે છે કોઈક રાજમાતાઓ:—

ગિરિરાજ સર્વે માતપિતાએ લક્ષ લેવા જેવા શબ્દોમાં ઉપદેશે છે:—

સ્નેહનાં ઝરણુ આડી પાળ બાંધી નથી સુખી થતાં માતપિતા, કે નથી સુખી કરતાં સંતાનોને. સુણજો, ઓ સજ્જનો જગતના ! અમારી કથાની આ મન્ત્રઘોષણા: સંતાનના સ્નેહ ઉછેરજો, વાળજો, પરિશુધ્ધજો, પણ ઉચ્છેદશો મા.

જયન્ત પણ જયા ગયાના દિવસથીજ તેની શોધમાં ગુમ થયેલો છે. એ બેઉનો મેળાપ ઘણે અંશે સરસ્વતીચંદ્ર અને કુમુદની માફક—જયન્તે સ્થાપેલા બ્રહ્મચારી આશ્રમમાં, તીર્થ ગોરના પંજામાંથી છુટવા ગંગામાં કૂદી પડેલી જયા આ આશ્રમ આગળના બ્રહ્મચારીઓ પટમાં 'ડૂબકીદા' રમતા હતા ત્યાં તણાઇ આવે છે અને બ્રહ્મચારીઓ તેને આશ્રમમાં લાવે છે એ રીતે થાય છે. જયા શુદ્ધિમાં આવે છે; સારી થાય છે. ભવિષ્યનો વિચાર કરતાં જયન્ત પ્રસ્તાવ કરે છે:—

લગ્ન કે ધર્મ ? કામ કે સ્નેહ ? સંસાર કે સેવા ? એ ખડાં છે સન્મુખ, હું નીકળ્યો એની જોગણ થઇ, ત્હારી સંગે ઉભો છું અલખ જગાવવા.

ઉતરમાં

જયા—હવે દેહની કથા ન કરવી, જયન્ત ! પારધી બોલ્યો, વામાચાર્ય લોભાયો આ દેહલામાં: એવાં નથી, જયન્ત !, મોહ—આંજેલા બહુ રાક્ષસી લોચને ત્હારાં કે હમારાં હવે. હિમગંગામાંથી ઉગારી, મ્હને તે માયાની ગંગામાં ડૂબાડવા ? આજ સુધી અંગને અડક્યો નથી તું. હવે એ અંગને અભડાવીશ ? વિષય ભોગવ્યા નથી, નિરખ્યા છે; વિષયોમાં તો વિષ છે જગતનાં.

જયન્ત:—તો જો ગંગાને સ્હામે તીરે પેલાં બ્રહ્માવર્તનાં ઝુંડ સુંદરીઓમાં સાધુના જન્માવું; રસીલીઓમાં પુણ્યાચાર પાંગરે; પતિઓની કામઠી મધુ છું ઘડવા; હું દિલરુબાઓ ઘડ પત્નીઓની. આપણે ન ગાયા તે ગવરાવો એમ સંસારનાં બ્રહ્મસંગીત.

હવે બ્રહ્મચારિણીઓના મઠની સ્થાપનાનું મુહૂર્ત કાશીરાજ પાસેથી બ્રહ્મર્ષિએ તે સારૂ માંગી લીધેલા બ્રહ્મભવનમાં હોવાથી કાશિરાજ મઠનો ઉદ્દેશ પુછેછે જેના જવાબમાં દેવર્ષિ પાસેથી જયન્તના સહમતથી દીક્ષિત થયેલી જયા કહેછે:—

રાજેન્દ્ર ! ગંગાએ મ્હારી અશુદ્ધિ ધોઈ મૈયાએ મ્હને પવિત્રતા પાઈ. એ પવિત્રતા પમરાવીશ પૃથ્વીમાં. સ્હામે તીરે છે જયન્તની રંગવાડી, આ તીરે માંડશે જયા સીતાવાડી. ત્યાં છે વીર રસનાં મહા કાવ્ય, અહીં જન્મશે શૃંગારના કાવ્ય શણગાર. ત્હયાં છે બ્રહ્મોપનિષદ્, અહીં અવતરશે બ્રહ્મ કવિતા. પ્રભુની આજ્ઞા છે સુંદરીસંઘને કે જગત્ જન્માવવું ને ધવરાવવું. આ મઠમાં કામધેનુઓ ઉછેરીશ. એ કામધેનુઓ નર લોકને ધવરાવશે, ને માનવીનાં દેવ ઉછેરશે. અવનીને અમૃતમેઘથી સીંચશે, ને અમરો ઉતારી બાંધીએ વાડીએ.

લેખક પોતાનો આદર્શ આ રીતે રજુ કરતાં તેજબાદ્વારા યોગ્ય રીતે ઉચ્ચારાવે છે:—

બાંધો, ઓ જગતના કલ્યાણ કર્તાઓ! પુકારો પૃથ્વીના પડમાં; હાકલ મારો મનુષ્યના દેવ દેવામાં કે નથી સર્વને માટેનાં આ વ્રત. પરમ ઈન્દ્રિયનિગ્રહી પ્રહ્લાદથી આત્મ વિજેતા, વિશુદ્ધ વૈરાગ્ય સંપન્ન યોગીરાજ એજ છે અધિકારી નૈષ્ઠિક બ્રહ્મચર્યનાં.

ભૂત, ભવિષ્ય તથા વર્ત્તમાનકાળનું સુંદર શબ્દોમાં વર્ણન તથા કાવ્યરત્નો અને 'વન્સમોર' થાય એવાં પૂર્ણ ગાયનો પણ આ નાટકમાં છે. લેખકની કેટલીક અકલ્પિત કલ્પના, સરિતાસમ વ્હેતી વાણી, કલમની વીરતા-તેજસ્વિતા, તથા સુંદર રહેલી હ્લીલો અને ઉત્તમ વિષયપ્રતિપાદન-શક્તિની છાયા પદેપદે જણાઇ આવે છે. કવિ પોતાના આ આદર્શને અસંભવિત માનનાર પ્રત્યેજ જાણે કહેતા હોય નહિ; તેમ જયન્ત પાસે ઉચ્ચારાવે છેઃ—

એવો યુગ આવશે અવનીમાં કે મહાત્માઓનાં મહા જીવનને કેવળ કવિતા માનશે માનવી. અધૂરા આત્માના વામનજીઓ માપશે પોતાની ઉંચાઇએ મહાવીરોનાં વિરાટ શરીર. આપણી દૃષ્ટિ છે એટલુંજ કાંઈ આભ કહ્યું નથી.

આ તો થયું ઠીક. પણ પુસ્તકની ભાષા વિગેરે દશ્ય નાટકને અનુકુળ છે કે નહિ તે એક પ્રશ્ન છે. કર્તા પોતાની પ્રસ્તાવનામાં એ વિશે લખે છેઃ—

" દશ્ય નાટકને અનુકુળ ભાષાનું પોત આ નાટકમાં બનતું પાતળું રાખ્યું છે. તેમ કરવા જતાં કુમાશ જરજરી થઈ ન હોય, કે વણાટ ઢીલો પડયો ન હોય તો સારૂં. ગીતોના ઢાળ પણ કેટલેક અંશે રંગભૂમિની શૈલીના છે. છતાં કવિઓના કે સંગીત શાસ્ત્રીઓના અપરાધ અક્ષમ્ય થયા ન હોય તો સારૂં. દશ્ય તરીકે આ નાટકની યોગ્યાયોગ્યતા તો આપણા નટવર્ગે અને પ્રેક્ષકવર્ગે પારખેવાની છે. મ્હને લાગે છે કે તે ઘણી નથી. "

પ્રેક્ષક વર્ગે અને નટ વર્ગે તો એ યોગ્યાયોગ્યતા ( એ નાટક રંગભૂમિ પેરે ન મૂકાયલું હોવાથી ) પારખી નથી, જો કે વાચક વર્ગે કલ્પનાથી કંઇક અનુભવી છે ખરી. દશ્ય નાટક તરીકે એ સર્વાંશે યોગ્ય ન હોય તો પણ અમે તે માટે લેખકને દોષ દઇશું નહિ. અમારી સમજ મુજબ તો નાટક ભજવવા યોગ્ય છે અને કોઇક સાહસિક અને સારાં પાત્રો ધરાવતી મંડળી જરૂર જણાય તે ફેરફાર કરી એ નાટક પ્રેક્ષકો સમક્ષ મેલશે તો, તે ' પાસ થવો ' અસંભવિત નથી. બાકી જ્યાં સુધી ( પોતે માત્ર નાટકો લખી ) ચોળી ચણીયો પહેરાવવા સારૂ પાડોશીને બોલાવવો પડે એવી સ્થિતિ રહેશે ત્યાં સુધી સર્વાંશે તો એવી યોગ્યતા પ્રાપ્ત કરવી મુશ્કેલ છે. નટવર્ગ પોતેજ નાટકો રચવા જેટલી ઉન્નતિએ નહીં પહોંચે અથવા તો લેખકો પોતેજ રંગભૂમી પર ઉતરવાનું નૈતિક બલ નહિ દર્શાવે ત્યાં સુધી રંગભૂમિને સર્વાંશે અનુકુળતા મળે એ બહુ સંભવિત નથી!

સારે ભાગ્યે કવિએ મર્હુમ શાસ્ત્રી વ્રજલાલની માફક પૂર્ણ આત્મ-શ્રદ્ધાવાળાં, નીચલાં જેવાં વેણ નથી ઉચ્ચાર્યાં. ' ઉત્સર્ગમાળા ' નામના પોતાના પુસ્તકની પ્રસ્તાવનામાં શાસ્ત્રીજી લખે છેઃ—

" મેં સંસ્કૃત પ્રાકૃત વ્યાકરણના ઘણા ગ્રંથો જાણ્યા છે અને ભણાવ્યા છે, અને ગુર્જરે આદિ ભરતખંડના ઘણા દેશોની ભાષાઓના ગ્રંથો જોયા છે. માટે મારા લખેલા ઉપર કોઇ દોષારોપ કરે તો તેણે પ્રથમ પોતાની છત તપાસીને કરવો. "

આથી અમે એક બે વાત કરવાની હિંમત કરીએ છીએ. પારધીની ભાષા ( પાનું ૮૬ )બહુજ કૃત્રીમ છે. જો કે લેખકે કેટલાક શબ્દો પારધીઓની ભાષાનાં વાપર્યા છે ખરા, પણ તેની સાથેજ ' વાયુવેગી, ' ' સંગાથે, ' વિગેરે શબ્દો એવા છે કે જે બિચારો ગરીબ-

પારધી બાગ્યેજ ઉચ્ચારી શકે ! બીજું, ઉંચી સ્ટેશનરીના પ્રમાણમાં છપાઇ ' અમદાવાદી ' છે, જે યોગ્ય નથી.

મહારાષ્ટ્રીય પ્રજામાં કેવળ ગદ્ય નાટકો—એક પણ ગાયન વિનાનાં—ફતેહમંદીથી ભજવાય છે, પણ ગુજરાતી પ્રજાને કમનસીબે—નાટકોનું તેનું ગાયનશાસ્ત્ર મહારાષ્ટ્રીયોના પ્રમાણમાં દમ વગરનું હોવા છતાં—કોઇ ગુજરાતી કંપનીએ તેવો સાહસ કરી તે ફતેહમંદ થાય છે કે નાહ તે અજમાવ્યું નથી. આવા સંજોગોમાં, ગદ્ય અને પદ્ય—એ બેઉની વચમાંનું આ નાટક રંગભૂમિ ઉપર આવે તો જરૂર જનસમાજ પર તે ભજવનાર કંપનીનો કંઇક ઉપકાર થાય અને સારાં નાટકો રંગભૂમિ પર આવી શકે, તેમ એમ કરવાથી કંપનીને લાભ નહિજ થાય એમ કહી શકાય તેમ નથીઃ કદાચ વધુ લાભે થાય.

એકંદરે નાટક બહુ સુંદર છે અને તેથી રંગભૂમિ ઉપર નાચતાં કદાચ મૉડ એક્ષનની માફક નાયિકાનો પગ લચકાઇ જાય અને પોતાના દર્શન સારૂ હંમેશને વાસ્તે એ ભગજાસખી આશા બંધાવે તેના કરતાં તો દરેક શિક્ષિત ગુજરાતીએ નાટક એકવાર જરૂર વાંચી તેમાંનો આનંદ લૂંટવો જોઇએ છે; અને અમને ખાત્રી છે કે તેમ કરતાં તેને ઘણું નવું જાણવાનું મળશે, ઘણા નવા શબ્દો શીખશે, અને પ્રત્યક્ષ નાટક જોવા જેટલો આનંદ થશે.

M. M. J.

---

## વિધવાનું પુનર્લગ્ન આદર્શ નથી—તેથી શું પ્રતિબંધ યોગ્ય ઠરે છે?

વિધવાઓનાં પુનર્લગ્નનો વિષય, તેના પ્રત્યેક સ્વરૂપમાં અને દ્રષ્ટિથી, ઉભય પૂર્વોત્તર પક્ષે છેલ્લાં ૫૦ વર્ષ થયાં એટલી વિશાલ વિસ્તારપૂર્વક ચર્ચાને પાત્ર થઇ પડયો છે કે, તેના સંબંધમાં ખાસ નવીન પ્રકાશ પાડવાનો અવકાશ રહ્યોજ નથી. એ સમસ્ત ચર્ચાના ઉભા થયલા હિમાલયમાં સૌથી ઉચ્ચ શિખર આદર્શની મનાયલી સર્વોપરિતા છે. શાસ્ત્ર શું કહે છે, બુદ્ધિ શું મત આપે છે, મનુષ્યની હાજત શું બતાવે છે એ સઘળી બાજુઓ તપાસાઇ છે,—અને એ શિખરો તો ઓછાવત્તા વટાવી જવાયા છે. પ્રાચીન શાસ્ત્રોમાં કેટલાંક અને અર્વાચીનમાં પણ પારાશરસ્મૃતિ તેનું મંડન કરે છે તેથી એ શાસ્ત્રબાધનો દુર્ગ પણ ખંડિત થયો છે. દ્વિજ હીંદુઓના એક ભાગ માત્ર શિવાયના સમસ્ત હીંદુઓ તેમજ સમસ્ત માનવજાતિ—વિદ્વાન તેમજ અવિદ્વાન—તેનો નિષેધ કરતી નથી, તે સાદી બુદ્ધિ અને મનુષ્યાવશ્યકતા હરી બાજુએ છે તે પૂરતી રીતે પુરવાર કરી આપે છે. પરંતુ જ્યારે સંરક્ષક વૃત્તિના કેટલાક દૃઢાગ્રહી હીંદુ સજ્જનો આદર્શના શિખર ઉપર ચઢી જઇને વિધવાપુનર્લગ્નના પ્રતિબંધનો બચાવ કરે છે ત્યારે તેમને તે સ્થાનકેથી ખસેડવા સુધારકોને હમેશાં બહુ ભારે થઇ પડયું છે, એમ તેઓએ સ્વીકારવું જોઇશે. આ પ્રચંડ જણાતા વાંધાની મીમાંસા વિધવા વિવાહની

તરફેણના તર્કો વિરૂદ્ધના બીજા વાંધાઓ જેટલી બિલકુલ થઇ નથી. એ એક અજીત અને અજય્ય મહાદુર્ગ સામાન્ય રીતે મનાયો છે. તે તકરાર બરાબર છે કે માત્ર હેત્વાભાસ છે તેનો તર્ક–યુક્તિથી કાંઇક વિસ્તારપૂર્વક વિચાર કરવાની જરૂર છે. આં લેખનો તે ઉદ્દેશ છે.

એક જીવનમાં બીજા પતિની લેશ કલ્પના પણ નહીં કરવી એ આદર્શ યુવતી વિધવા સન્મુખ ધરવામાં આવે છે. પતિના મરણાંતર તેના સ્મરણમાં અને તેના સ્મારક રૂપે વૈધવ્ય ધારણ કરવું એ નિસ્સંદેહ એક આદર્શ છે. સમાજ સુધારકો આ પક્ષ સ્વીકારતા નથી એમ સંરક્ષકોએ ધારી લીધું છે. પરંતુ તે તેમની ભૂલ છે. સુધારકોએ એ ભૂલ સુધારવા જોઇએ તેટલો શ્રમ ખેડયો નથી એટલુંજ ખરૂં છે. સત્ય એ છે કે, વિધવા પુનર્લગ્નના વિષયમાં ' આદર્શ ' વાળો બચાવ વિષયાંતર છે ! એ બચાવજ નથી. આદર્શની ના જ નથી. પણ આદર્શનો સવાલજ નથી. સવાલ તો ઉલટો એ છે કે, એ આદર્શ પ્રમાણે સર્વે વિધવાઓ વર્તન કરી શકે એ શું શક્ય છે ? અને કદાચ શક્ય હોય તો પણ એ સકલ સંઘને એજ તીર્થે લઇ જવાથી જનસમાજને લાભ છે ખરો ? ઉલટું, આદર્શ તો આ પ્રશ્નમાંજ પ્રથમ સ્વીકૃત કરીને પૃચ્છા કરવામાં આવી છે. સવાલ આદર્શનો નથી પણ હકનો છે. વાદી વિધવાના ફરીયાદનામામાં પ્રતિવાદી જ્ઞાતિ તથા જ્ઞાતિ તરફના પ્રતિબંધના ઉપાસકો ઉપર એ તો આરોપ છે કે,આદર્શ પ્રમાણે,ચાલવું કે નહીં એનો નિર્ણય કરવાનો હમારો હક તમે ખુંચવી લીધો છે.તે પર તરાપ મારવામાં આવી છે.જો આદર્શમાં સ્વેચ્છાપૂર્વક સ્વતંત્રતાનો અવકાશ નહી હોય, તો તે આદર્શ નથી, તે માત્ર લશ્કરી કાયદો છે. આદર્શનું એ તો લક્ષણ છે કે, તેની પ્રાપ્તિ એ ઇચ્છવાયોગ્ય વિષય છે પરંતુ તે ઇચ્છા નહીં કરનારને ઇચ્છા નહીં કરવા સારૂ કોઇપણ પ્રકારની શિક્ષાનો તો વિચારજ સંભવતો નથી, પોતાનીજ ખુશી, આપઅખત્યારી અને અ–પરસૂચિત પ્રેરણાધીન દૂરસ્થ બિંદુને પ્રાપ્ત કરે તેને ધન્ય છે. નહીં તો ધન્યવાદ ના આપો, પરંતુ તે પરથી તે શિક્ષાપાત્ર કેવી રીતે ઠરી શકે એ અકળ છે..

જો આદર્શમાં જરજબરાતપણાનું તત્વ ઉમેરાય તો તે આદર્શમાં આદર્શતા રહેવીજ અસંભવિત છે. પછી તે અમૃત શાનું ? તે તો અન્ન થયું. અને એ વિચિત્ર છે કે આદર્શનું બલાત્કારપૂર્વક પાલન, તો વિધવાઓજ પાસે અને તે પણ માત્ર તેમનાં પુનર્લગ્ન ન કરવાના એક પ્રકરણમાંજ, કરાવવામાં આવે છે. મનુષ્યના વર્તન માટે આદર્શોની સંખ્યા સહસ્રોની છે. " શું ન કરવું જોઇએ " એની ટીપના રીમ પર રીમ ભરાય એમ છે. પ્રત્યેક કર્તવ્ય આદર્શ છે, અને અકર્તવ્ય ન કરવું તે પણ નકારરૂપે આદર્શ છે. એવાં મુખ્ય મુખ્ય લાગેલાં કર્તવ્યાકર્તવ્યો શાસ્ત્રોમાં વર્ણવ્યાં પણ છે. બ્રાહ્મ મુહૂર્તે, છતે તારે ઉઠીને સંધ્યા કરવી એ આર્યોનો એક સુંદર આદર્શ છે. પરંતુ સૂર્યોદય પછી ઉઠનારને કોઇ પ્રકારની શિક્ષા થતી, કે શિક્ષાની સૂચના થતી પણ સાંભળી નથી. તે સારૂ ન્યાતે બહાર તો શું પણ કોડી બદામનો નામનો પણ દંડ કરવાની કોઇ જ્ઞાતિમાં ઠિલચાલ પણ થયલી અત્યાર સુધી સાંભળી નથી.

તીખું તમતમતું ન ખાવું, ભૂખ કરતાં કાંઇક ઓછું ખાવું, તંબાકું ખાવો કે પીવો કે સુંઘવો નહીં, વિના અર્થે બોલબોલ કરવું નહીં, નિર્મલ વસ્ત્રો ધારણ કરવાં, અરેમાં

સ્વચ્છતા રાખવી, ચાડીચુગલી કરવી નહીં, મૂર્ખો સાથે સંભાષણ કરવું નહીં: એવાં સહસ્રો આદર્શો છે. નીતિશાસ્ત્રોના દરેક શ્લોકમાં ૪–૫ એવા આદર્શ બતાવ્યા છે. પરંતુ તે શિખામણ, અને ભલામણ રૂપે છે–તે રૂપેજ હોઇ શકે. તેનો તમારાથી જેટલે અંશે અમલ થાય એટલો કરો એવી આશા માત્ર તે નીતિશાસ્ત્રકારોએ રાખી છે. શક્યાશક્યતા, વ્યવહાર્યાવ્યવહાર્યતા એ સઘળાનો વિચાર કરીને પછી જેટલે અંશે બને તેટલે અંશે એ નીતિનાં સૂત્રો પ્રમાણે વર્તો એજ એમની ધારણા હોઇ શકે. ન કરનારને સીધી કે આડકતરી સજા કરવી એવો તેમને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. જગતને જેનાથી હાનિ નહીં હોય તે કામ ગમે તેટલું અકર્તવ્ય હોય તો પણ તે માટે શિક્ષા હોવી જોઇએ નહીં–અને હોતી નથી. જેઓ આટલે અંશે હમારી સાથે સહમત થશે તેમને વિધવા પુનર્લગ્નના પ્રતિબંધની અન્યાયયુક્તતા પ્રતીત થયા વિના રહેશે નહીં. કોઇ જ્ઞાતિને એમ કહેતું નથી કે તે વાતને ઉત્તેજન આપો, એ કામ સારૂં ગણો, ગૃહ બંધાવો. માત્ર એટલીજ વિજ્ઞપ્તિ છે કે જે વિધવાઓની ઇચ્છા પુનર્લગ્ન કરવાની હોય તેમને ભલે કરવા દેવાં. જ્ઞાતિઓએ તે સારૂ તેમને શિક્ષા કરવી નહીં.

એવો ઉત્તર આપવામાં આવી શકશે કે જ્ઞાતિના મોટા ભાગને જો નીતિનો તે એક અસહ્ય ભંગ લાગે તો તેમને તેવી સ્ત્રીને બહિષ્કૃત કરવાનો હક છે. એ ખરૂં છે કે, જે મનુષ્યને બીજાના મનુષ્યનું કામ ન ગમે તેનાથી દૂર રહેવાનો તેને હક છે. પણ એ 'મોટા ભાગ' શું તેટલેથી બેસી રહે છે? ઉલટું વારંવાર તે કામ ખરાબ હોવાની તો તેમને ખાસ સૂગ હોતી નથી–અંદરખાનેથી ઘણાખરા પુનર્લગ્ન કરનારા સાથે ખાવા પીવાનો વગેરે સર્વ વ્યવહાર રાખે છે, અંતઃકરણ પ્રમાણે વર્તનારા અને પોતાને દુષ્ટ લાગતા કર્મના કરનારની છાયાથી દૂર રહેનારા તો મહાત્માઓ છે. તેઓ શિરસાવંદ્ય છે. પરંતુ તેઓ તો એટલા વિરલ છે કે જગત તેમની શોધમાંજ રહે છે. પણ હમારો વિવાદ સારૂ આ તકરાર કંઇક વિષય બહાર છે. હમારૂં કહેવું એટલુંજ છે કે જ્ઞાતિના જે મનુષ્યોએ પુનર્લગ્નાદિ કામ નીતિ વિરૂદ્ધ અંતઃકરણથી લાગે તેમને એવાં કામ કરનારથી દૂર રહેવાનો, પોતાને ત્યાં ન આવવા દેવાનો તથા ટુંકમાં તેમનાથી દૂર રહેવાનો નિસ્સંદેહ સંપૂર્ણ હક છે. પરંતુ તેઓને જે બીજા ભાગનો તેમના જેવો મત નહી હોય તેમને પણ પરાણે પોતા પ્રમાણે બહુમતના બલથી ફરજ પાડવાનો હક નથી. તેઓએ પોતે પોતાની ખાનગી તરફથી દુષ્ટ તથા અનીતિમાન (પોતાના મતથી) માત્રનો બહિષ્કાર કરવો જોઈએ પરંતુ સભા મેળવીને હાજર ગેર હાજર સર્વેપર એ મતના અમલના ઘોડા છોડવા એ અન્યાય છે. જોઇએ તો ખાનગી રીતે, માને તેને પોતા સાથે મળતા કરવા. પણ ભરી સભામાં માનનાર કે ન માનનાર સર્વે પર ફરજ પાડવી એ યોગ્ય નથી. અનીતિપૂર્વક આદર્શ વિરૂધ્ધનું વર્તન કરનાર સાથે ખરૂં જોતાં તો ખાનગી સંબંધ પણ તોડે છે, ને પાડવો વધારે જરૂરી છે કેમકે જાહેર સંબંધ તો ઉપલકીયો છે ને તે ક્વચિતનો છે. પરંતુ ખાનગી સંબંધ અહર્નિશનો ને નિકટનો છે તેથી તેના માઠા સંસ્કાર બહુ વધારે બલવત્તર છે. પરંતુ એ વિચિત્ર છે કે તોડવો ઓછો જરૂરી એવો જાહેર સંબંધ તોડે છે ને ખાનગી સંબંધ ઘણું ખરૂં રહેવાને એવો રહે છે. કેમમાં કંઇ રાખનારને પછી જ્ઞાતિ પૂછતી નથી. નીતિ તેમને કેટલીક વ્હાલી છે તેનો આ એક પૂરાવો છે.

અમે ઉપર સ્વીકાર્યું છે કે વિધવાએ પુનર્લગ્ન કરવું એ આદર્શ નથી. આદર્શ નથી એટલે કે ઉત્તમ આદર્શ નથી; કેમકે આદર્શમાં ઉત્તમતા અધ્યાહાર છે. આદર્શના એવો અર્થ હોવાથી, જે આદર્શ ન હોય તે સર્વથા અકતર્વ્ય છે એમ સિદ્ધ થતું નથી. અહીંજ આદર્શવાદી સંરક્ષકો ભ્રમમાં પડે છે: જે આદર્શ ન હોય તે તોપને ગોળે ઉડાડી મૂકવું એમ તેઓ લઇ બેઠા છે. શાળાના વર્ગમાં પહેલો નંબર રાખવો એ આદર્શ છે. આદર્શવાદીઓ પ્રમાણે તો જે વિદ્યાર્થીઓ પ્રથમ નંબરે ન આવી શકે, તેમને માસ્તરોએ કાઢી મૂકવા તથા માબાપોએ ઉઠાડી લેવા જોઇએ ! પણ તેઓ ઉઠી જશે તો પહેલો નંબર રાખનાર વિદ્યાર્થીનું પહેલાપણું પણ સાથે ઉડી જશે ! વિધવા પુનર્લગ્નની છુટ હશે તોજ સ્વેચ્છાથી પુનર્લગ્ન ન કરનારી સતી તરીકે પ્રગટ થશે. પરંતુ જે સ્ત્રીઓના સ્વભાવમાંજ સતી થવાનું સત્વ અને તત્વ નહીં હોય તેને સતીની જડવત્ પ્રતિમા માત્ર બનાવીને શો લાભ કાઢવો છે તે સમજી શકાતું નથી.

સંરક્ષક આદર્શવાદીઓ કહે છે કે, યુવતી વિધવાઓના પુનર્લગ્ન કરીને આર્યભાવના ભ્રષ્ટ કરવા કરતાં તેમને ધર્માદિનું એવું શિક્ષણ આપવું કે તેઓને પુનર્લગ્નની ઇચ્છાજ થાય નહીં ! પ્રથમ તો વ્યક્તિનાં કુવર્તનથી ભાવના ભ્રષ્ટ થતીજ નથી. તે તો હંમેશ આકાશમાં તટસ્થ નીરાળીજ વસે છે. લોકો મોંમાંથી ગાળો બોલે છે તેથી ઉત્તમ સભ્ય સાહિત્યની કીમ્મત ઘટી જતી નથી. આર્ય ભાવનામાં સ્વેચ્છાનો અવકાશ નહીં હોય તો તેને ભાવના નામ નહીં પણ "માર્શલ લૉ" નું નામ ઘટે છે. હવે ધાર્મિક શિક્ષણ આપવાની વાતો કેટલી મિથ્યા છે તે એટલાજ પરથી જણાશે કે તે આપવાની જરૂર તો વિધવા થતાંજ ઉભી થાય છે ! પરણતાં સુધી તો નથી આપવામાં આવતું એમ એથી સ્વીકારાય છે ! એથી પણ કબુલ થાય છે કે પતિ હોય તો ધાર્મિક શિક્ષણ એટલાજ માટે બિનજરૂરી છે કે, એની વિષયવાસના તે તૃપ્ત કરે છે. વિષયવાસનાનો એક ઉપાય પતિ તરફની તૃપ્તિ છે તો બીજો ઉપાય ધાર્મિક જ્ઞાન વડે તેનો નાશ પણ છે. પણ એની કોણ ના કહી શકશે કે પાછલો ઉપાય ઘણો વધારે મોંઘો, વધારે કૃત્રિમ, અને ઓછો સલામતી ભરેલો છે ? ધાર્મિક શિક્ષણ આપો એમ કહેવું સરલ છે. પરંતુ એની શક્યતા પર પણ દ્રષ્ટિ કરવાની જરૂર છે. અતિ ધનાઢ્ય પુરૂષોજ પોતાની હતભાગિની યુવતી પુત્રી સારૂં ધાર્મિક શિક્ષણ આપવાનો પ્રબંધ કરી શકે છે. વિશ્વાસપાત્ર નીતિમાન ધર્મશિક્ષકજ દુર્લભ છે ! તે ઉપરાંત માતા પિતાના કુટુંબનું વાતાવરણ પણ બહુ શુદ્ધ અને સ્વચ્છ જોઇએ. એવો યોગ્ય ધર્મ શિક્ષક પુરૂષ વર્ગમાંજ મળી શકે. અને તે ઘેર આવીને ભણાવે તો ઓછામાં ઓછા દર માસે રૂ. ૨૫ માંગે. તે આપવાને કેટલા માબાપોની સ્થિતિ હોય ? સો યુવતી વિધવાઓએ એકાદનીજ. ત્યારે એક સારૂં હઇને દુઃખી કરવી એ ભોગ અવશ્ય ૯૯ ઉપરાંત વધારે છે. માબાપો પુત્રીને નાની ઉમરમાં નિશાળે મોકલીને વિશેષ ભણાવવા જેટલો અલ્પ ખર્ચ પણ કરી શકતા નથી. દર માસે રૂ. ૨–૩નો ખર્ચ પણ તેમને વિશેષ પડે છે. કેમકે પુત્રો ઉપરાંત પુત્રીને ભણાવવા છે એ વિસ્મરણ થતું જોઇતું નથી. તેઓ ખાસ ધર્મ શિક્ષક રાખીને ૪–૫ વર્ષ વિધવા પુત્રીને અધ્યયન કરાવે એવી વાતો કરનારાને કોઇ રાજ્યના પ્રધાન બનાવવામાં આવે તો જરૂર એ રાજ્યને તેઓ થોડા અઠવાડીયામાંજ રસાતળમાં પહોંચાડી દેવામાં અને ભાવનાનો જયજયકાર કરાવવામાં વિજયવંતા નીવડે !

હવે ઘણી યુવતી વિધવાઓ તો એવી હોય છે કે જેમની પાસે સ્વતંત્રતાથી નિર્વાહ કરવા જેટલું ધન પણ હોતું નથી, માબાપ વિનાની અનાથ હોય છે, ભાઇભાંડુ અને સંબંધી વિનાની હોય છે. તેઓને ધાર્મિક શિક્ષણ કોણ આપે ? શું તેઓએ ભરણ પોષણ માટે લોટ દળવો અથવા વેચતી ટોપી શીવ્યા કરવી ? આ કઇ ભાવના અને કયો આદર્શ ? હમને આશ્ચર્ય છે કે વિધવાઓના જગપ્રસિદ્ધ વ્યભિચારથી–અને તેનાં અનિવાર્ય પરિણામ ગુપ્ત રાખવાની અથવા નષ્ટ કરવાની તેટલીજ અનિવાર્ય ચેષ્ટાથી પણ આર્ય ભાવના ભ્રષ્ટ નથી થતી, પરંતુ તે સ્ત્રી મહાસતી હોવાનો ઢોંગ નહીં કરતાં માત્ર બીજા પતિ સાથે લગ્ન કરે તેમાં ભાવનાના ચુર્ચેચુર્ચા અને ટુકડે ટુકડા થઇ જાય છે ! આદર્શવાદી સંરક્ષકોની ભાવના કાચબા જેવી છે. તેમની પીઠ ઢાલ જેવી છે, પણ તળીયું એકદમ નરમ છે. ઉપરના ગમે તેટલા મારથી તેમને અસર નથી આવતી પણ બીજી તરફ ટાંચણી ભોકતાં પણ તે મરણશરણ થાય છે.

આદર્શ પણ ઉતરતા ચઢતી હોઇ શકે છે. એક આદર્શ બીજાના પ્રમાણમા ઉતરતો હોય છે. જગતમાં ઉત્તમ મધ્યમ એ સઘળું સાપેક્ષ છે. જાડો ગણાતો માણસ પાતળાની અપેક્ષાજ જાડો છે, હિમાલયની અપેક્ષા પાતળો છે. તેમજ વિધવાના અલગ્નનો આદર્શ લગ્નની અપેક્ષાજ આદર્શ છે. પરંતુ લગ્ન પણ કાંઇ સર્વાંશે આદર્શ નથી. બ્રહ્મચર્ય તેનાથી પણ વધારે ઉત્તમ આદર્શ છે. આદર્શવાદી સંરક્ષક હીંદુ દ્વિજોને લગ્ન વિના પ્રજોત્પત્તિ થતી નથી એ બ્હાનું બહુ સજ્જડ મળી ગયું છે. તેઓ કહે છે કે, લગ્ન પ્રજોત્પત્તિ સારૂજ આવશ્યક છે. જાણે કે દેહની કુદરતી વાસનાની તૃપ્તિ તો એ નિર્દોષોના લક્ષમાંજ નહીં હોય ને, અને એક પુત્ર થઇ આવતાં અથવા થવાની નિરાશા થતાં પત્નીને માતા તુલ્ય માનતા હોય ને ! મનુએ પણ એક પ્રથમ પુત્ર પછીના પુત્રોને કામજની ઉપમા આપી છે. એવું આદર્શ વર્તન કરતો એક પણ ભાવનાવાદી હીંદુ થોડાનાજ જાણવામાં હશે. ધારો કે કુદરતની કૃપાથી પુત્ર પ્રાપ્તિ માટે સ્ત્રી સંબંધ અનિવાર્ય ન હતે, ધારો કે તે ફળ પેઠે પણ પાકતા હતે તો શું તેઓ લગ્નજ માંડી વાળવાનું કહેતે ? હમારી તો ખાતરી છે કે હાલ તેઓ પિંડ દેનાર પુત્રનું બ્હાનું કાઢે છે તેમ વળી કાંઇ બીજું બ્હાનું કાઢતે. એ બ્હાના શિવાય બીજું કાંઇ નથી. એક માત્ર પુત્રની ઉત્પત્તિના હેતુ શિવાય મેં કદાપિ સ્ત્રી સંબંધ કર્યો નથી એમ પ્રતિજ્ઞાપૂર્વક કહેવા કેટલા સંરક્ષક આદર્શવાદીઓ છે, તેની, હમે શોધમાં છીએ. તેમને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ હમારે કરવા છે.

જો પોતે પણ ધાર્મિક જ્ઞાન છતાં, વિદ્યા સંપન્ન છતાં, આદર્શ વિશારદ છતાં. આદર્શ પ્રમાણે ચાલી શકતા નથી તો. બિચારી અભણ, અનાથ, દરિદ્ર, અબલા વિધવાને, બાલાની અણીએ એક મહ દુર્ગમ આદર્શ અનુસાર વર્તવાની ફરજ પાડવી એ કરતાં વધારે ઘોર અન્યાય, કલ્પવાને પણ હમે અસમર્થ છીએ. વિધવાને પુનર્લગ્ન કરવાની છૂટ આપવાની હિમાયત કરવાનું કારણ તેઓ વિષય વાસનોની તૃપ્તિ કરી શકે એમજ છે એમ ત્યારે સાર કહોની ? એવો, આદર્શ વાદીઓનો એક મહાપ્રશ્ન છે. તેનો હકારમાં ઉત્તર આપવાથી જાણે પુનર્લગ્નના હિમાયતીઓ બંધાઇ જતા હોય એમ તેઓ માને છે. પરંતુ પ્રથમ લગ્નની આદર્શવાદી સંરક્ષકો વિરૂદ્ધ નથી તે જોતં તેમનો આ પ્રશ્નનો કાંઇ અર્થજ નથી. જો લગ્નનો એક હેતુ એ છે તો પુનર્લગ્નમાં પણ છે તેની

હમારી ના નથી, જો કે લગ્નનો એ એકજ હેતુ નથી એ પ્રસિદ્ધ છે. સાંસારિક અને સામાજીક સુખ સગવડ, ઉત્તમ પ્રજાની ઉત્પત્તિ તથા છોકરાંદ્વારા સ્વાર્થ સાથે દેશ સેવા ઇત્યાદિ અનેક પ્રયોજનો છે. બલ્કે લગ્નથી જેઓ ત્રાસ પામતા નથી તેઓ પુનર્લગ્નથી કેમ ત્રાસ પામે છે તેનીજ હમને સમજ પડતી નથી. પતિ પોતાનું આવી બનનાં મરણ પામ્યો તેમાં વિધવાનો શો કસૂર ? મૃત પતિ પર એટલો બધો ગાઢ પ્રેમ અને મમતા થઇ હોય કે બીજા પતિનું ચિંતવન પણ આકરૂં લાગે, અને શરીર તથા મનમાં વૈરાગ્યની જ્યોતિજ્વાલા પ્રગટી ઉઠે તો તે સ્ત્રી પુનર્લગ્ન નહીંજ કરે. તેને ધન્ય છે. પરંતુ ઘણીવાર તો પ્રથમ પતિજ એવો હોય છે કે તેને માટે પ્રેમ કે મમતાજ અશક્ય હોય–તો જો પ્રતિબંધ હોય તો પછી પેલી અને આમાં ફેર શું ? તેમજ દરેક સ્ત્રી સંપૂર્ણ રીતે ડાહી, સમજદાર અને વિષયરહિત હોવી અશક્ય છે. કેટલીક સ્ત્રીઓ સ્વભાવથીજ એવી હોય છે કે ગમે તેટલા ધાર્મિક શિક્ષણ છતાં તેમને પ્રેમ કરનાર પુરૂષ વિના ચાલતુંજ નથી. કેટલીક એવી દરિદ્ર અને દુર્બલ હોય છે કે તેમનું કોઇ પુરૂષ ભરણપોષણ કરે તોજ નિર્વાહ થાય ઇત્યાદિ અનેક કારણ વિશેષોથી પુનર્લગ્ન ઘણા દાખલામાં આવશ્યક હોય છે. આદર્શ નહી પણ આવશ્યક અવશ્ય. આ પરસ્પર વિરૂદ્ધ વાત નથી પણ પરસ્પર સમર્થન કરનારી બાબત છે. સુલેહ આદર્શ છે, તેથી શું ઇંગ્લંડને હાલમાં જર્મની સાથે લડાઇમાં ઉતરવું પડયું તે અયોગ્ય થયલું કહેવાય ? ભાવના પાત્રો માટે છે. સ્થલ સંયોગનુસારજ તેનું વર્તન થઇ શકે છે. એ મહાલય જોઇને આપણે આપણું ગરીબડું ઝૂંપડું તોડી પાડવાનું નથી–અને ગરીબ અનાથ યુવતી વિધવાઓનાં તો નમારે નહીંજ તોડી પાડવાં જોઇએ !

વિધવા પુનર્લગ્નની તરફેણમાં બીજી જે અનેક દલીલો છે તેની ચર્ચા હમે કરવાની જરૂર જોતા નથી. તે દલીલો બહુ બહુ વાર લખાઇ ચુકી છે. હમે માત્ર આદર્શને લીધે પ્રતિબંધનો બચાવ થઇ શકતો નથી. એટલીજ બાબત પર ચર્ચા કરવાની જરૂર ધારી છે.

---

## વાંચન.

(૨)

અલંકાર શાસ્ત્રનો નિસ્સીમ અભ્યાસ પ્રચારમાં આવ્યો ત્યારથી સંસ્કૃત કાવ્યોને કેવી સમાધિ મળી તે કહેવાની જરૂર નથી, તેવીજ રીતે હાલના વખતમાં પ્રસિદ્ધ થતાં કાવ્ય વાંચતાં અનેક વખત સ્ફૂર્તિના બદલે રચનાનોજ અનુભવ વિશેષ આવે છે, એમ કહેવું તે અયોગ્ય નથીજ. પછી અલંકાર શાસ્ત્રનો કંઇજ ઉપયોગ નથી કે શું, એવો પ્રશ્ન ઉપસ્થિત થવો સાહજીક છે.

પ્રત્યેક પ્રસંગમાં જુદા જુદા રસ કમી અધિક પ્રમાણમાં મળેલા હોય છે. એવો હમેશનો અનુભવ છે. અને કાવ્ય એટલે જ્યારે અંતઃસૃષ્ટિ કિંવા બાહ્ય સૃષ્ટિને લેખકોની પ્રતિ-

ભાવને લીધે ગાયનાચાર્ય, નૃત્યાચાર્ય, અલંકાર શાસ્ત્રી, પ્રવીણ પંડિત,એમનો ફક્ત પૈસા ઉડાવવાનો હેતુ લક્ષમાં ન આવી, તેમનું ઉપરોધિક બાવલું ન સમજી, નાયકનું સરળ અને વિશ્વાસપૂર્ણ વર્તન જોઇએ એટલે વિનોદરસ ઉઠળે છે તેમાં નવાઇ નથી. પણ તેજ વખતે નાયકને અનાયાસે ફસાવવા બદલ તેની દયા અને બીજાના દાક્ષિણ્યપણા સંબંધી કિંચિત્ તીરસ્કાર એ રસિકોના મનમાં આવતા નથી કે ? અને છેવટના પ્રવેશમાં પોતાનું મોટાપણું પોતે સમજી નાયકે કરેલું વર્તન જોઇ જેને આપણે હસ્યા તેને માટે કિંચિત આદર ઉત્પન્ન નથી થતા કે ? મોલિયેરનું કોઇ પણ નાટક લઇએ તો પણ તેમાં હરદાસી વિનોદ મળી આવશે નહિ. મનુષ્ય માત્રની યથાર્થ કલ્પના આવે, એકમેકની ન્યૂનતા સંબંધી સહનશીલતા, સહાનુભૂતિ ઉત્પન્ન થાય, જીવનમાંના સુખદાયક પ્રસંગ વધી કષ્ટમય જીવન યાત્રા અધિક અધિક ઉચ્ચ થાય, એ ઉચ્ચ હેતુથીજ મનુષ્ય માત્રનું વિક્ષિપ્તપણું કિંબહુના વ્યંગ દર્શાવી મોલીયેર અમોને રીઝવે છે. તેના કોઇ પણ પાત્ર માટે મનને દ્વેષ આવતો નથી. સર્વમાં સહનશીલ માનવની ઓળખ પડે છે. હાસ્યરસ, ગાંભિર્ય અને ખિન્નતાથી મિશ્રિત મળી આવે છે. ડોન ક્વિક્ષોટ ( Don Quixote ), એ જગમાન્ય વિનોદી ગ્રંથ લઇએ તો પણ નાયક અને તેનો નોકર સેન્કોપાન્ઝાની જોડી થવાથી પ્રત્યેક પ્રસંગ મજેનો થયો છે. આ ગ્રંથનું કોઇ પણ પાન ઉઘાડી વાંચીએ તો સરખોજ મનોવેધક લાગે છે. તદ્દન હમણાંનો પિકવિક પેપર્સ એ ગ્રંથ લઇએ તો તેમાં નાયક અને તેના જોડીદાર પ્રત્યેકની જુદીજુદી સ્વભાવની યોજના દાખલ કરવાથી તેને અમરત્વ પ્રાપ્ત થયું છે, એમ જણાશે. કોઇ પણ સર્વમાન્ય વિનોદી ગ્રંથ લઇએ પણ તેમાં શુદ્ધ રસનો પરિપોષ મળી આવશે નહિ. ભિન્ન ભિન્ન રસના પુતળાંને બદલે ચાલતાં બોલતાં માણસજ મળી આવશે.

દૃશ્યાદૃશ્ય સૃષ્ટિનું અવલોકન કરતાં સ્ફુરણ પામી, કલ્પના સૃષ્ટિમાં લીન થવાથી કવિએ નિર્માણ કરેલાં, ચૈતન્ય આપેલાં નાનાં રૂપ એટલે કાવ્ય છે. તે જે પ્રમાણમાં રસ વિશેષનું વસ્તુતઃ મિશ્રણ થયું હોય તેજ પ્રમાણમાં કાવ્યમાં પણ મળી આવવું જોઇએ. પાકશાસ્ત્રના પદાર્થને જરૂરી વસ્તુમાં જો કે અંગનો રસ હોય તો પણ શબ્દમાં અંગનો રસ નથી. તે યોજકને પોતાની કલ્પના શકિતથીજ રેડવાનો હોય છે. નિર્જીવ શબ્દ રચની તે કાવ્ય નથી. અન્યજીવ પ્રમાણે કાવ્યને પણ પ્રાણ છે. પૃથકકરણ પરજ બેસી રહેવાથી કાવ્યમાંનો ચૈતન્યનું ભાન થતું નથી. અલંકારશાસ્ત્ર એટલે પૃથકકરણજ નથી કે શું ?

આ પછી સારૂં અને ખરાબ, સ્મરણીય અને વિસ્મરણીય, ગ્રાહ્ય, અને ત્યાજ્ય, એનો વાંઙમયમાં કેવો નિર્ણય કરવો તે સુચવવું જરૂરનું છે. કાવ્ય એ સજીવ વસ્તુ છે ખરી, પણ તે આ અમારી નીરસ દેખાતી સૃષ્ટિમાંની નથી. ગૂઢ સૃષ્ટિમાંની છે. આ સૃષ્ટિમાં પ્રતિભાવથીજ પ્રવેશ થાય છે. માટે કાવ્યની માધુર્યતા ચાખવાને પ્રતિભાનું પોષણ થવું જોઇએ; અને પ્રતિભાનું પોષણ એટલે, સર્વ કાળના, સર્વમાન્ય કવિઓની કૃતિનું અનેકવાર વાંચન, મનન, નિદિધ્યાસન, એ છે. કદી કદી ઉત્તમ મનાયલી કૃતિ પ્રથમ તેવી લાગતી નથી, આ અનુભવ ઘણાને આવે છે. માટે પોતાને પ્રત્યય આવતા સુધી કિંવા વારંવાર વાંચવા છતાં પ્રયત્ન ન આવવાથી કેમ આવે નહિ તેનું કારણ સમજાતા સુધી પ્રયત્ન

શરૂ રાખવો જોઇએ. કાવ્યકૃતિ ઉત્તમ હોય તો તે પ્રત્યેકને પ્રત્યય કેમ આવે નહિ? ન આવે તો તેનો દોષ કાવ્ય તરફ ન હોઇ વાંચનારની દૂષિત કિંવા નિસ્તેજ કલ્પનાશક્તિ પરત્વે છે, એમ કોઇ કહેશે. એમ પણ થવાનો સંભવ છે. પણ આવો નિષ્ઠુર આરોપ એકદમ કરતા પહેલાં કાવ્યકૃતિ બરોબર ઉત્કૃષ્ટજ છે કે તેને આગંતુક મહત્વ મળેલું છે, માટે પ્રત્યેકને તેનો રસસ્વાદ મળતો નથી, તે જોવું આવશ્યક છે. કારણ, રમ્ય કૃતિથી સુદ્ધાં ઉબજુનાર અભાગી પ્રાણી ઘણાજ થોડા મળી આવે છે.

સંસારમાં ભાંગફોડ ચાલુ છે, સ્થિર કંઇ નથી, નિશ્ચલતાનો આભાસ છે, તેથી વડીલોએ ઘાલી દીધેલો કિત્તો પાડવાનો પ્રયત્ન ગમે તેટલો ત્રુત્ય હોય તો પણ, મનુના કાળથી ચાલતા આવેલ માર્ગમાંના કંટકોથી બહુજન સમાજને એક રેસાપુર સુદ્ધાં ન ખસવા દેવાની ચેષ્ટા કરે છે. સમાજ સંરક્ષક ગમે તેવી મગરૂરી ધરાવે, તેણે ગમે તેટલી ખબરદારી લીધી હોય તો પણ કાળાનુસાર, પ્રસંગાનુસાર, આચાર વિચારમાં ફેરફાર થવાનું આપણે હમેશ જોઇએ છીએ. વિચાર બદલાય કે રૂચિ બદલાય છે, અને રૂચિ બદલાય કે મનુષ્ય માત્ર બદલાય છે. શરીર રચનામાં કિંવા અંતઃકરણ પ્રવૃતિમાં યુગ યુગમાં ફરક પડતો નથી. માટે માનવજાતિ એકરૂપ પણ છે અને ભિન્ન રૂપ પણ છે. એક રૂપ નથી એમ કહેવામાં ધર્મ, નીતિ, લલિતકલા, સારાંશ સંસ્કૃતિજ લય પામશે. મનુષ્ય, અને અન્ય પ્રાણી એમાં ભેદ નહિવંત થશે. પણ ભેદ તો ઉઘાડ છે, માટે માનવજાતિ એક રૂપ અને ભિન્ન સ્વરૂપ બન્ને છે, એમ માનવું સયુક્તિક દેખાય છે. હવે આચાર વિચારમાં ફેરફાર એટલે ધ્યેયમાં ફેરફાર અને ધ્યેયનું ચિત્રપટ એટલે સાહિત્ય. માટે તેમાં આ ફેરફારનું, રૂપાંતરનું પ્રતિબિંબ પડે છે. માટે પ્રત્યેક કાળના સાહિત્ય સેવક, પછી તે ગદ્યમાં લખો કે પદ્યમાં લખો પણ સર્વને માન્ય થતા નથી. સાહિત્ય સેવકની ત્રણ કોટિ છે. પોતાના વખતના અવ્યક્ત, અસ્પષ્ટ, ધ્યેય વ્યક્ત, સુંદર અને મૂર્ત સ્વરૂપ આપનારની એક કોટિ. ભાવિ સૂર્યોદયનાં કોમળ કીરણ જે પ્રમાણે ઉંચા ઉંચા પર્વતોના માથા પર પ્રથમ દેખાવા લાગે છે, તે પ્રમાણે ભવિષ્યકાળે આદરને પાત્ર થનારા ધ્યેયનો હૃદયમાં પ્રકાશ પડી તેને શબ્દ રૂપ પ્રથમ આપનારની બીજી કોટિ, અને સમકાલીન આચાર વિચારને સર્વ કાળે રસિકોને સમજવા જેવા અજરામર, શબ્દરૂપ આપનાર, કલ્પના સૃષ્ટિના પ્રતિ ઇશ્વર એવા મહા ભાગની ત્રીજી કોટિ. પહેલી બે કોટિમાંના લેખકના ગ્રંથ જો સર્વમાન્ય થાય નહિ તો તે રૂચિ વૈચિત્ર્યના કારણેજ. પણ ત્રીજી કોટિમાંના મહાભાગની કૃતિનો આસ્વાદ લેતાં આવડે નહિ તો માત્ર તે પ્રાણીને ખરેખર અભાગી કહેવો પડે. આ ત્રીજી કોટીમાંના મહા ભાગની સર્વ કૃતિ વંદનીય હોય છે, એમ નથી. દોષ યુક્ત કૃતિનું દુરાગ્રહથી સમર્થન ન કરતાં તેની સર્વાંગ સુંદર કૃતિનું નમ્રભાવે મનન કરવું એજ સહૃદયત્વનું લક્ષણ છે.

ત્રણે કોટિના સાહિત્યસેવકોના ગ્રંથ લક્ષપૂર્વક વાંચેલા હોતાં, કલ્પના શક્તિનું યોગ્ય પોષણ થઇ રૂચિનું સારૂં વલણ મળશે; નવી નવી કૃતિનું વાસ્તવિક સંમાન કરવાની શક્તિ અંગમાં આવશે; અપરિચિત વાંગ્મય વિષે સહજ ઉત્પન્ન થનાર બુજરપણું જઇ દ્રષ્ટિ સ્થિર થશે; મનનું સમતોલપણું વધશે; ગુણ ગ્રાહકતા વધશે; લોકને સ્વાતંત્ર્ય મળશે અને દુરદુરની પ્રસંગ વિશેષની કલ્પના સૃષ્ટિમાંનું શક્યાશક્ય, સૌંદર્ય અને અનુરૂપ શબ્દ યોજના, એ વિ-

યોના ભિન્ન ભિન્ન નિર્બંધ લાગુ રહેશે; જ્યાં જુવો ત્યાં કાવ્ય, એવી જાતે કોઇની વૃત્તિ થાય નહિ તો વાંગ્મયનું ક્ષેત્ર ઘણુંજ વધશે.

પરંપરાથી ચાલી આવેલી વાચન પદ્ધતિ જેમ વિવક્ષિત મર્યાદામાં જ ફળદાયક થાય છે, તેમજ આ ઐતિહાસિક પદ્ધતિની વાત છે. આ રીતથી લેખક અને તેના ગ્રંથનો પૂર્વાપર અને સમકાલીન સંબંધ જોડી શકાય છે તથા સમાજનું રૂણ કેટલું છે તે ઠરાવી શકાય છે. કંઇ લેખકોનો આદર કેમ થયો, અનાદર કેમ થયો, ક્વચિત તિરસ્કાર કેમ થયો, કંઇ લેખક ખગોલમાં ચમકનાર તારા પ્રમાણે થોડો વખત પ્રકાશ આપ્યા પછી કાયમના પતન કેમ પામે છે, સમાજનું ચૈતન્ય વધારનાર પ્રતિ સૂર્ય એવા પણ મહા કવિ કરતાં તેમનાજ તેજનું પરાવર્તન કરનાર દિન નિશાપતિ જાસ્ત આનંદદાયક કેમ ભાસે છે અને શીતળચંદ્ર પ્રકાશમાં અહીં તહીં ભટકયા બાદ દિનમણીના પ્રકાશની મહત્તા, તેના તેજની જીવનને આવશ્યકતા ફરી કેમ જણાવે છે, ઇત્યાદિ અનેક બોધક પ્રશ્નના ઉત્તર આ પદ્ધતિથી આપી શકાશે; પણ એ સર્વ પછીનું પાંડિત્ય છે. વિભૂતિનો અવતાર કયારે, કેવો અને કેમ થાય છે, તેમનામાંની અસાધારણ શક્તિ કેવી, કયાંથી આવે છે, તેમની કૃતિમાં ઉતરેલ વિશિષ્ટપણું કેમ ઉકેલવું એ પ્રશ્ન ઇતિહાસથી છુટતો નથી. અવતાર યોગ જગતમાં અનેક આવતા હશે પણ જન સમૂહ આકાશ તરફ ઉત્સુકતાથી જોયા કરે તો દૈવિક શક્તિનાં માણસો યદૃચ્છાથીજ જન્મમાં કેમ આવે છે, જેટલા પ્રસંગ તેટલા અવતાર, એમ કેમ થાય છે, તે ઇતિહાસથી કહી શકાશે નહિ. બનેલી અથવા થાય તો બનતી વાતોનો અભ્યાસ કરવો, કાર્ય કારણ સંબંધ જોડવો એટલુંજ ઇતિહાસનું કામ છે. ભવિષ્ય વર્તવાનું તેનું કામ નથી. સમાજની, પૂર્વજની, સહાધ્યાયીની, સંસ્કારની કિંવા સંસ્કૃતિની સુદ્ધાં ચિકિત્સા કરવામાં આવે તો વિભૂતિના સામાન્ય ગુણની શોધ લાગશે, વિશિષ્ટ ગુણ મળશે નહિ. વ્યક્તિનું, જીવાત્માનું ગૂઢ, ઇતિહાસથીતો શું પણ કોઇથી પણ છુટી શકવું શકય દેખાતું નથી. તેને સમાનરૂપજ બનાવવા જોઇએ. શ્રવણ, મનન, નિદિધ્યાસન કરવું જોઇએ. જુની અને નવી બન્ને પદ્ધતિ દાખલ કરવી જોઇએ. તેજોરાશી ભાસ્કર તરફ સુદ્ધાં જોવાથી ઝાંખ ન આવતાં ખગેંદ્રનું સામર્થ્ય અંગમાં આવશે.

જયન્ત.

# સાહિત્ય સમાલોચન.

## ગુજરાતી.

જૈનહિતેચ્છુ—આ માસિકનો ખાસ પર્યૂષણ અંક અમને સમાલોચનાર્થે મળ્યો છે. આ માસિકના મુખ્ય લેખક રા. વાડીલાલ મોતીલાલ શાહ છે તથા પ્રકાશક તેમના ભાઈ છે. આ ખાસ અંક ત્રણ માસનો ભેગો છે અને તેમાં ૨૫૦ પાનાં હોવા છતાં તેની કીંમત જોકે છુટકને વાસ્તે આઠ આના પણ જ્યાબંધ રૂ. ૬૧ ના એકસો એટલે માત્ર એકજ આનો રાખવામાં આવેલી છે, અને એમ કરવામાં જાહેર ખબર ઇત્યાદિની આવક બાદ કરતાં લેખકને રૂ. ૧૮૫ ની ખોટ ખમવી પડનાર છે, એ લેખકનું સાહસ તથા ધર્મ પ્રિયતાનુંજ લક્ષણુંજ હોઇ શકે. અમે એ અંક ખાસ ધ્યાનપૂર્વક વાંચ્યો છે જે પરથી નિઃસંદેહ અમે કહી શકીયે છીયે કે એ અંક માત્ર જૈનોને સારૂજ નહિ પણ ઇતર ધર્મીય લોકોને પણ ખાસ વાંચવા લાયક છે. રા. વાડીલાલ કેવી સ્પષ્ટ રીતે અને નિઃસ્વાર્થતા પૂર્વક એ માસિકનું કામ કરે છે તે તો તેમણે પોતાના માસિક સંબંધી કરેલા નીચેના ખુલાસા પરથીજ સ્પષ્ટ જણાશેઃ—

"છેવટ બે મુદ્દાને ઇનસાફ આપી વાચક વર્ગને છેલ્લી સલામ કરીશ. આ માસિકના અંકો વહેલામોડા નીકળે તે માટે કોઇએ તર્કવિતર્ક કરવાના નથી. આ એક Labour of Love છે અને બીજા જોખમભર્યા ધંધાની સાથે કરાતું કર્તવ્ય કર્મ છે. તેથી. તથા દરેક અંકનો ઘણો મ્હોટો ભાગ મ્હારે હાથેજ ભરવાનો હોવાથી, હું નિયમસર—વખતસર લખાણ આપવાનું વચન આપી શકતો નથી. અને એટલા માટે આ માસિકના ગ્રાહક મહાશયોથી જો એવી સબુરી ન પકડી શકાય તો અગર વિશ્વાસ ન રાખી શકાય તો ખુશીથી નવી સાલથી ગ્રાહકના લીસ્ટમાંથી નામ કમી કરાવવું. ભેટના પુસ્તક માટે કે અંક માટે—કશા માટે હું 'ચોકસ વખત' આપી શકીશ નહિ. તેમજ "અમારા લેખો કે અમે મોકલેલા સમાચારને પ્રગટ કરશો" એમ રહેમેંજીને જેઓ ગ્રાહક થતા હોય ત્હેમને પણ અગાઉથી ચેતવવાની જરૂર છે કે, કોઈ અક્ષર માસિકમાં દાખલ કરવો કે નહિ તે ત્હેના ઉપયોગીપણા સંબંધી મ્હારા ખ્યાલ પર આધાર રાખશે, બીજી કોઈ બાબત પર નહિ."

કેવળ નિઃસ્વાર્થ વૃત્તિ સિવાય આવું લખાણ ભાગ્યેજ બીજો કોઇ તંત્રી કરી શકે?

પ્રસ્તુત અંકમાં સ્થળે સ્થળે લેખકની નિડરતા તથા સ્પષ્ટ વક્તૃત્વ જણાઈ આવે છે. તેમની લેખિનીની તેજસ્વીના દાખલા તરીકે દર નવીન વર્ષે જૈનોમાં "ક્ષમાપના"—વર્ષ દરમ્યાન થયેલી ભૂલ ચૂકની માફી—માંગવાનો જે રીવાજ છે તે મુજબ પોતાના શુભેચ્છકોની માફી માંગતાં લેખક લખે છે કે—

દંભના દોષથી બચવા માટે એટલું પણ જણાવવું જરૂરનું છે કે, જેઓ જાહેર બાબતની મ્હારી ટીકાને અંગત સ્વાર્થ ખાતર અજ્ઞાન લોકો સમક્ષ ખોટા રૂપમાં રજુ કરી મ્હારી પ્રતિષ્ઠા તેમજ વ્યાપારને ખલેલ પહોંચાડવાને અશાન્ત ઉદ્યમ સેવી રહ્યા છે, ત્હેમને ક્ષમા આપવાનો આડંબર કરવો એ પર્યૂષણ પર્વનો દુરૂપયોગ કરવા બરાબર હું માનું છું; તેમજ માત્ર રૂઢી ખાતર, વિના અપરાધે ત્હેમની ક્ષમા માગવી એ પણ સ્વઆત્માનો દ્રોહ અને લાઇબલ કરવા બરાબર હું માનું છું.

પ્રસ્તુત અંકમાં "વિજય કે પરાભાવ" નામનો રા. મણિલાલ નથુભાઇ દોશી બી. એ. લિખિત મુનિશ્રી રત્નચંદ્રજી લિખિત "કાર્ય અને બનાવોનાં પાંચ કારણ" સ્ત્રીયોની આર્થિક અને રાજકીય

"શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ બે આના માળા" નામની મજકુર પ્રકાશકે ઉભી કરેલી માળાનો આ પ્રથમ મણકો છે. તે હિંદી "ચિત્રમય જગત" નામના માસિકમાં દર અંકમાં પ્રકટ થતી "રામકૃષ્ણ-વાક્યસુધા" નો અનુવાદ છે. બેરંગી સચિત્ર પૂઠું અને સારી છપાઈ તથા કાગળ તેમજ સરળ અનુવાદ અને અતિ સસ્તી કિંમત તરફ જોતાં પુસ્તક જન સમાજને ઉપયોગી થઇ પડયા વિના રહેશે નહિ, એવું અમારૂં માનવું છે. અમે માળાને દીર્ઘાયુષ્ય ઇચ્છીએ છીએ.

મુખપૃષ્ઠમાં રામકૃષ્ણજીના નામનો આદ્યાક્ષર તરીકે એક ભક્તના "એમ૦" નો ઉપયોગ કરવામાં આવ્યો છે, જે અમારી સમજ મુજબ અનુચિત છે. આજ કાલ કેટલાકોને પોતાના નામમાં પણ ગુજરાતીમાં લખતી વખતે એવી આંગ્લ ગુજરાતી વર્ણસંકરતા કરવાની ટેવ પડી છે; દાખલા તરીકે ભગવાનજીને બદલે બી૦ દામોદરને બદલે ડી૦ વિગેરે. અમારી સમજ મુજબ તો પ્રથમમાં ભ૦ અને બીજામાં દા૦ જ આદ્યાક્ષર તરીકે હોવા જોઇએ. તેમજ પ્રસ્તુત અનુવાદમાં એમ૦ ને બદલે મ૦ જ લખવું ઉચિત હતો. બીજા ભાગમાં અનુવાદક અમારી આ સુચના પર ધ્યાન આપશે એવી આશા રાખીએ છીએ.

**હિંદના મહાન પુત્રોનાં ટુંકાં જીવનચરિત્ર ( ભાગ ૧ લો )**—સંપાદક અને પ્રકાશક રા. હીરાભાઈ દાદાભાઇ દેસાઇ, 'વિવેચક' માસિક પત્રની ઓફીસ, લાઇરસ—દાહોદ. પાનાં આશરે ૫૦ કીંમત ત્રણ આના પણ 'સત્ય' ના ગ્રાહકોને અરધી આને.

"વિવેચક" ગ્રંથાવલીનું આ ત્રીજું પુસ્તક અમને સમાલોચનાર્થ મળ્યું છે. એમાં બાબુ કૃષ્ણકુમાર મિત્ર, રોમેશચંદ્ર દત્ત, શ્યામસુંદર ચક્રવર્તિ, ન્યા૦ કાશીનાથ ત્રિંબક તેલંગ, લાલા લજપતરાય અને લો૦ ગોખલે—એમ એકંદર છ મહા પુરૂષોનાં ચરિત્રો સમાવેલાં છે અને તે ઠીક લખવામાં જણાઈ આવે છે. એના બીજા ભાગ પણ બહાર પડનાર છે. પણ જીવનચરિત્રની પ્રસિદ્ધિનો પ્રયાસ આર્થિક દૃષ્ટિએ બહુ નિરાશાજનક થઇ પડે છે એવું જન સમાજ પર લાગતું કલંક જ્યા સમાજ ટાળે તોજ આવા પ્રયાસો આગળ વધી શકે.

**મુખ્યગણિત શિક્ષક**—રચનાર, છગનલાલ મોતીલાલ શાહ. મ્યુ૦ સ્કુલ નં. ૧ લો, ભાગાતળાવ —સુરત કીંમત બે આના.

પ્રાથમિક શાળાના ચોથા તથા પાંચમા ધોરણના, એમ આ શિક્ષકના બે ભાગ અમને સમાલોચનાર્થે મળ્યા છે. ચોથામાં ૧૨ તથા પાંચમામાં ૮ "ગુણોત્તરની સંપૂર્ણ નોંધ સાથે તમામ ગુણોત્તરનાં લેખાં ફક્ત ત્રણજ રીતથી ગણી શકાય એવી નવીન સરળ યુક્તિવાળો" આ શિક્ષક છે. કેળવણી ખાતાના અધિકારીઓએ તથા અન્ય વિદ્વાનોએ લેખકના પ્રસ્તુત પ્રયાસ વિશે સંતોષ બતાવ્યો છે, અને લેખકની રચનાની ઢબ જોતાં અમારે પણ તેમજ કરવું વ્યાજબી લાગે છે.

**શ્રીમાન મુનિ મહારાજ શ્રી મોહનલાલજી જૈન સેંટ્રલ લાયબ્રેરી તથા સંસ્કૃત પાઠશાળાનો સને ૧૯૧૩ ના ચોથા વર્ષનો રીપોર્ટ**—દર વર્ષની માફક આ વખતે પણ અમને ઉપલી ધનાઢય સંસ્થાનો રીપોર્ટ વાંચવાનો આનંદ મળ્યો છે. લાયબ્રેરી કુલે ૬૬ પત્રો મંગાવે છે તથા તેની પાસે ૫૭૫૫ પુસ્તકો છે, એમાં ૧૭૮૨ જૈન ધર્મનાં છે અને ૭૮૦ હસ્તલિખિત છે. વળી દર વર્ષે લગભગ એક હજાર રૂપિયાનાં નવાં પુસ્તકો ખરીદાય છે. ગયા વર્ષમાં ડીપોઝીટ મેલી આશરે ૨૦૦૦ વાંચકોએ એ પુસ્તકોનો લાભ લીધો હતો. સંસ્કૃત પાઠશાળામાં પણ કાંઇક ઉન્નતિ જણાય છે ખરી જોકે તે સંતોષકારક નથી. લાયબ્રેરી દિનપર દિન વધુ લોકપ્રિય થતી જાય છે એમાં કશો શક નથી અમે આશા રાખીએ છીએ કે રા. બળવંતરાય ઠાકોરે કરેલી સૂચનાનુસાર સરકારની માફક જૂનાં પુસ્તકોની નકલો વિદ્વાનોને જુદે જુદે સ્થળે મોકલી પ્રસ્તુત સંસ્થા પણ શોધખોળ કરાવશે તો પ્રાચીન જૈન સાહિત્યના ઘણા અપ્રસિદ્ધ ગ્રંથો મળી આવી જૈન સાહિત્યમાં અમુલ્ય ઉમેરો થશે.

પણ લાયબ્રેરીનું મકાન બદલવાની વ્યવસ્થાપક કમીટીની ઇચ્છાથી અમે વહન જુદા પડીએ છીએ; કારણ કે અમને ભય છે કે તેમ કરવાથી જનસમાજ હમણાંના જેટલો લાભ ઉઠાવી શકશે નહિ. હાલનું સ્થાન જૈનોના લત્તાઓ તથા જૈનેતરોના મધ્યભાગની નજદીકનું હોવાથી અને તેથી હજારોની સંખ્યામાં લોકો ત્યાંથી આવજાવ કરતા હોવાથી બધાને અનુકૂળ છે. ઝવેરી બજાર કે અન્ય સ્થળે લાઇબ્રેરી ખસેડવાથી વધારે લોકો તેનો લાભ લઇ શકશે એ કારોબારી કમીટીના વિચારને અમે પુષ્ટિ ન આપી શકવા માટે દીલગીર છીએ. જૈનો સારી સંખ્યામાં લાભ લઇ શકે તે સારૂ પાયધુની ભણી જૈન વસ્તીમાં લઇ જવામાં આવે.

**વડોદરાને વડલે:**—લેખક રા. લલિત. પ્રકાશક સાહિત્ય પ્રકાશ કાર્યાલય, નડિઆદ.

શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ એ આના માળાનો આ બીજો મણકો છે, અને તે ૧૦૦ પાનાંનો હોવા છતાં તેની કીંમત માળાના ધોરણ મુજબ એક આનો રાખવામાં આવી છે. રા. લલિતની સુંદર નાની કવિતાઓ વિષે કશું કહેવાની જરૂર હોય એમ જણાતું નથી. માળાને ચીરાયુષ્ય ઇચ્છીયે છીએ.

**સચિત્ર રાજગીતમાળા:**—અઘરા શબ્દોના અર્થ સાથે સંગ્રહ કર્તા રા. દયાશંકર ભાઇશંકર શાસ્ત્રી, તથા કલ્યાણજી વિઠ્ઠલભાઇ મહેતા—સુરતની સાર્વજનિક હાઇસ્કુલના મદદનીશ શિક્ષકો. રૉ ૧૬ પેજ પાનાં ૭૨ કિ. ૪ આના.

નામદાર શહેનશાહ પાંચમા જ્યોર્જના સંક્ષિપ્ત જીવન ચરિત્ર સાથે તેમના હિંદી ખાતેના રાજ્યારોહણ પ્રસંગે જુદા જુદા 'સાક્ષરો' તરફથી રચાયલાં તથા જુદાં જુદાં પત્રોમાં પ્રગટ થયેલાં આશરે પચાસ ગીતોનો આ સંગ્રહ છે, અને તે રાજભક્તિને દૃઢ કરવામાં બાળકોને ખાસ ઉપયોગી થઇ પડવાનો પૂર્ણ સંભવ છે.

**રસીલી વાર્તાઓ:**—લેખક અને પ્રકાશક રા. રા. રામમોહનરાય જશવંતરાય. સુન્દરી સુબોધ ઑફીસ, અમદાવાદ. પાનાં રૉ. ૧૬ પેજ ૧૫૦ આશરે કિંમત આઠ આના.

સુન્દરી સુબોધના અગીઆરમા વર્ષની આ 'રસીલી' ભેટ ઇંગ્રેજીમાં આવેલી વાર્તાઓ ઉપરથી અનુવાદિત કે સૂચિત છે. એમાં ૧૨ ટુંકી વાર્તાઓ આપેલી છે. સ્ત્રીઓને વાંચવા લાયક છે.

**સુવર્ણ માળા, ઑગસ્ટ**—આમાં શિવાજીને લગતાં કેટલાંક ઐતિહાસિક ચિત્રો આપવામાં આવેલાં છે, અને તે હમેશનાં જેવાંજ છે. હીંદી ભાષા બહુ અશુદ્ધ છપાય છે. તેમાં સુધારાની ખાસ જરૂર છે.

## હિંદી.

**ભૂતાર્થ દર્શન:**—કર્તા રા. ગિરધર બાપુજી વગધરે, ઠે-ઠાકુરદ્વાર, મુંબઇ. પૃષ્ઠ સંખ્યા આશરે ૨૭૫. કિંમત રૂ. ૧)

આ પુસ્તકમાં પાતંજલ યોગ દર્શનનાં મૂળ સૂત્ર સંસ્કૃતમાં આપેલાં છે, જેમાંના ૪૪૫ શબ્દો માંથી ૪૧ શબ્દોનો ભાવાર્થ અને ગંભીરાર્થ આદિનું વિવેચન પ્રસ્તુત પુસ્તકમાં વેદાદિ શાસ્ત્રોના મૂળ અને તેમાંથી વિમાનની શોધ કરવાનો દાવો કરનાર રા. વગધરેએ કર્યું છે, જે લેખકનો અથાગ પરિશ્રમ તથા બહુશ્રુતનું સૂચક છે. પુસ્તક અધ્યાત્મ વિષયના પ્રેમીઓના ખાસ કામનું.

M. M. J.

## હીંદુ વિવાહ વિધિ–તે પરથી ઉદ્ભવતા વિચારો.

વિવાહ વિધિમાં મુખ્ય વાત વિવાહ હોમની છે. વિવાહ હોમમાં પાણિગ્રહણ, લાજાહોમ, પરિણય અને સપ્તપદી એવી ચાર વિધિ આવે છે. એ ક્રિયા થયે વિવાહ પૂર્ણ થયો ગણાય છે. વિવાહ હોમની પહેલાની ક્રિયા કન્યાનું કન્યાના માબાપ અગર કોઇ પિયર પક્ષનાં આપ્તજને દાન કરવાનું છે. પરંતુ આ વિધિ વિવાહની પૂર્ણતામાં આવશ્યક નથી. સિવાય દેશાચાર, ગ્રામાચાર, કુલાચાર ઇત્યાદિને અવલંબીને અનેક વિધિ થાય છે; તેની વિવાહ પૂર્ણતામાં આવશ્યકતા નથી. પણ તે આપણા ઉત્સાહ પૂરતી છે.

પ્રથમમાં વધુવર કેવાં જોઇએ તે વર્ણવ્યું છે. વધૂ વયમાં વરથી ન્હાની, સગોત્રી નહીં, સુશીલ, કુલીન, અને વરને યોગ્ય એવા સ્વરૂપવાળી જોઇએ. તેમજ તે પ્રમાણે સંપૂર્ણ તપાસ કર્યા પછીજ લગ્ન કરવાં જોઇએ; વર પણ તેજ પ્રમાણે વિદ્યાપૂર્ણ અને બ્રહ્મચારી જોઇએ. બીજાં લગ્ન વાળો નહીં. અર્થાત્ વધુનાં અને તેજ પ્રમાણે વરનાં પ્રથમ લગ્નજ થવાં જોઇએ ત્યારેજ તે વિવાહ ઉત્તમ પ્રતિનો કહેવાય, પાછળથી દુર્દૈવવશાત્ વધુને વૈધવ્ય કિંવા વરને વિધુરત્વ પ્રાપ્ત થતાં ઉભયને પુનર્વિવાહની પરવાનગી છે. પણ પુનર્વિવાહ એ ઉભય પક્ષમાં ગૌણજ છે, ઉત્તમ વિવાહ એટલે વરવધુનો પ્રથમ વિવાહ. અત્યારે બિજવરનો વિવાહ ગૌણ સમજાય છે, પરંતુ શાસ્ત્ર પ્રમાણે બિજવરનો વિવાહ પણ પુનર્વિવાહ પ્રમાણે ગૌણ છે. તથાપિ આ સંબંધમાં એ લક્ષમાં રાખવાનું જે, આ વિચાર પૂર્વે કન્યાના પ્રૌઢ વિવાહ થતા ત્યારનો હતો. અત્યારે આપણા મૂર્ખપણાની વ્યવસ્થાથી જે બાલ વિધવાઓ થાય છે, તેને માટે પણ ઉકત નિયમ માન્ય નથી; કારણ કે અપ્રૌઢ કન્યાના વિવાહ અશાસ્ત્ર છે, અથવા તો તે વિવાહજ નથી, એવું પાછળના વિવેચનથી જણાશે. માટેજ અર્વાચીન બાલ વિધવા એ સત્યતઃ વિધવાજ નથી. વિવાહની પૂર્ણતા પુરૂષ અને સ્ત્રી એ સંબંધે ઉભય વ્યવહાર શરૂ કરે ત્યારેજ થાય છે. ત્યાં સુધી બાળ વધુને પત્નીત્વ આવતું નથી, અને તેના વરને (પુરૂષને) ગોત્ર પણ પ્રાપ્ત થતું નથી.

વધુવરનો સંબંધ ( betrothal ) કરવાનો વિચાર કરતાં જે કેટલીક બાબતો જાણવાની કહી છે, તેમાં વધુવર સગોત્રી ન જોઇએ, એક પ્રવરી ન જોઇએ, અને વિશેષ તો શું પણ પાસેના સંબંધી જનોમાંથી પણ ન જોઇએ. આ સર્વમાં ત્રીજી બાબત તો યોગ્યજ છે જેથી તેનો વિચાર આપણે છોડી દઇએ પરંતુ ગોત્ર અને પ્રવર તે સંબંધી થોડો વિચાર અસ્થાને નહીં ગણાય. પ્રાચીન કાળમાં આપણા પૂર્વજ ઋષીયો હિંદુસ્થાનના જુદા જુદા ભાગમાં વસતા હતા. તે જુદાં જુદાં સ્થાનકો સ્થાપન કરનારનાં નામ ઉપરથી અમુક અમુક જુદા જુદા ' કુળ ' કિંવા ' ગોત્ર ' એવાં નામો પડ્યાં. પણ તેમાં લક્ષ દેતાં શાંડિલ્ય ગોત્રી કિંવા વાસિષ્ઠ ગોત્રી મંડળી એટલે સર્વ શાંડિલ્ય ઋષિ કિંવા વાસિષ્ઠ ઋષિનાં વંશજ નહીં. પણ ઋષિ અને તેના આશ્રયથી તેના કુળમાં, ગોત્ર અથવા વસાહતીમાં રહેવા આવેલા

મનુષ્યોની સંતતિ. તેઓએ જો પોતપોતામાંજ વિવાહ કર્યાં હોત તો સર્વ પ્રકારનો વ્યવહાર એકજ વસાહતીમાં રહીને અન્ય વસાહતીમાં સંબંધો નઇ થાત. આ બાબત તે સમયે આર્યોના સર્વ દેશમાં પ્રસાર પામવાના હેતુથી ઇષ્ટ નહોતી, માટેજ વિવાહ સંબંધ દૂરના ગોત્રમાં કરવાનો પ્રઘાત પડયો. પ્રવર એટલે પ્રથમતઃ પાસે પાસે આવનાર કિંવા આરંભી કદાચીત્ એકત્રજ થયેલાં ગોત્ર. તેથી પ્રારંભમાં સગોત્રમાં કિંવા સપ્રવરમાં વિવાહ સંબંધ ન કરવો એ યોગ્યજ છે.

વિવાહારંભી વિવાહેચ્છુ તરૂણ પુરૂષ વિદ્યા પુરી કરીને ગૃહસ્થાશ્રમનો નિશ્ચય અને તદનુરૂપ તૈયારી કરીને પશ્ચાત્ કન્યા માગે છે. બ્રહ્મચર્ય ઉપનયનથી ( નવ વરસથી ) બાર વર્ષ પર્યંત માનીએ તો એકવીશ વર્ષ અને તૈયારી માટે એક બે વર્ષ મળીને વરનું વય ઓછામાં ઓછું ૨૩ થી ૨૪ વર્ષનું જોઇએ. એવા મનુષ્યને વરને યોગ્ય એવી વધૂ એટલે નિદાન ૧૬-૧૭ વર્ષની જોઇએ એ બીના ચોખ્ખીજ છે: સાંપ્રત વરનું વય વધ્યું છે કિંતુ કન્યાનું લગ્ન ઋતુ પ્રાપ્તી પૂર્વે થવુંજ જોઇએ એવી લોકમાન્યતા છે; તેથી વધુ બહુ તો ચૌદ વર્ષની અંદરની હોય છે. અત્ર એટલું જણાવવું યોગ્ય છે કે, વધુ ઋતુમતી ન થયી જોઇએ એવું સ્મૃતિવાક્ય છે, ત્યારે પ્રાચીન વિધિ પ્રમાણે એ સત્ય નથી; કારણ વિવાહ વિધિમાં વિધિ ચાલૂ હોય અને આ સંબંધી અડચણ પ્રાપ્ત થતાં અમુક આહુતિ દઇને વધુને શુદ્ધ કરીને વિધિ પૂર્ણ કરવી એમ કહ્યું છે. તે ઉપરથી વધુ ઋતુમતી થવી એ બિના તે સમયે ગૃહીત હતી એ પ્રત્યક્ષજ છે. તેને પ્રમાણભૂત એવી બીજી એક વ્યવસ્થા સ્મૃતિમાં દર્શાવી છે તે એ કે એક પિતાએ પુત્રી ઉપવર થવા છતાં તેનો વિવાહ ન કરતાં તેની ત્રણ વર્ષ પર્યંત રાહ જોવી, અને પછી સ્વતઃ વિવાહ કરવો. અર્થાત્ ઋતુમતી વધુ એ અપવિત્ર, વૃષલી છે એવો સ્વીકાર સુદ્ધાં કર્યો નથી. એ કહેવું વિશેષ સત્ય છે. સ્મૃતિ પ્રમાણે જોતાં તેમાં કાંઇ દોષ હોય તો તે દોષ પિતાને છે, પુત્રીને નહીં. પિતાએ લગ્નનો વિચાર જલદી કરવો તેમાં નિષ્કાળજીપણું કરવું નહીં, માટે તેને આ ભીતિ દીધેલી છે. તેથી સ્પષ્ટ અનુમાન નીકળે છે કે, પિતાએ પુત્રીની સંમતિથી પુત્રી ઉપવર થયા પછી ત્રણ વર્ષ એટલે સરાસરી ૧૫ કે ૧૮ વર્ષ પર્યંત વિવાહ કરવામાં કોઇ પ્રકારનો પ્રત્યવાય નથી.

વરે પોતાનો સંસાર ચલાવવા યોગ્ય વધુ તેના પિતા પાસે જઇને માગવી અર્થાત્ તે મોટીજ જોઇએ, તેમજ પિતાએજ તેને ( પુત્રીને ) સંતતિ થઇ તે યોગે ' મને ઉત્તમ ગતિ મળે, ' એવો સંકલ્પ કરીને કન્યાદાન દેવું માટે તે ઉમરે મોટીજ જોઇએ. આ વધુની વય મોટી જોઇએ તેનાં મધ્યમ પ્રમાણો જોયાં. વિવાહવિધી ઉપરથી આ સંબંધમાં તેનાંથી વિશેષ ઉત્તમ પ્રમાણોનું નિદર્શન કરીએ.

કન્યાદાન વખતે કન્યાદાતા જે સંકલ્પ કરે છે તેમાંજ, ' હું આ સ્નાતક વરને કન્યા દઉં છઉં, ' એમ બોલે છે. સ્નાતક એટલે ફક્ત ગુરૂની આજ્ઞા લઇ સંસાર કરવાના હેતુથી આવેલો તરૂણ મનુષ્ય એવો થશે. અર્થાત્ તે તે સમય સુધી બ્રહ્મચારી હોવો જોઇએ. પણ હાલમાં બિજવર, તિજવર, ચોથવર ... કોઇ પણ વિધુરને પ્રથમથીજ છોકરાં છૈયાં હોય, તો પણ ' स्नातकाय वराय ' એ ... સંકલ્પ થાય છે.!!!

કન્યાદાન થયા પછી કન્યાનો પિતા ' આ કન્યાના ધર્મ, અર્થ, કામ આ સંબંધમાં હેતુ પરિપૂર્ણ કર ' એવું વરને કહે છે. તેજ પ્રમાણે તેમાં અક્ષદારોપણ વગેરે પરસુરણ વિધિ કરવામાં આવે છે. તે સમયે પણ વધુ ' પોતાના તે હેતુ પૂર્ણ કરાવજે ' એવું વરને કહે છે, અને વર ' પૂર્ણ કરીશ ' એમ કહે છે. આ ઉપરથી વધુ પ્રૌઢ વયની હોવી જોઇએ.

તેમાં મુખ્ય વિધિ વિવાહ હોમ. અગ્નિ એ આર્યોના મુખ્ય દેવ છે. તેથી તેની આરાધના કરીને તેની સમક્ષ વર પત્નિત્વ માટે કન્યાને ગ્રહણ કરે છે. અગ્નિ પ્રદીપ્ત કરી વર વધુ પાસે ઘૃતયુક્ત શાળની આહુતી અપાવે છે. આ શાળ વધુનો ભાઇ અથવા કોઇ અન્ય અતલગનો સગો વધુના હાથમાં આપે છે. અને વર વધુ પાસે આહુતી અપાવે છે. આહુતીના મંત્રનો અર્થ એવો છે કે, દાન કરેલી, જે આ કન્યા, તેનો પિતૃગૃહનો સંબંધ છોડીને પતિગૃહની સંબંધી થાય છે ! '

આ આહુતિ થયા પછી વિવાહમાં પ્રમુખ વિધિ જે ' પાણિ ગ્રહણ ' તે થાય છે; પાણિ ગ્રહણ એટલે વરવધુને પ્રદીપ્ત તથા યથા વિધિ આહુત એવા અગ્નિ પાસે ઉભી કરી તેના પત્નિત્વનું પાણિ ( હાથ ) વડે ગ્રહણ કરે છે. તે સમયે પોતાના જમણા હાથથી વધુનો જમણો હાથ પકડીને નીચેનો મંત્ર ભણે છે.

' गृभ्णामि ते सुप्रजास्त्वाय हस्तं मया पत्या जरद् ष्टिर्यथाऽसः
' भगो अर्यमा सविता पुरंधिर्मह्यं त्वा दुर्गार्हं पत्यायदेवाः ॥ "

" તને ઉત્તમ પ્રજા થાય અને તું વૃદ્ધ થાય ત્યાં સુધી ( દીર્ઘકાલ ) હું જે તારો પતિ તે તારી સાથે રહીને સંસાર ચલાવીશ, માટે હું તારૂં પાણિ ગ્રહણ કરૂં છઉં. ભગ ઇત્યાદિ દેવોએ તને મારે સ્વાધીન કરી છે. "

આ મંત્રમાં ' सुप्रजास्त्वाय ' ( ઉત્તમ પ્રજા થવી ) અને ' गार्हपत्याय ' ( સંસાર ચલાવવા માટે ) એ પદો ઉપરથી વધુ પ્રૌઢ જોઇએ, એ સ્પષ્ટ દીસી આવે છે તેમજ પછી પાછો વર વધુને

' वीर सूर्देवकामा स्योना शंनो भव ।

' ઉત્તમ પ્રજાને જન્મ દેનારી અને દેવતાર્જન કરનારી અને કલ્યાણકારી થા '—એમ કહે છે, તે ઉપરથી પણ તેજ નિર્ણય થાય છે. "

વિવાહ હોમમાં લાજાહોમની આહુતીમાં વધુનો પિતૃગૃહનો સંબંધ છુટીને તે પતિગૃહગત થાય છે: પાણિગ્રહણમાં પતિ તેના પત્નિત્વનો સ્વીકાર કરે છે. અને પછી વર વધુના હાથ બરાબર પકડી અગ્નિની ત્રણ પ્રદક્ષિણા કરે છે. તે ઉપરથી વિવાહનું ' પરિ-ણય ' એવું નામ પડયું છે. પ્રદક્ષિણાની વખતે વર નીચેનો મંત્ર ભણે છે.

' अमाहमस्मि सा त्वं सा त्वमस्यमोहम् ।
द्यौरहं पृथिवी त्वं सामाहमृक्त्वं तावेव विवहावहै ॥
प्रजां प्रजा नयावहै संप्रियौ रोचिष्णू ।
सुमनस्यमानौ जीवेन शरदः शतम् ॥

"હું 'अम' છઉં અને તું 'सा' છો. તું 'सा' છો અને હું 'अम' છઉં. હું 'द्यौः' તું 'पृथिवी;' હું 'साम' તું 'ऋक्'; એ પ્રમાણે આપણે વ્યવહાર (સંસાર) કરીશું."

'પ્રજા ઉત્પન્ન કરીશું; પરસ્પરને પ્રિય આનંદ દેનાર, અને પરસ્પરને સંતુષ્ટ એ રીતે સો વર્ષ જીવીશું.

પહેલા મંત્રનો અર્થ એવો કે 'साम' આ શબ્દમાં જેમ 'सा' અને 'अम' એ પદનો સંબંધ કિંવા આકાશ અને પૃથિવીનો સંબંધ અથવા સામ અને ઋક્ એટલે ઋગ્વેદની ઋચાનો સંબંધ ( ઋગ્વેદની ઋચા પ્રાચીન ગાયન પદ્ધતીથી જોતાં તેજ સામવેદની ઋચા છે) તેવોજ આપણો નિકટ સંબંધ થાય. આ ઉપરથી આપણા લોક પ્રાચીન કાળમાં પતિપત્નિનો સંબંધ કેવો માનતા તે જણાય છે. તેવોજ 'प्रजां प्रजनया वहै;' એવું કદી અપ્રૌઢ વયની વધુ પાસે બોલાવાય ? પ્રદક્ષિણા પછી 'સપ્તપદી' નામક સંસ્કાર કરવામાં આવે છે. સ્થંડિલ પાસે ચોખાની સાત ઢગલી કરવામાં આવે છે. તે ઉપર વધુવરને એકત્ર પદ મુકીને ચાલવાનું છે. બે પ્રતિષ્ઠીત મનુષ્યો એકમેકની બરોબર સાત પગલાં ચાલી ગયાં એટલે તેનું પૂર્ણ સખ્ય થાય છે, એવી આર્યોની માન્યતા છે. તે માન્યતાને અનુલક્ષીને આ વિધિ છે. આ વખતે વર વધુને સાથે લઇને એકેક પગ મુકે છે તે પ્રત્યેક પગલે 'पुत्रान्विन्दावहै बहूंस्ते सन्तु जरदष्टये' ( આપણને પુષ્કળ પુત્ર થાય અને તે વૃદ્ધ થાય ત્યાં સુધી જીવો ) એમ વદે છે. અને પાંચમે પગલે 'પાંચ પગલાં આપણે બરોબર ચાલ્યા ત્યારે પ્રજા ઉત્પન્ન કરવા પુરતી મૈત્રી થઇ.' અને છેલ્લે પગલે એટલે સાતમે પગલે વર વધુને કહે છે કેઃ—

'सखा सप्तपदा भव सखायौ सप्तपदा बभूव, सख्यं ते गमेयं, सख्यात्ते मा योषं, सख्यान्मे मा याष्ठाः । समयाव संकल्पावहै संप्रियौ रोचिष्णू सुमनस्यमानौ इषमूर्जमभिवसानौ सं नौ मनांसिसं व्रता समुचित्तान्याकरम्"

"મારી સાથે સાત પગલા સાથે તું ચાલી જેથી તું મારી મિત્ર ( સખા ) બની એટલું નહીં કિંતુ, આપણે ઉભય સાત પગલા સાથે ચાલ્યા માટે આપણી મૈત્રી થઇ. હું તારૂં સખ્ય હમેશ પાળીશ; તે કદી તોડીશ નહીં. તું પણ મારી મૈત્રી કદી છોડતી નહીં, આપણે નિરંતર એક રહી એકજ સંકલ્પ કરીશું. આપણે નિત્ય એકમેકપર પ્રીતિ કરી, અને એકમેકની સંગતીથી આનંદમાં દિવસ કાઢશું. આપણા મન પરસ્પરના વિષયમાં નિઃશંક થાઓ. આપણા સર્વ સુખ અને આનંદની વાતો એકમેકને સંભળાવશું અને સાંભળશું. આ પછી, સર્વ આશા, સંકેત અને સ્થિરતર સદા એકજ થયાં છે.

આ નૂતન વધૂવરના સંકેત કેટલા ઉદાત્તપણાના અને ઉત્કૃષ્ટ છે? આ સંકેત કરવા માટે ઉભય પ્રૌઢ જોઇએ, એ જણાવવાની જરૂર નથી.

વિવાહ હોમની ક્રિયા પૂર્ણ થયા પછી જો તે સમયે રાત્રી હોય તો ત્યારે, અગર રાત્રી થયે વધૂવર પાસે આકાશ માંહેના સપ્તઋષિ અને અરૂંધતી તારાઓનાં દર્શન કરાવે છે. ત્યારે વધૂ 'जीवपत्नी प्रजांविदेय-" મને સૌભાગ્ય અને પ્રજા પ્રાપ્ત થાવ ' એવી માગણી કરે છે. તેજ પ્રમાણે વિવાહ વિધિમાં પુરોહિત, બ્રાહ્મણ વગેરે અને આપ્તજન તેને ( વધૂને ) આશીર્વાદ દેતાં વદે છે કેઃ—

"गृहान् गच्छ गृहपत्नि यथाऽसो वशिनी त्वं विदथमावदासि। ऋग्वेद.

'તું ઘરે જા અને ગૃહસ્વામિની થા. તું પોતાના ( પતિના ) ઘરમાં મુખ્ય સ્થાન લઇને ધર્મકૃત્યો કર."

' संराज्ञीश्वसुरे भव संराज्ञी श्वश्रुवां भव ।
ननान्दरि संराज्ञी भव संराज्ञी अधिदेवृषु ॥ ऋग्वेद.

' તું સાસુ, સાસરા, નણંદ, દીયર આદિની સંરાજ્ઞી એટલે તેના ઉપર સૌમ્યથી અધિકાર ચલાવનારી થા."

વધૂ પતિગૃહે આવ્યા પછી આપ્તજનો તેને આશીર્વાદ દેછેઃ—

' इह प्रियं प्रजया ते समृध्यतां । अस्मिन् गृहे गार्हपत्याय जागृहि ।
एना पत्या तन्वं संसृजस्वा थाजीवी विदथमावदासि ।" ऋग्वेद.

' અહીં તને પ્રજા ઉત્પન્ન થઇ તારા આનંદમાં વૃદ્ધિ થાઓ, તું આ આપણા ઘરમાં ગૃહકર્તવ્ય વિષયે જાગૃત રહે. આ તારા પતિની સાથે તું શરીર અને જીવથી એક થઇ રહે; અને સંસાર કેમ ચલાવવો એ શીખવવા માટે બીજાઓને તું ઉદાહરણ રૂપ થા. ' (અપૂર્ણ)

ચંદ્રશંકર કરૂણાશંકર દ્વિવેદી—( ભાવનગર )



# ' લેવી ' અને હજામત !

મારો વંશ પરંપરાનો કુમીલી હજામ, કાળાયો ધોળાયો એક દહાડો વખતસર શેઠની હજામત કરી નાંખવા આવ્યો નહીં. ન આવ્યો તો ખરો પણ કમબખતે કેવે સપરમે દહાડે ગાપચી મારી ? આ દીવસે મારા હરખનો પાર નહોતો. હરખના ઘેનને અને આનંદના તાનને રોજ રાત્રીએ આવતી નિન્દ્રાએ પણ ખુલ્લ દીધી નહોતી, સાર કે ઉંઘજ આવી નહોતી. હરખ એમ હતો કે નામદાર સરકાર તરફથી ગવર્નર બહાદુરની ' લેવી ' માં હાજરી આપવાની રજા મળવાનું અસાધારણ માન મને મળ્યું હતું. ' લેવી ' માં હાજર થવાની પરવાનગીનો પરવાનો મહા મહેનતે અને શીફારસે આજ અડવાડીયે મળેલો હતો. તે કાગળ મેં ત્રીજોરીમાં મારી પરમેસરી નોટોના ચોડાની વચ્ચોવચ્ચ મુકેલો છે. આજે ' લેવી ' માં જવાનું નતાખું ઇજન હતું. સપરમે દિવસે હજામત કરાવ્યા વગર જવું એ કરતાં ભૂંડું કલ્પી શકાય એમ નથી. છતાં, જાણે કે મને સતાવવાનેજ, મારા હર્ષના રંગમાં ભંગ કરવાનેજ કેવલ દ્વેષ બુદ્ધિ અને ઇર્ષાવૃતિને વશ થઇને, ખાસુખાં આવ્યો નહીં, પણ ગાંયજા વગર હું કાંઇ ગાંજ્યો જાઉં એમ નહોતું. હજામત ઉપર તો મારા સકળ ભવિષ્યનાં

'गृहान् गच्छ गृहपत्नि यथाऽसो वशिनी त्वं विदथमावदासि। ऋग्वेद.

"તું ઘેર જા અને ગૃહસ્વામિની થા. તું પોતાના ( પતિના ) ઘરમાં મુખ્ય સ્થાન લઇને ધર્મકૃત્યો કર."

'संराज्ञी श्वसुरे भव संराज्ञी श्वश्र्वां भव।
ननान्दरि संराज्ञी भव संराज्ञी अधिदेवृषु॥ ऋग्वेद.

'તું સાસુ, સાસરા, નણંદ, દીયર આદિની संराज्ञी એટલે તેના ઉપર સૌમ્યથી અધિકાર ચલાવનારી થા."

વધૂ પતિગૃહે આવ્યા પછી આપ્તજનો તેને આશીર્વાદ દે છેઃ—

'इह प्रियं प्रजया ते समृध्यतां। अस्मिन् गृहे गार्हपत्याय जागृहि।
एना पत्या तन्वं संसृजस्वा धाजीयी विदथमावदासि।' ऋग्वेद.

'અહીં તને પ્રજા ઉત્પન્ન થઇ તારા આનંદમાં વૃદ્ધિ થાઓ, તું આ આપણા ઘરમાં ગૃહકર્તવ્ય વિષયે જાગૃત રહે. આ તારા પતિની સાથે તું શરીર અને જીવથી એક થઇ રહે; અને સંસાર કેમ ચલાવવો એ શીખવવા માટે બીજાઓને તું ઉદાહરણ રૂપ થા.' (અપૂર્ણ)

ચંદ્રશંકર કરૂણાશંકર દ્વિવેદી—( ભાવનગર )




મારો વંશ પરંપરાનો ફેમીલી હજામ, કાળીયો ધોળીયો એક દહાડો વખતસર શેઠની હજામત કરી નાંખવા આવ્યો નહીં. ન આવ્યો તો ખરો પણ કમબખતે કેવે સપરમે દહાડે ગાપચી મારી ? આ દીવસે મારા હરખનો પાર નહોતો. હરખના ઘેનને અને આનંદના તાનને રોજ રાત્રીએ આવતી નિન્દ્રાએ પણ ખલલ કીધી નહોતી, સાર કે ઉંઘજ આવી નહોતી. હરખ એમ હતો કે નામદાર સરકાર તરફથી ગવંડર બહાદુરની 'લેવી' માં હાજરી આપવાની રજા મળવાનું અસાધારણ માન મને મળ્યું હતું. 'લેવી' માં હાજર થવાની પરવાનગીનો પરવાનો મહા મહેનતે અને શીફારસે આજ અઠવાડીયે મળેલો હતો. તે કાગળ મેં ત્રીજોરીમાં મારી પરમેસરી નોટોના ચોડાની વચ્ચોવચ્ચ મુકેલો છે. આજે 'લેવી' માં જવાનું નનામું ઇજન હતું. સપરમે દિવસે હજામત કરાવ્યા વગર જવું એ કરતાં ભૂંડું કલ્પી શકાય એમ નથી. છતાં, જાણે કે મને સંતાવાવાનેજ, મારા હર્ષના રંગમાં ભંગ કરવાનેજ કેવલ દ્વેષ બુદ્ધિ અને ઇર્ષાવૃતિને વશ થઇને, ખામુખાં આવ્યો નહીં, પણ ગાંયજા વગર હું કાંઇ ગાંજ્યો જાઉં એમ નહોતું. હજામત ઉપર તો મારા સકળ ભવિષ્યનાં

સકળ જીવનનો આધાર હતો ! હજામત ન કરાવું તો લેવીમાં ન જવાય, લેવી ચૂકું તો મોંમેં નીકળી જાય. લેવીમાં ન જવાય તેથી જે. પી., ઓ. બે. અને અંતે વધતાં વધતાં રા. સા. અને અંતે છેક ઠેઠ રા. બા. સુધી થવાની મારી આશા ધુળમાં મળી જાય, અને ધુળપર લીંપવા જેવો મારી આશાનો ચોકો થઇ જાય. જોત જોતામાં દીર્ઘ દૃષ્ટિથી હજામત ઉપર મેં આ આખી ઇમારત ખડી થતી જોઇ. તેથી હજામની વધુ વાટ ન જોતાં, હું તેની ખોળમાં ચાલ્યો. રસ્તામાં ખબર પડી કે, આજે હજામોના વારા છે ! તેથી કોઇપણ હજામ મળી શકશે નહીં. મને વિચાર થયો કે શું ' લેવી ' ને લીધેજ હજામોએ હાવત-રાંખોરી એકસંપી કરીને હડતાલ પાડી છે ? શું એ ફોજદારી ગુન્હો નથી ? મને ઓનરરી મેજીસ્ટ્રેટ થવા દે, અને પછી આવી હડતાલ પાડી જોવી અને પછી તેમને પોલીસ મારા આગળ ખડા કરે, તો પછી તેમને ખબર પડશે કે " લેવી " જેવે પવિત્ર દિવસે વારા પાળવા એ કેવો રાજદ્રોહી ગુન્હો, ફીતુર વગેરે છે. " તે ફીતુર નહીં તો બીજું શું ? પ્રતિષ્ઠિત નાગરિકોને નામદાર ગવર્નરથી વિખુટા પાડવાની તરકટી તજવીજ તે છે. તેટલું છતાંએ મેં હીમ્મત હારી ખાધી નહીં. હજામવાડામાંથી પરબારો હું કટલેરી બજારમાં ગયો. ત્યાંથી મેં એક બટલરનો અસ્ત્રો લીધો. દુકાનદારને કહ્યું કે ." સારો કાઢી આપજે, લેવી લાયકનો હોવો જોઇએ. " આ યાદગાર ઉદ્ગાર તેના કાન પર પડતાંજ જાણે કાન ફાટી ગયા હોયને અને સાથે આંખ ફાટી જતી હોયને, તેમ તટાર થઇ આંખો ઉઘાડી, મને ટીકી ટીકીને જોવા લાગ્યો. મને હર્ષ થયો કે " લેવી શબ્દજ કેવો મંત્ર પેઠે ચમત્કારિક અને માયાવી છે કે તેનું શ્રવણ કરતાંજ લોકો ભડકી ઉઠતા જણાય છે ! ધન્ય છે મારા ભાગ્યને ! ઘેર આવીને મેં સાબુથી દાઢી રંગવા માંડી. પછી અસ્ત્રો ઉગામ્યો. તેવંત મારી સ્ત્રી માથે પાણીનું બેડું લઇને ઉમરા પર આવી પહોંચી. મને જોઇને તે ચિત્ર પેઠે સ્તબ્ધ થઇ ગઇ. પહેલાં ડોળા ઉંચે ચઢી ગયા; પછી જીભ બહાર કાઢી. તેથી હું ચમક્યો કે સોના-પોરના ધામા તો નથીને ? લેવીમાં જવાને બદલે, મારે ત્યાં સગાંવહાલાની ' લેવી ' ટાણુના યુનીફોર્મમાં—ન ભરાય તો સારું એ વિચારમાં મારા હોસકોસ ઉડી જવા માંડતા હતા એટલામાં મારા બીબીસે સ્વરૂપ બદલ્યું અને મુખારવિંદ તથા ભ્રકુટિ સંકુચિત કરી, અને મારા ભણી છલંગ મારી બોલી કે " એક ભવમાં બે ભવ આ શા કરવા માંડો છો ? આ નવો હુન્નર ક્યારથી શીખવા માંડ્યો ? તમારે હજામ થવું હોય તો થજો પણ મારે હજામડી નથી થવું ને સુવાવડીની સુવાવડ કરવા નથી જવું." પછી મેં તેને ' લેવી ' માં આમંત્રણ, હજામના વારા વગેરેની વીગતવાર સમજ પાડી ત્યારે તે ઠંડી પડી. એટલામાં દાઢી પર સાબુનું ફીણ ક્યારનું સુકાઇ ગયું હતું, તેથી ફરીથી ક્રિયા આરંભી. અંતે અસ્ત્રાનો ત્વચા સાથે સ્પર્શ કરવાનો સંકલ્પ કીધો. પણ ક્યાંથી હજામત શરૂ કરવી તેની સમજ પડે નહીં. મારો હજામ ક્યાંથી શરૂ કરતો હતો, ડાબે ગાલેથી કે જમણે ગાલેથી, વચમાંથી કે છેડેથી, તે કશું કેમે કર્યું યાદ આવે નહીં. આટ આટલા વર્ષ હજામત કરાવી છતાં આટલુંએ યાદ ન રહ્યું તે પરથી મને મારી યાદદાસ્તશક્તિ પર કંપારી છૂટી. અંતે મેં દાઢી પર પ્રથમ પ્રહાર કરવાનો સંકલ્પ કર્યો, પણ આશ્ચર્ય ! બાલને બદલે ચામડીની છાલ ઉખડી પડી, ને અસ્ત્રો દાઢીની અંદર પેસી ગયો ! ઉંડો ઘા પડતાં મારી દાઢી લોહી લોહીવાળી થઇ ગઇ, તે લૂછીને મેં કાંખ

આગળ ચલાવ્યું. દાઢી પર કુલ આઠ ઘા થયા. તેથી મેં દાઢી છોડી ગાલ પર અસ્ત્રો ચલાવ્યો. ત્યાં પણ સાત થયા. બીજે ગાલે છ થયા. છતાં હજામત અધુરી રહી હતી. આ એકવીસ ઘા મારા શરીર પર થવાથી હું ઇદ્રજીત જેવો શોભવા લાગ્યો. અનેક લડાઇમાં જીતી આવનાર ક્ષત્રિય પણ આટલા ઘાની મગરૂરી લઇ શકશે નહીં કે સાબીતી આપી શકશે નહીં. ચિતોડનો બચાવ કરનાર પ્રતાપ અને તેના કેસરીયા કરનાર વીર રજપુતો પણ મારા ઘવાયેલા શરીરની સ્વર્ગમાં સૂતા સૂતા સ્વપ્નામાં અદેખાઇ કરતા હશે એમ ધારી હું પરમ હર્ષને પામ્યો. પરંતુ આરસી જોતાંજ એ સ્વપ્ન ઉડી ગયું. હાય, હાય, હજુ તો અર્ધી હજામત પૂરી નથી, થઇ ! અને આરસી મુકી ઘડીયાળ જોતાં તો હોસકોસજ ઉડી ગયા ! અરેરે ! હવે તો લેવીમાં જવાને સાડા ત્રણ કલાક પણ નથી રહ્યા ! હવે હું હજામત કરી રહીશ ક્યારે, લુંગડાં પહેરી રહીશ ક્યારે, ગાડીમાં બેસીને પહોંચી રહીશ ક્યારે ? લોહી ટપકી રહ્યું ત્યારે, આ હૈયા શોકમાં આંસુ ટપકવા માંડયાં. મારી સ્ત્રી તે જુવે નહીં; તેથી તે જલ્દીથી લોહી નાંખવા મેં મારૂં ધોતીયું ઉચું કર્યું ને લોહી નાંખ્યા. આંખો લોહીને આંખ ઉઘાડું છું તો હું શું જોઉં છું ! અરે ! હું સાક્ષાત કાળીયાની મૂર્તિ સ્તબ્ધ અને નિશ્ચિંત ઉભેલી જોઉં છું ! આટલો મોડો આવવા માટે તર્કશાસ્ત્ર પ્રમાણે તો ભયંકર ગુસ્સો પ્રગટી નીકળવો જોઇએ. પણ આ કટોકટને વખતે તો જાણે મારા આંસુની વરાળે આકાશે પહોંચીને મારા પ્રતિનિધિ તરીકે પ્રભુને મારી દયા આણવા અને દયા આણી દૂતને મોકલવા પ્રેરણા પ્રાર્થના કરી હોયને તેમ મને તે એક ફરેસ્તા જેવો લાગ્યો. અણીને વખતે આવી પહોંચવા માટે મારી આભારની લાગણી એટલી બધી ઉભરાઇ ગઇ કે, રોજ હું ખુરશી પર બેસું અને એ બીચારો ઉભો રહી હજામત કરે તેને બદલે મેં આજે સુચના કરી કે, "હું ઉભો રહીશ ને તમે ખુરશી પર બેસીને હજામત કરશો." જ્યારે એણે ખાત્રી આપી કે એ પ્રમાણે તો હજામતજ નહીં થઇ શકે ત્યારેજ તે વાત મેં પડતી નાંખી. પછી કાળીયાએ સપાટામાં બાકીની હજામત કરી નાંખી, અને મેં કોપેલી "રીવાઇઝ" કરી તેમાં જરા વધુ વખત ગયો. હજામને મેં મારો અસ્ત્રો બક્ષીસ આપ્યો, અને 'લેવી' માં જવાના માનની વાત અથથી ઇતિ કહી સંભળાવી જે એણે ઘણી શ્રદ્ધાથી સાંભળી. ખરૂં પૂછો તો મારે એની સાથેજ ઘણી વધારે બનતું કારણ કે મારી વાત છેક છેડા સુધી સાંભળવા સુધી એજ થોભતો. અંતે મોડું થવાનું કારણ પુછ્યું, ત્યારે એણે કહ્યું કે સાહેબ, આજે ન્યાતમાં વરો હતો, હમારી ન્યાતના શેઠે હજામોની ચોર્યાશી જમાડી હતી. તેથી સઘળા હજામોની ન્યાતોનું મહાજન ત્યાં જમવા ગયું હતું. વરાને બદલે હું વારા સમજ્યો હતો. ભૂલ મેં હજામને કહી. તેણે કહ્યું કે હજામોમાં વારા હોતાજ નથી. મારાં જ્ઞાનની શુદ્ધિ આ પ્રમાણે થવાથી મને "લેવી" માં જતાં ઘણો હર્ષ થયો હતો.

"ભવિષ્યનો રાવ સાહેબ."

સકળ જીવનનો આધાર હતો ! હજામત ન કરાવું તો લેવીમાં ન જવાય, લેવી ચૂકું તો મોમે નીકળી જાય. લેવીમાં ન જવાય તેથી જે. પી., ઓ. બે. અને અંતે વધતાં વધતાં રા. સા. અને અંતે છેક ઠેઠ રા. બા. સુધી થવાની મારી આશા ધુળમાં મળી જાય, અને ધુળપર લીપવા જેવો મારી આશાનો ચોકો થઇ જાય. જોત જોતામાં દીર્ઘ દૃષ્ટિથી હજામત ઉપર મેં આ આખી ઇમારત ખડી થતી જોઇ. તેથી હજામની વધુ વાટ ન જોતાં, હું તેની ખોળમાં ચાલ્યો. રસ્તામાં ખબર પડી કે, આજે હજામોના વારા છે ! તેથી કોઇપણ હજામ મળી શકશે નહીં. મને વિચાર થયો કે શું ' લેવી ' ને લીધેજ હજામોએ કાવત્રાંખોરી એકસંપી કરીને હડતાલ પાડી છે ? શું એ ફોજદારી ગુન્હો નથી ? મને ઓનરરી મેજીસ્ટ્રેટ થવા દે, અને પછી આવી હડતાલ પાડી જોવી અને પછી તેમને પોલીસ મારા આગળ ખડા કરે, તો પછી તેમને ખબર પડશે કે " લેવી " જેવે પવિત્ર દિવસે વારા પાળવા એ કેવો રાજદ્રોહી ગુન્હો, ફીતુર વગેરે છે. તે ફીતુર નહીં તો બીજું શું ! પ્રતિષ્ઠિત નાગરિકોને નામદાર ગવર્નરથી વિમુખ પાડવાની તરકટી તજવીજ તે છે. તેટલું છતાંએ મેં હીમ્મત હારી ખાધી નહીં. હજામવાડામાંથી પરભારો હું ફટલરી બજારમાં ગયો. ત્યાંથી મેં એક બટલરનો અસ્ત્રો લીધો. દુકાનદારને કહ્યું કે " સારો કાઢી આપજે, લેવી લાયકનો હોવો જોઇએ. " આ ચાદગાર ઉદગાર તેના કાન પર પડતાંજ જાણે કાન ફાટી ગયાં હોયને અને સાથે આંખ ફાટી જતી હોયને, તેમ તટાર થઇ આંખો ઉઘાડી, મને ટીકી ટીકીને જોવા લાગ્યો. મને હર્ષ થયો કે " લેવી શબ્દજ કેવો મંત્ર પેઠે ચમત્કારિક અને માયાવી છે કે તેનું શ્રવણ કરતાંજ લોકો ભડકી ઉઠતા જણાય છે ! ધન્ય છે મારા ભાગ્યને ! ઘેર આવીને મેં સાબુથી દાઢી રંગવા માંડી. પછી અસ્ત્રો ઉગામ્યો. તેવંત મારી સ્ત્રી માથે પાણીનું બેડું લઇને ઉમરા પર આવી પહોંચી. મને જોઇને તે ચિત્ર પેઠે સ્તબ્ધ થઇ ગઇ. પહેલાં ડોળા ઉંચે ચઢી ગયા; પછી જીભ બહાર કાઢી. તેથી હું ચમક્યો કે સોના-પોરના ધામા તો નથીને ? લેવીમાં જવાને બદલે, મારે ત્યાં સગાંવહાલાની ' લેવી ' ટાઢુના યુનીફોર્મમાં—ન ભરાય તો સારૂં આ વિચારમાં મારા હોસકોસ ઉડી જવા માંડતા હતા એટલામાં મારા મીસીસે સ્વરૂપ બદલ્યું અને મુખારવિંદ તથા ભ્રકુટિ સંકુચિત કરી, અને મારા ભણી છલંગ મારી બોલી કે " એક ભવમાં બે ભવ આ શો કરવા માંડો છો ? આ નવો હુન્નર ક્યારથી શીખવા માંડયો ? તમારે હજામ થવું હોય તો થજો પણ મારે હજામડી નથી થવું ને સુવાવડીની સુંવાવડ કરવા નથી જવું." પછી મેં તેને " લેવી ' માં આમંત્રણ, હજામના વારા વગેરેની વીગતવાર સમજ પાડી ત્યારે તે ઠંડી પડી. એટલામાં દાઢી પર સાબુનું ફીણકચારનું સુકાઇ ગયું હતું. તેથી ફરીથી ક્રિયા આરંભી. અને અસ્ત્રાનો ત્વચા સાથે સ્પર્શ કરવાનો સંકલ્પ કીધો. પણ ક્યાંથી હજામત શરૂ કરવી તેની સમજ પડે નહીં. મારો હાળાયો ક્યાંથી શરૂ કરતો હતો, ડાબે ગાલેથી કે જમણે ગાલેથી, વચમાંથી કે છેડેથી, તે કશું કેમે કર્યું યાદ આવે નહીં. આટ આટલા વર્ષ હજામત કરાવી છતાં આટલુંએ યાદ ન રહ્યું તે પરથી મને મારી યાદદાસ્તશક્તિ પર કંપારી છૂટી. અંતે મેં દાઢી પર પ્રથમ પ્રહાર કરવાનો સંકલ્પ કર્યો, પણ આશ્ચર્ય ! બાલને બદલે ચામડીની છાલ ઉખડી પડી, ને અસ્ત્રો દાઢીની અંદર પેસી ગયો ! ઉંડા ઘા પડીને મારી દાઢી લોહી લોહીવાળી થઇ ગઇ, તે લૂછીને મેં કામ

...કુવામાં પડતાં જે પાણીના ઉછાળાનો ભયંકર ધ્વનિ થયો તે પાડોસીઓના શ્રવણે પડયો. તેઓ ધાંધાટ કરતાં કુવાની પાસે દોડી આવ્યાં. અલ્પ સમયમાં જ કમળા તથા હેના શિશુ ઉભયને કુવામાંથી બ્હાર કાઢવામાં આવ્યાં. વિયોગ વિહ્વળા માતા અચેતનાવસ્થામાં હતી કિન્તુ ન્હાના બાળકનું પ્રાણપંખેરૂં ઉડી ગયું હતું. તુરતજ હેમને હોસ્પિટલમાં લેઇ જવામાં આવ્યાં. કમળા ચેતનતા મેળવીને આરોગ્યવતી થઇ ગઇ. આત્મહત્યાનો યત્ન કરવાનો તથા બાળકના મૃત્યુના કારણ થઇ પડવાનો આરોપ સરકાર તરફથી હેના ઉપર મૂકવામાં આવ્યો.

(૨)

પ્રલ્હાદરાય સેશન કોર્ટના વિચારપતિ (ન્યાયાધિશ) હતા. હેમણે કમળાને પ્રાણદણ્ડની આજ્ઞા ફરમાવી. આ નિષ્ઠુર આજ્ઞાને કાંઇક કોમળ કરવાને માટે બેરિસ્ટરોએ ઘણી મહેનત કરી, વિચારપતિને અનેક બક્ષિસો પહોંચાડવામાં આવી, માર્મિક શબ્દોમાં દયા દર્શાવવા માટે પ્રાર્થના કરી, કિન્તુ એ સર્વે યત્નો વિફળ થઇ પડ્યા.

આ ક્રૂરતાનું એક કારણ હતું. પ્રલ્હાદરાયની યુવાવસ્થાનો ઇતિહાસ જાણવાથી આ વાત ઉપર પ્રકાશ પડશે. વિચારપતિ મહાશય સ્રીઓ તરફ આટલી બધી ક્રૂર દ્રષ્ટિથી શા માટે જોતા હતા હેનું એક કારણ હતું.

પ્રલ્હાદરાય જ્યારે પાઠશાળામાં અધ્યાયન કરતા હતા ત્યારે તેમના મકાનની પાસેજ પોતાનાં માતા પિતાને ગૃહે લક્ષ્મી નામની એક બાલિકા રહેતી હતી. અલ્પાવસ્થામાં જ તે વિધવા થઇ ગઇ હતી. વૈધવ્ય દશામાં દુઃખી થતી લક્ષ્મીને પડદાની અંદરથી સંસારના જે થોડા ઘણા દેખાવો તેની નજરે પડતા હતા તે સ્વર્ગીય લાગતા હતા. તે એમજ સમજતી હતી કે, બહારની સુવર્ણભૂમિ ઉપર આનંદની લુંટ મચી રહી છે. એજ; એકલી હેવી દુઃખિની છે કે જેની મનોવાંચ્છના અપૂર્ણ રહી જાય છે. તે એક એવી નિરાશ્રયા છે કે જેને કોઇ પણ પ્રકારનું સુખ પ્રાપ્ત નથી.

પોતાના ગૃહકાર્યથી નિવૃત્ત થયા પછી લક્ષ્મી પોતાના બે માળના ગૃહની અગાસીમાં બેસીને સડકની ઉપર મનુષ્યોને આવતાં જતાં જોયા કરતી હતી, તે એમ વિચારતી કે આ જનાર આવનાર મનુષ્યો કેવાં સુખી અને સ્વતંત્ર છે, તેમનાં પ્રફુલ્લ મુખમંડળોને જોઇ તે પોતાના અનુમાનને સત્ય સમજતી હતી. પ્રલ્હાદ બાબુનો વાંકો વેશ તથા લટક ચાલ જોઇ તે પોતાનાં નેત્રોને તૃપ્ત કરતી હતી. લક્ષ્મીને માટે તે એક અવતાર હતો. તથા મનુષ્યોની સરખામણીમાં તે દેવતા હતા.

જો લક્ષ્મીનું ભાગ્ય ખરાબ ન હોત તો તે પોતાની શ્રદ્ધાના પાત્ર સાથે જીવનપર્યંત કલ્પનાની અંદર ક્રીડા કર્યા કરત, પરંતુ તે પોતાના ભક્તિભાજની આંખોના ઓટમાં અધિક દિવસ રહી શકી નહિં. પ્રલ્હાદરાયે લક્ષ્મીરૂપી શિકાર પર કટાક્ષ શર ફેંક્યાં. પરિણામ એ થયું કે ઉભયનો સમ્બન્ધ દિવસે દિવસે ગાઢ થતો ગયો. પ્રલ્હાદરાય "વૈજનાથ" એ કલ્પિત નામ ધારણ કરી પત્ર લખવા લાગ્યા. લક્ષ્મીના ઉત્તર તૂટ્યા ફૂટ્યા શબ્દોમાં, કંપિત હસ્તદ્વારા લખાયલા આવવા લાગ્યા. ધીમે ધીમે એ વિધવાની કાયા પણ પલટી ગઇ, જ્ઞાન-વિમૂઢા બની જઇ હેણે પ્રલ્હાદરાયને આત્મસમર્પણ કરી દીધું.

એક રાત્રિએ લક્ષ્મી પોતાનાં માતાપિતાનો ત્યાગ કરી ગૃહેથી બ્હાર નીકળી. પ્રતિજ્ઞાનુસાર પ્રહ્લાદરાય ઉર્ફે વૈજનાથ ગાડી લેઇ બ્હાર ઉભો હતા. લક્ષ્મી ગાડીમાં ભરાઇ ગઇ. તેના ભક્તિ ભાજન પણ ત્વરાથી ગાડી ઉપર સવાર થઇ ગયા તથા લક્ષ્મીની સાથે બેઠા. ત્હેમના શરીર સાથે પોતાનું શરીર અડકતાંજ ત્હેનું મ્હોં પીળું પડી ગયું. પશ્ચાત્તાપે ત્હેને ઘેરી લીધી. ત્હેનું મસ્તિષ્ક નીચું થઇ ગયું. એ અવસ્થા ત્હેને અત્યંત દુઃખદાયક જણાઇ. જે જે ભાવ તે સમયે ત્હેના મનમાં ઉદય પામતા હતા તે તે સકળ આ દુસ્સાહસને માટે ત્હેના હૃદયને પીડિત કરવા લાગ્યા. ત્હેના આ નવીન ભાવોએ ત્હેની ભવિષ્યના સુખની આશા ઉપર પાણી ફેરવી દીધું. જ્યારે ગાડી ત્વરાથી દોડવા લાગી ; ત્યારે લક્ષ્મીએ વ્યથિત હૃદયે કહ્યું:—" હું તમારા પગે પડું છું. કૃપા કરી મ્હને પુનઃ મ્હારે ગૃહે જવા દ્યો. " કિન્તુ આ સકળ અરણ્યરૂદન હતું. ગાડીએ તો ઉતાવળથી રસ્તો કાપવા માંડયો.

આટલી ઘટના પ્રહ્લાદના આરમ્ભિક ઇતિહાસને માટે પૂરતી છે. આ અવસ્થાનું વૃતાંત શ્રવણ કરવાને માટે ઘણા ધૈર્યની આવશ્યક્તા છે તેમજ તે શ્રવણ કરાવવાથી કાંઇ લાભ પણ થાય તેમ નથી.

( ૩ )

આજે યુવક વૈજનાથના પલાયન સંબંધીની કથા કોઇ પણ જાણતું નથી, યા તો કોઇને યાદ પણ નથી. એ સકળ કથા સમયના અથાગ સાગરમાં ડૂબી ગઇ છે. હવે તો પ્રહ્લાદરાયનું ચરિત્ર સુધરી જઇ આદર્શ સ્વરૂપ બની રહ્યું છે. ધાર્મિક પુસ્તકોનું અધ્યયન, મનન તથા વિવેચને રાત્રિદિવસ યથાંજ કરે છે. સન્ધ્યોપાસનાદિમાં કોઇ પણ પ્રકારની ત્રુટિ થતી નથી.

કમળાને પ્રાણદણ્ડની આજ્ઞા ફરમાવ્યા પછી થોડા દિવસે પ્રહ્લાદરાય કારાગાર જોવાને ગયા. તેઓ અન્ય કેદીઓને તપાસતા હતા હેવામાં બે સ્ત્રીઓને લ્હડતી ત્હેમણે જોઇ. સરકારી જેલમાં એક નોકરી કરનારી સ્ત્રીને કમળા સખ્ત વાક્યોથી ધમકાવે છે. ક્રોધથી ત્હેનું કપાળ લાલ થઇ રહ્યું છે. આ પ્રકાર જોઇ પ્રહ્લાદરાયને આશ્ચર્ય લાગ્યું. ત્હેમણે સ્વતઃ વિચાર્યું કે:—" હાનું મૃત્યુ આટલું બધું નિકટ છે છતાં આટલો કલહ ! સ્ત્રી જાતિની માયા સ્હમજવી મહા દુર્લભ છે. તે મૃત્યુ થયા પછી યમદૂતોની સાથે તકરાર કરે એવો સંભવ છે!!! "

પ્રહ્લાદરાયના નિકટ જઇને કમળાએ પોતાના બન્ને હાથ જોડી નમ્રતાથી નિવેદન કર્યું કે:—" વિચારપતિ સાહેબ ! કૃપા કરીને આ સ્ત્રી પાસેથી મ્હારી મુદ્રિકા અપાવો. "

તપાસ કરતાં એમ માલૂમ પડી આવ્યું કે, કમળાએ પોતાની વેણીમાં એક મુદ્રિકા છુપાવી રાખી હતી. પેલી નોકરી કરનારી સ્ત્રીએ તે જોઇ હતી તેથી ત્હેની પાસેથી જુલમથી ખુંચવી લીધી હતી. પ્રહ્લાદરાયે પુનઃ પોતાના મન સાથે કહ્યું:—" આ સ્ત્રી ફાંસીની આગળ ઉભી છે તો પણ એક નજીવી મુદ્રિકા માટે આટલો બધો મોહ દર્શાવે છે !-સ્ત્રી-જાતિ, ત્હારી લીલા ખરીજ વિચિત્ર છે!"

મુદ્રિકા દેખાડવાનો પેલી સ્ત્રીને હુકમ થયો. હેણે તરતજ તે મુદ્રિકા પ્રહ્લાદરાયના હાથમાં મૂકી.

પ્રહ્લાદરાય આશ્ચર્યથી ચમકી ઉઠયા. જાણે હેમના હાથ ઉપર કોઇએ સળગતો અંગારો કેમ ન મૂક્યો હોય! એ મુદ્રિકામાં એક વાંકા તરુણયુવકનું ન્હાનું ચિત્ર હતું તથા "વૈજનાથ" નામ કોતરેલું હતું. મુદ્રિકા ઉપરથી નજર ઉંચી કરી પ્રહ્લાદરાયે કમળાના મુખ તરફ પ્રેમપૂર્વક દ્રષ્ટિ કરી તો ચોવીસ વર્ષ પૂર્વેનું પરિચિત ચિત્ર હ્મેમની નજરે પડયું !!

વિચારપતિ પ્રહ્લાદરાયના ભાવ પરિવર્ત્તન પામ્યા. જે સ્ત્રી થોડા સમય પૂર્વે હેમને કલંકિની તથા પતિતા જણાઇ હતી તેજ સ્ત્રી હવે અદ્વિતીય અને ઉજ્જ્વલ કાન્તિમયી દેવી દેખાવા લાગી. તે એકાએક બોલી ઉઠયાઃ—" કમળા—નહિં નહિ, પ્રાણપ્રિયા લક્ષ્મી ! ! "

---

## સાયન્સ ( વિજ્ઞાન ) વિદ્યા ઇ. સંબંધી નવીન શોધો તથા વિચારો ( સટીક ).

**હવે આગની મધ્યમાં તમે ભૂસકો મારી શકશો !**—પૂર્વે બખ્તર શત્રુના સોખંડથી અકારય હતું, પણ અગ્નિથી ઉનું થયા વગર રહે એવું તો હવે હવેજ શોધાયું છે. આગમાં ન બળે એ પણ બસ નથી. તે ગરમ પણ થવું ન જોઇએ. એ સારૂ એવી જાતનાં વસ્ત્રનો ' સૂટ ' તૈયાર કર્યો છે. " ફાયરપ્રુફ " કેન્વાસની આ બનાવટ છે. એજ કપડાનું અસ્તર અને બહારનો ભાગ મળીને એક કોથળી પેઠે તે બેવડું છે. ગળા ઉપર એક છિદ્ર રાખીને તેમાં ચીંદી જેવી ચીજ મૂકી છે તેને સુંઢ અથવા પાણીની નળી જોડે જોડી છે. તે છિદ્રદ્વારા ઉપલા કપડાંની સઘળી પોલમાં દૂરથી નળીદ્વારા પાણી પહોંચાડી શકાશે પગ આગળ અમુક ભાગના છિદ્રથી આ પાણી નીરંતર નીકળી જતું રહેશે અને તે રીતે નિરંતર ઠંડા પાણીનો મારો શરીરના દરેક અવયવ ઉપર રહેશે, તેથી તે માણસ આગની મધ્યમાં બળશે નહીં એટલુંજ નહીં પણ ગરમ પણ નહીં થાય ! માથા ઉપર ટોપમાં પણ નિરંતર પાણી પ્રવેશવાની યોજના કરી છે, તેથી માથાને પણ હાનિ થઇ શકશે નહીં ! આ કેન્વાસનાં ' ફાયરપ્રુફ ' બખતરનું વજન હલકું છે. માત્ર ૨૫ રતલ છે. મ્યુનીસીપેલીટીના બંબાવાળાઓ તે ધારણ કરી શકશે. ગણતરી કરીને પાણીની નળી ના. ઇંચના વ્યાસની રાખી છે, તેથી પાણી જોઇએ તેટલુંજ શરીરપર વર્ષદ્ રહેશે. પણ તાજી હવાનું કેમ ? તેની પણ વ્યવસ્થા કરી છે. તેની પણ જૂદી નળી ટોપ સાથે વળગાડી હોય છે. અમેરીકાના સીન્સીનેટી ખાતે બનાવટી પ્રચંડ આગ વેળા આ બખતરનો પ્રયોગ કરી જોવામાં આવ્યો હતો. બહારના જોનારાઓ તો આગથી ૨૦ ફુટ દૂરથી આગળ જઇ શકતા નહોતા, પણ માણસો ભડકાની મધ્યમાં ગયા અને પાંચ મીનીટ સુધી રહ્યા તથા આગ બૂઝવી

નાખી. આશા છે કે આ શોધ સંપૂર્ણ રીતે વ્યાવહારિક સ્વરૂપ લેશે. હીંદુસ્તાનમાં એની થોડી જરૂર નથી. અહીંની વીમા કંપનીઓએ વધારે પાકી ખબર કાઢવી જોઇએ.

**ભોજ્ય વસ્તુ બગડતી અટકાવવા સારૂ બરફની હવે જરૂર નથી**—કોઇ પણ ખાદ્ય વસ્તુ સડતી અટકાવવા સારૂ તે ઠંડીમાં રાખવી પડે છે. માંસ, માછલી ઇત્યાદિ ચીજો હોટલોમાં બગડે નહીં તે સારૂ બરફથી ભરેલા ખાસ ઓરડામાં ભરી રાખવામાં આવે છે એ પ્રસિદ્ધ છે. પરંતુ બરફ નિરંતર ઓગળતું હોવાથી આ ક્રિયા બહુ મોંઘી પડે છે. એક બેલ્જીયન રસાયણશાસ્ત્રી નામે આઇસોડોર હીરસેવે ભોજનનાં પરમાણુઓ સડતાં અટકાવવા એક નવીન યુક્તિ શોધી કહાડી છે: કાર્બન જેવી સોંઘી ચીજમાંથી તેણે ખાસ 'ઇંગ્લેશ' બનાવ્યા છે. તે ચોસલાઓ સળગાવતાં જે ધુમાડો નીકળે તે ભોજ્ય વસ્તુની આગળ પાછળ લાગતાં, તે ધુમ્રનું એક પાતળું પડ તેને બાઝી જશે. તે પડ અદ્રશ્ય રહેશે પણ તેનો ગુણ દ્રશ્ય થશે. તે પડને લીધે ખોરાક હવાના સંબંધમાં નહીં આવવાથી સડતો તદ્દન બંધ થઇ જશે। ગરમ પ્રદેશમાં દરેક ચીજ—માણુસ સુદ્ધાં—વહેલાં પાકે—સડે છે—સડો એ અતિ પાકનું બીજું નામ છે. આ ક્રિયા પછી ગમે તેવા ગરમ પ્રદેશમાં ઘણોજ લાંબા કાળ સુધી દરેક ખાવાની ચીજ એમને એમ, બગડવાની ભીતિ વિના રાખી શકાશે. બેશક તે ખાવા પહેલાં તે પડ કાઢી નાંખવું જોઇએ અને તે વસ્તુ તપાવવાથી કે સેકવાથી કે તળવાથી તે પડ નીકળી જાય છે.

**મનુષ્યના વાળનો વ્યાપાર**—બહુ ધીકતો છે. ઇટલી તેનું કેંદ્ર છે. ઇટલી ડેલ્મેશીયા,અને સ્વીટ્ઝર્લેંડના ગરીબ ખેડુત વર્ગોના સ્ત્રીઓ કમાઇ સારૂ વાળ ઉતરાવે છે. તેમને માથે વાળ વરસમાં બે વાર ઉગે છે, અને ખાસ ધંધો હોવાથી બહુ ઝડપથી ઉગે તેની દરેક યોજના કરે છે. હવે આ વાળ આપતાં કાંઇ તેઓ બોડી થઇ જતી નથી. નવી હીંદુ વિધવા પેઠે કાંઇ તેઓ સદંતર બોડાવી દેતી નથી. માત્ર વાળનો પાછલો ભાગજ ઉતરાવે છે, અને આગલો ભાગ એવી રીતે ઓળે છે કે પાછળ ઘેટાનું ઉન ઉતર્યું છે તેની એકદમ ખબર પણ પડી શકતી નથી.

**નખની ઉગ**—શરીર વધતું બંધ પડે પણ નખ તો ઉગ્યાજ કરે છે. અવલોકનથી જણાવ્યું છે કે દર અઠવાડીયે નખ એક ઇંચના બત્રીસમા ભાગ જેટલો ઉગે છે, એટલે કે એક વર્ષમાં ને. દોઢ ઇંચ ઉગે છે. શેઠીયા ચીનાઓ હાથે કામ કરતા નથી એવી એશઆરામ બતાવવા નખ કપાવતા નથી. તેઓના નખો વધીને અંતે ગુંચળા વળે છે ને તે સુંદર મણિજડિત ખોલીમાં મૂકવામાં આવે છે. હવે આ નખ કાંઇ બધાજ સરખી ઝડપે ઉગતા નથી. અંગુઠો તથા નાની આંગળીના નખ બીજા કરતાં જરા ધીમે ઉગે છે. વચલી આંગળીના સૌથી ઝડપથી ઉગે છે. વળી બીજી વિચિત્રતા એ જોવામાં આવે છે કે, ઉન્હાળામાં શિયાળા કરતાં નખ જલ્દી ઉગે છે! કેટલાક એમ પણ કહે છે કે ડાબા કરતાં જમણા હાથના નખ વહેલા વધે છે. હાથના નખની આ કથા થઇ. પગનો નખ કરતાં બહુ ધીમે ઉગે છે. તેની ઝડપ આંગળીઓના નખ કરતાં ચોથે ભાગે માત્ર છે.

**ગાવું એ પણ એક શારીરિક કસરત છે**—આ બાબતની તપાસ કરવા સાર

સેંટપીટર્સબર્ગ ( હવે પેટ્રોગ્રાડ ) માં મળથી ત્રેપન વરસની ઉંમરનાં કુલ–૨૨૨—ગાયકોની વૈદક તપાસ લેવામાં આવી હતી. તેથી જણાયું હતું કે તેમની છાતીનો પટ, નહીં ગાનારાઓ કરતાં સામાન્ય રીતે વધારે પહોળો છે. મનુષ્યોને જે રોગો લાગુ પડે છે તેમાંના ઘણાંખરા બરોબર શ્વાસોશ્વાસ નહીં લેવાથી ઉદ્‌ભવે છે. બરોબર શ્વાસ નહીં લેવાથી ફેફસાં જોઇએ તેટલાં ફુલતાં નથી. અને તેથી જે વિષ હવા દ્વારા નીકળી જવું જોઇએ તે શરીરમાં ચાલ્યું જાય છે. હવે ગાવા દરમીયાન કુદરતીરીતે રેચક પ્રાણાયામ થાય છે. તેથી દુર્ગંધી યુક્ત વાયુ નીકળીજ જાય છે તેમજ તેને શ્વાસ પણ વધારે લેવા પડે છે. આ કારણથી છાતી મજબુત અને પુષ્ટ થાય છેજ. ગાવા દરમીયાન શરીરને એમને એમ ઑક્સીજન વધારે મળે છે એ દેખાતું છે. ભાષણ કર્તાને પણ એવોજ લાભ થાય એ સ્પષ્ટ છે.

**જંતુઓની જબરદસ્ત ઘ્રાણશક્તિ**—પ્રકૃતિ માત્રમાં ગંધનો ગુણ છે અને તે જાણવાની ઘ્રાણશક્તિ સર્વે પ્રાણીઓમાં, મનુષ્યમાં સૌથી ઓછી છે. બાળક ૧–૨ા વર્ષનું થતાં તેને ગંધ, સુગંધ કે દુર્ગંધ જેવું કાંઇ હોતુંજ નથી. પરંતુ કીટ જંતુઓમાં ઘ્રાણ શક્તિ બહુજ તીવ્ર છે, જો કે બીજી જ્ઞાન ઇંદ્રિયોનું બળ બહુ કમ હોય છે. કીડીને મિષ્ટાદિ પદાર્થોની વાસ ઠેક દસ માઇલ દૂર સુધીથી આવે છે, પરંતુ કુદરતે એ ઉદારતાનો બદલો તેમને તદ્દન બહેરી બનાવીને વાળ્યો છે ! તેમની આંખે પણ બરોબર દેખાતું નથી. આંખનાં કીરણો દરેક દિશામાં જાય છે પણ તેઓ વચમાં આવતા અંતરાયો બરોબર જોઈ શકતા નથી, ઉડતા જંતુઓની ઘ્રાણ શક્તિ ઇતર પ્રાણિ માત્ર કરતાં ચઢતી છે, જો કે નાક અદ્રશ્ય છે. ફ્રેંચ જંતુ શાસ્ત્રી પ્રખ્યાત ફેબરે સ્ત્રી પોપટીઓને એક પોલાદના છિદ્રવાળા પાંજરામાં પૂરી, અને જ્યાં એવી જાતનાં જીવડાં ઘણે દૂર સુધી હતાંજ નહીં, ત્યાં તે પાંજરું મૂક્યું. થોડાજ વખતમાં માઇલોને માઇલોની મુસાફરી કરી તે પુરુષ પોપટીઓ, પોતાની પ્રાણેશ્વરીઓની વાસ આવતાં ત્યાં આવીને પાંજરા ઉપર ભમતા હતા ! માખોનો આધાર પણ વાસ ઉપર છે. ઘણે દૂરથી તે પર બેસીને આમ તેઓ આવે છે. દિશા પણ તેમને એની મેળે જ્ઞાત થાય છે. પવનના ઝપાટામાં તણાઇ જવા છતાં પણ ઇષ્ટ ધામે તેઓ આવે છેજ. મચ્છરો પણ તીવ્ર નાકવાળા છે. તેઓ રાતના માણસ ક્યાં સુતો છે તે માણસની વાસ આવતાં જાણે છે ને વગર જોયે, નાકની મદદે, માણસના કાન આગળ તંબુરો બજાવતા આવે છે.

**પ્રેમ આદિ વિષના નાશની શોધાયલી રસી**—મગજના રોગોના પ્રખ્યાત સ્પેશીયેલીસ્ટ ડો. મેરીસ દલ્લપુરી યુરોપના યુવાનો તથા યુવતીઓનો પ્રેમથી ગાંડા જેવા થવાનો રોગ સારો કરનારી રસી શોધી કાઢેલી હોવાનો દાવો કરે છે. તે કહે છે કે પ્રેમાંધતા પણ એક માનસિક રોગ છે, ને શારીરિક જેવોજ છે. પ્રેમ એ એક વિષ છે ને સૌથી ખરાબ જાતનું વિષ છે. જુદા જુદા નિશાકારક વિષોના તે પાંચ વિભાગ પાડે છે. દાસ બનાવી દેનારા વિષોમાં પ્રેમ સૌથી કાતીલ છે. નિશાકારક વિષમાં તેથી ઓછું કાતીલ તે અફીણ અને હશીશ છે. તેથી ચઢીયાતું તે મોર્ફીન, કોકેન અને ઇથર છે. ચોથો તંબાકુ છે. ડૉક્ટર કહે છે કે પ્રેમાંધ મનુષ્યે પોતાની બનાવેલી રસી મુકાવી તથા પ્રેમના વિષયથી દૂર રહેવું—વખતે પાછલાનીજ ખરી અસર નહીં હોય ? પ્રેમની નિશામાં ચકચૂર મનુષ્યોના જ્ઞાન-

તંતુઓ બગડે છે. અને તે કેવી રીતે બગડે તથા આડાઅવળા દોડે છે તેના નકશા સુદ્ધાં તેણે બારીક નાજુક વીજળીક યંત્રોની મદદથી પાડ્યાં છે. તે પરથી તેને "ટાઇફોઇડ" જ્વરમાં જે રીતે જ્ઞાનતંતુ વાંકા વળતા દેખાય છે તેવાજ પ્રેમજ્વરથી થતા દેખાયા છે. એક માણસને તેણે પાંચ અઠવાડીયાંમાં તદ્દન સારો કર્યો હતો-પ્રથમ ડોક્ટર તેને નાના અંતર દરમ્યાનજ તેની પ્રાણેશ્વરીથી દૂર રાખતો, અને પછી ધીમે ધીમે દવાની અસરથી પ્રેમ ઘટતો ગયો તેમ તેમ વધારે મોટા ખોંચા પાડતો ગયો. બે અઠવાડીયામાં તેને શાંતિ થઇ ને પાંચ અઠવાડીયાની આખરે તો તેનો નવો અવતાર થયો ને વાતજ ભૂલી ગયો ! સારે ભાગ્યે હીંદુસ્તાનમાં આ રસીની બહુ જરૂર નથી. સ્વયંવર પધ્ધતિનોજ એ સંભવિત રોગ છે. અહીં પૂર્વે પ્રેમ થતો નથી-સીમંત પછી થાય તો થાય ! દરદજ નહીં તો દવા શાની ?

**શ્રેપનેલ ગોળાઓ તે શું છે ?**—હાલની લડાઇના સમાચારમાં આ શ્રેપનેલ ગોળાઓ વિષે બહુ વાંચીએ છીએ, પણ તે કેવી ચીજ છે તેની. થોડાનેજ ખબર હશે. તે ઉડતી તોપ જેવી છે. આકાશમાં ઉડતાં પણ તેમાંથી છરા તો નીકળતાજ રહે છે ને જમીન પર પડતાં તે ફાટે છે. ને ત્યાં આગળ જે કાંઇ હોય તે સાફ કરી નાંખે છે. તોપમાંથી શ્રેપનેલ ગોળો નીકળે છે તેના દારૂગોળાના દબાણથી એ ગોળા પર ચોરસ ઇંચ દીઠ ૩૫ હજાર રતલ જેટલું દબાણ થાય છે: તે દબાણને લીધે આકાશમાં તે ગોળો જાણે સૂર્યના પૃથ્વી પર આવતાં કીરણની ઝડપે, દર સેકંડે પાંચ લાખ ફુટ જેટલા મહા વેગથી દોડે છે.

**હાલની બંદુકની ગોળીની વિચિત્રતાઓ**—ગોળીઓની પણ ચિત્રવિચિત્ર જાતની બનાવવામાં આવે છે. એક ગોળાથી ઘા વિશેષ થતો નથી પણ માત્ર નિશા ચઢે છે જેથી ૨-૪ દિવસ ઘાયલ માણસ નકામો થઇ પડે છે. હવેની બંદુકની ગોળી પહેલાં જેવી નથી. તે બહુ ન્હાની હોય છે. તે જો મર્મભાગમાં ન જાય તો તો કીડું કરડ્યું એટલુંજ દુઃખ થાય છે. બહાર જખમ પણ બહુ ન્હાનો થાય છે. જરાકજ લોહી નીકળે છે. એ નાની ગોળી ઠેઠ અંદર જાય છે પરંતુ તેનાથી અતિશય વેદના થતી નથી, જો કે ઘણું ખરૂં વધુ લડવા ઘાયલ થયેલો માણસ અશક્ત થઇ જાય છે. બીજી વિચિત્રતા એ છે કે જો આ ગોળીઓ ઉંચે આકાશમાં છોડવામાં આવે તો તે પછી હેઠળ ન આવતાં, આવતાં પહેલાં હવા સાથના ઘર્ષણથી નાની થઇને અંતે અદ્રશ્ય થઇ જાય છે ! એટલા તો જોરથી તે છૂટે છે કે તેને હવા સાથે બહુજ સખત લડાઇ થાય છે, અને તેથી ગોળી નીચે પડે તે પહેલાં તો હવા સાથે તે ઘસાઇને વરાળ રૂપ થઇ જાય છે !..

**લડાઇમાં ગરૂડો તથા કબુતરોનો ઉપયોગઃ**—મનુષ્યોની લડાઇમાં ચોપગાં ઢોરો તો સીધી તેમજ આડકતરી રીતે કામે આવે છેજ. પણ તે ઉપરાંત પક્ષીઓ પણ કામ આવે છે. ગરૂડ પક્ષીઓને કેળવીને, ઉડતાં વિમાનોને ચાંચે પકડીને ઉરડાવી નાંખવાની તેમને ખાસ કેળવણી આપવાના અખતરા ફ્રાંસમાં જર્મનીથી થયલા જણાવવામાં આવે છે. હમે અગાઉ આ સંબંધી વિવેચન કરી ગયા છીએ. આ ગરૂડો કેવી રીતે કેળવાય છે તેની તો પીગત જાણવા જેવી છે. નાઇસ ખાતે ફ્રેંચ લશ્કરી અમલદારોએ ગરૂડોને કેળવ્યા હતા. પ્રથમ બંદુક અને તોપના અવાજથી તેમને ટેવવામાં આવ્યા કે જેથી વિમાનીઓની

બંદુકથી તેઓ બીહે નહીં. પછી નમૂનાના વિમાનો પર ખોરાક મૂકીને તેની પોછળ ઉડવા તેમને લલચાવવામાં આવતા. તેથી તેઓ તે યંત્ર તરફ દોડીને તેના ટુકડેટુકડા કરી નાંખતા ! થોડા ગરૂડો આ પ્રમાણે ગમે એવા મજબુત વિમાનને ફાડી નાંખી શકે છે. વળી એવી યોજના છે કે, વિમાન કરતાં પણ વિમાનને હાંકનાર પર હલ્લો કરવો, તેથી તે તે ગરૂડોની સામે થતાં બહુન છોડી દેવું પડશે ને તેથી તે ઉલ્ટાઇને ગબડી પડશે ! કેળવાયલા કબુતરો પણ સંદેશા લઇ જવા લાવવામાં બહુ ઉપયુક્ત છે, તેઓ ઉડતાં થાકતાજ નથી. દર કલાકે માઇલની ઝડપે દસ કલાકમાં ૬૦૦ માઇલનું અંતર તેઓ કાપે છે. ઇંગ્લેંડમાં જર્મન જાસુસોનીની ગુપ્ત જગાએ જતાં એવા જસો કબુતરોને જર્મન લડાઇ ખાતાએ શીખવ્યાં હતાં. પણ લડાઇ ફાટતાંજ એ છસોએ છસોને ઇંગ્લેંડની સરકારે મારી નાંખવાની ફરજ પાડી હતી ! એ કબુતરો બહુ કીમતી હોય છે. કેટલાકની કીમ્મત તો રૂ. ૧૫૦ જેટલી થવા જતી હતી.

**તોપનો અવાજ કેટલે દૂર જઇ શકે છે ?**—એ પ્રશ્ન પૃથ્વીના વર્તમાન લાલ લડાયક વાતાવરણને લીધે બહુ પૂછાય છે. લીજના કીલ્લાઓ ઉપર જર્મનીએ છોડેલી તોપોના ધડાકા ૨૦ માઇલ દૂર આવેલા, હોલેંડના માસ્ટ્રીટ ગામમાં સંભળાઇ હતી. પણ ૧૦૦ વર્ષ ઉપર લડાયલી વોટરલુની લડાઇની તોપો ઠેઠ ડોવર સુધી સંભળાઇ તે આગળ ઉપલી બિના કંઇ હિસાતમાં નથી ! ધડાકા ક્યાં સુધી સંભળાય એ વિષે ઘણો મતભેદ છે. કાન પર, અવાજે પર, વૃત્તિ પર પણ તેનો આધાર છે. પણ એટલું નક્કી છે કે વારંવાર પાસે પાસે નહીં સંભળાય છતાં દૂર સંભળાય છે ! લશ્કરના આગલા ભાગ પર તોપોના ગોળા પડતા હોય તે પાંચ માઇલ દૂરનો પાછળનો તેજ લશ્કરનો ભાગ નહીં સાંભળવાથી તેની મદદે દોડવાનો તેને ખ્યાલ પણ આવતો નથી. છતાં ૧૦ માઇલ દૂર પર તેજ ધડાકા સ્પષ્ટ સંભળાય છે ! વિજ્ઞાનીઓ આ ચમત્કારનું એવું કારણ આપે છે કે ધ્વનિના આંદોલનો કાંઇ સીધા સડસડાટ જતા નથી. પણ તે તો સમુદ્રના મોજાની પેઠે ઉંચે નીચે થઇને અંતે પ્હોળા થઇને શાંત થઇ જાય છે. હવે ધડાકો જેમ મ્હોટા થાય તેમ તેનાં મોજાં વધારે ઉંચાં નીચાં થાય તેથી જે પ્રદેશમાં મોજાં ઉચા ઉડયા હોય ત્યાં કાંઇ સંભળાય ને જ્યાં વધારે દૂર નીચે પડયા હોય ત્યાં સંભળાય !

---

## સામાજીક પ્રકરણ (સટીક).

**પરાક્રમની પરાકાષ્ઠા**—લડાઇમાં બુદ્ધિબલ કરતાં શારીરિક બલ તથા દારૂગોળાનું બળ વિશેષ જોઇએ છે એ સત્ય છે પરંતુ ચાતુર્ય અને બુદ્ધિબલનો પણ ઓછો ખપ પડતો નથી. શત્રુની હીલચાલ તથા કીલ્લાની રચના જાણવાથી જીતવાનું કામ અત્યંત સરલ થઇ પડે છે. તેથી શત્રુના ગઢમાં અને ઘરમાં છૂપે વેષે જઇ તે વસ્તુઓ પ્રાપ્ત કરવા ગુપ્ત જાસુસો દરેક દેશ તરફથી બીજા હરીફ દેશોમાં મોકલવામાં આવે છે. જર્મનીએ તો એ પ્રકારે

ણુમાં પણ હદ કરી છે તે હાલની લડાઇ પરથી જાણવાનું મળ્યું છે. જાનને જોખમે તેના જાસુસો શત્રુની સ્થિતિ, રચના ઇત્યાદિની ગુપ્ત બાતમી મેળવતા. પ્રાચીન કાળમાં જ્યારે લડાઇ ઓછી ઝડપે થતી, ત્યારે બહુ વિચિત્ર યુક્તિ કરતા. દુશ્મનના મુલકમાંથી પસાર થઇને સામે કોઇને ખબર આપવી હોય તો તે એક ગુલામનું માથું બોડાવીને તેની ખોપરી પર લખતા ! પછી પાછા વાળ ઉગાડતા જેથી દસ્તાવેજ ઢંકાઇ જતો ! ઇષ્ટ ધામે પહોંચતાં માથું મુંડાવી નાંખતા. ખબર સ્લેટ પર લખેલી જેવી વંચાતી ! બુઅર લડાઇમાં એક કાફીર જાતના છોકરાને નાગો કરીને બુઅરોએ તપાસ્યો પણ તેની પાસેથી દુશ્મનના કાંઇ કાગળો મળ્યાં નહીં તેથી લાત મારીને તેને કાઢી મૂક્યો. હવે તેના નાકના એક નસકોરામાં ઉપયોગી ખબરોથી ભરેલા પત્રનો એક વીંટો ઘોંચેલો હતો ! હાલની લડાઇમાં એક લંગડા માણસના લાકડાના પગની અંદરની બખોલમાંથી દુશ્મનોને કાગળ મળી આવ્યા હતા ! લૉર્ડ કીચનર જ્યારે સાદો સીપાઇ હતો ત્યારે ઇજીપ્તમાં ભીખારીનો વેશ ધારણ કરીને ઇજીપ્શીન અમલદારો પાસેથી દરવીશની ભાષા બોલીને ભીખ માંગવાનો ઢોંગ કરતો. એક જર્મન કીલ્લાનો નકશો એમ તો કદાપિ લઇને બ્હાર જવાય એમ નહોતું તેથી એક આશકે પોતાની માશુકની પીઠ ઉપર છુંદણાથી તે નકશો ચિતર્યો !–અને અકસ્માતથીજ તે બાઇ પકડાઇ ગઇ ! એ વાત હમે આગળ પ્રગટ કરી ગયા છીએ. લડાઇની ગમે તેટલી હાનિ હોય પરંતુ તેનાથી શોધક બુદ્ધિ તથા જાગૃતિ પ્રદીપ્ત થાય છે એમાં શક નથી.

**ઘેરો ઘલાય ત્યારે ફલાહારીઓ શું કરે ?**—આ એક વિચારણીય પ્રશ્નછે. ૧૮૭૦–૭૧ માં જર્મની અને ફ્રાન્સ વચ્ચે યુદ્ધ થયું હતું. તે વખતે જર્મનોએ પેરીસ પર ઘેરો ઘાલ્યો હતો, ને પાંચ મહીના તો પેરીસ્યનોએ દરવાજા બંધ રાખ્યા પણ અંતે ભુખમરાએ તેમને એટલા સતાવ્યા કે પરવશ થઇને લડાઇ બંધ કરવી પડી આ વખતે પેરીસમાં ખોરાક પુરતો નહોતો અને હોય પણ ક્યાંથી ? તાજી તરકારી તો મળેજ ક્યાંથી ? તેમજ બકરા મરઘી પણ ૧–૨ માસમાં પૂરાં થઇ ગયાં. માંસાહારીઓ પણ અમુક જાતનાં પશુ પક્ષીનુંજ માંસ ખાઇ શકે છે. બીજાં તો કુદરતી ખરાબ બદબો તથા ખરાબ સ્વાદને લીધે ખાઇ શકતાં નથી. ગોમાંસનો પણ તુરો સ્વાદ હોવાથી ઉચ્ચ વર્ગોના શ્રીમંત પાશ્ચાત્યો તે બનતાં સુધી ખાતા નથી. ઘોડાનું માંસ પણ, તે પ્રાણિ મનુષ્યને બહુ અંશે મળતો હોવાથી તેમજ મનુષ્યના મિત્ર જેવો હોવાથી, ખાવાના કામમાં બનતાં સુધી લેવાતું નથી. બીસ્માર્ક જેવા પાષાણ હૃદયને પણ ઘોડાનું માંસ બહુ અપ્રિય એજ કારણથી હતું. પણ જેમ ઘેરાની મુદ્દત વધતી ગઇ તેમ મોજીલા પેરીશીયનોને ઘોડાનું માંસ પણ દુર્લભ થઇ પડ્યું. તેથી રખડતી બિલાડી તથા કુતરાનું માંસ પણ વેચાવા માંડ્યું. પણ વીસ લાખની વસ્તીમાં તેના શા હિસાબ ? અંતે ઉંદર પર તુટી પડ્યા ! પેરીસની ગટરોમાં તે લાખોની સંખ્યામાં હતા, તેથી ગાડું ચાલ્યું. પણ તે પણ ખપી જવા આવ્યાં ! ઘુસના માંસની અનેક વાનીઓ લોટને બદલે બનવા લાગી. તેની ખરાબ વાસ છતાં નાક બંધ કરીને ચાવી જવાં પડતા. બિલાડી પણ છાપરેથી રખડતી આણીને નગીને ખાઇ જવામાં આવતી ! જે ઉંદરનો સ્પર્શ કરતાં પણ ચીકસી ચડતી તે દરેકનો ભાવ બેથી ત્રણ શીલીંગ હતો ! એક સાધારણ બિલાડીના પણ ૧૫ શીલીંગ પડતા. પછી પેરીસના પ્રાણી સંગ્રહાલયનાં પ્રાણીઓ છોડી છોડીને કાપી ખાવા

લાગ્યા ! વરૂનાં બચ્ચાં તરત ખવાઇ ગયાં ને તેનું માંસ દશ શીલીંગે રતલ વેચાયું. ઉંટો પણ સ્વાહા થયા, ઝેબરાનો પણ સંહાર થયો અને હાથી પણ અંતે ખવાઇ ગયા ! પશુ સંગ્રહાલયમાં બે હાથીઓ હતા, નામે કેસ્ટર અને પોલુક્સ. આનું સરકારથી લીલામ થતાં એક હજાર હેંસી પાઉંડને ભાવે " ઇગ્લીશ કસાઇખાનાં" ના માલિક મીસ્ય દેબુસે ખરીદ કર્યો. અને આનું અમૂલ્ય માંસ અમૃતને ભાવે તેણે વેચ્યું. દર રતલના ૨૦ થી ૩૨ શીલીંગ તે હોંશીને લેતા. પેટ કરતાં પગ તથા સુંઢના નાજુક માંસનો ભાવ વધારે સારો આવતો. આ રેસ્ટોરાંમાં બીલાડી, ઉંદર તથા અપરિચિત બીજાં પ્રાણીઓનાં માંસ વેચાતાં મળતાં. એના માલીકે એક મેંઢું જેનું વજન માત્ર ૨૫ રતલ હતું તે તેણે ૨૦ પાઉંડે વેચાતું લઇને તરત પાઉંડ ૪૫ ને ભાવે વેચી નાંખ્યું હતું ! છતાં પણ હજારો ગરીબ માણસો કૃત્રિમ દુષ્કાળથી મરી ગયાં. માંસાહારીઓને પણ જ્યારે આપત્તિ કાલમાં અપરિચિત પશુઓનું માંસ ખાવું પડે છે ત્યારે બહુ ભારે પડે છે, તો ફલાહારીઓના કંઠમાં તો ગમે તેવું સારૂં માંસ પણ કેમજ પેસે ? મનુસ્મૃતિ આદિ શાસ્ત્રોમાં આપત્તિ કાલે માંસ ખાવાની છૂટ આપી છે અને " વિશ્વામિત્રે કૂતરાંનું માંસ પણ દુષ્કાલમાં ખાધું " એવું ઉદાહરણ આપ્યું છે. ફલાહારીઓ આ શ્લોકને સ્વાભાવિક રીતે પ્રક્ષિપ્ત ગણે છે. પરંતુ ધેરો ઘલાવા જેવે આપત્તિ કાલે તે કેટલે અંશે ક્ષમ્ય છે તેનો નિશ્ચય થવાની જરૂર નથી એમ નથી. બેશક એ છૂટની વિરૂદ્ધ પણ ઘણી મજબુત દલીલો છે, પરંતુ આપત્તિધર્મ તરીકે તેની તરફેણમાં એક પણ દલીલ નથી એમ છેક નથી. વ્યાવહારિક બુદ્ધિના ફલાહારી મનુષ્યો માટે આ પ્રશ્ન વિચારવા જેવો અવશ્ય જરૂર લાગે છે. જો માંસ ખાવા કરતાં સમસ્ત દેશે શત્રુને શરણ થવું વાજબી હોય તોજ વિચાર કરવાનું રહેતું નથી.

**ફ્રેંચ પ્રજામાં સ્ત્રીની પદવી**—ઘણી પ્રતિષ્ઠિત છે એ કહેવાની ભાગ્યેજ જરૂર છે. ફ્રેંચો સ્વભાવે સ્ત્રીઓના રક્ષક ભક્ત, પ્રશંસક અને વફાદાર છે. ખાણાનાં મેળાવડાઓ પ્રસંગે, તેમાં હાજર રહેલી સ્ત્રીઓને ભૂલી જવામાં આવતી નથી. " બાનુઓ " ની સલામતીનો ખાસ ટોસ્ટ લેવામાં આવે છે. તેમ કરતાં સ્ત્રી જાતિનો જે ગુણાનુવાદ કરવામાં આવે છે તે જાણવાજોગ છે:—" સ્ત્રી કે જેની પાસે દરેક આનંદ માટે હાસ્ય છે, દરેક દિલગીરી માટે આંસુ છે, દરેક દુઃખ માટે આશ્વાસન છે, દરેક ચૂક માટે બ્હાનું છે, દરેક આપત્તિ માટે પ્રાર્થના છે, દરેક આશા માટે ઉત્તેજના છે, તે સ્ત્રીની સલામતી લ્યો. " "કાર્યેષુ મન્ત્રી, કરણેષુ દાસી, ભોજ્યેષુ માતા, શયનેષુ રંભા " ના આપણા પ્રખ્યાત શ્લોકની પણ એવીજ પ્રશંસાત્મક વૃત્તિ છે, પરંતુ તેમાં જરા અમર્યાદ અને દાસીત્વ સ્વીકારના દોષ છે, જેથી ફ્રેંચ ' ટોસ્ટ ' રહિત હોવાથી તે વધારે આદરપાત્ર છે. પ્રાચીન સંસ્કૃત કવિઓ સ્ત્રીપ્રેમી અને સ્ત્રીરસિક હતા અને ફ્રેંચો પણ છે પણ એમના પ્રેમ તથા રસિકતાનાં કારણો તથા હેતુઓ જુદી જુદી દિશામાં ઉત્પન્ન થયા છે તે તેઓ બન્નેએ કરેલી પ્રશંસાના શબ્દો પરથી સ્પષ્ટ વિદિત થાય છે.

---

# નાની ભુલથી નીપજતું મોટું પરિણામ.

લખનારઃ—B. R. BALM.

કુદરતે માણસોને જે અક્કલ આપી છે તે શાને માટે કે પોતાના ઉપર આવતાં સંકટો દુર કરી શકે, પણ હાલના જમાનામાં બેપરવાઇનું બજાર વધી પડેલું હોવાથી ઘણાજ થોડાકો તે માટે વિચારતા હશે.

દાખલા તરીકે જો આપણને શરદી લાગુ થઇ હોય અને તેની દરકાર ન કરીએ તો વધારે સીકનેસ થવા સંભવ છે. આવે વખતે જો વખતસર બીકશન રૂમેટીઝમ બામ વાપર્યું હોય તો તરત સરદી દુર કરે છે, એટલુંજ નહિ પણ હાથ પગમાં કળતર થતી હોય, માથાનો ચાલુ દુખાવો રહેતો હોય, ગરદન લચકાઇ જાય, બરડાની નસ ખેંચાઇ હોય, કમરમાં દુખાવો થતો હોય, હાથ પગ જલાઇ ગયા હોય તેવા દુખો ઉપર ચમતકારીક અસર કરી આરામ આપવામાં બીકસન રૂમેટીઝમ બામ અચુક પુરવાર થયું છે.

ઘણાં માણસો **ખાંસી**, દમ, હાંફણથી પુરતાં હેરાન થાય છે, તેરે વખતે જો **બીકશન રૂમેટીઝમ બામનો** ઉપયોગ કરે તો જરૂર જોઇતા ફાયદો મેલવી શકે એ વગર શંકાએ સઉ જણ કબુલ કરે છે.

તમો જાણો છો કે આખો દીવસ કામ કરનારા માણસોને સાંજે માથાનો છુપો દુખાવો રહે છે તેને, તેમજ આખી રાત બીછાનામાં જેમ તેમ કાઢી સહવારે દુખતી કમ્મરે ઉઠતા માણસો માટે તેનો મદદગાર **બીકશન રૂમેટીઝમ બામ** તરત શાન્તી આપશે.

ઉપલી બાટલી તમોને મેળવવાને તકલીફ ન પડે તે માટે જણાવવાને જરૂરનું પડશે કે મેસર્સ **બીકસનની** કું૦ બજાર ગેટ-કોટ-મુંબઇમાં. મોટી બાટલી ૧) એક રૂપિએ અને નાની બાટલી દસ આને વેચે છે.

આહા બંધો ! વિષમ થઇ શું દુ:ખ દીધો વિચારી:
મૈત્રી કેરો પ્રણય વિસરી શત્રુના દીલ ધારી ?
વ્હેતાં'તાં બે હૃદય ઝરણાં ઐક્યતા સાધવાને
વૈરાગ્નિએ અહહ સુકવ્યાં વેળુતા દાખવાને—૪

રોપાયાં કૈં હૃદય ભૂમિએ સ્નેહનાં બીજ રૂડાં
સીંચાયું કૈં જલ વિપુલને કાંઇ અંકુર ફૂટયાં.
ધાર્યું'તું કે તરૂવર થઇ પુષ્પને પર્ણ દેશે
શીળી છાંયે શ્રમિત જન કૈં શાન્ત વિશ્રાન્તિ લેશે—૫

કિંતુ તેવા સુભગ સુખના ઇષ્ટ આદર્શ રૂડા
જન્મ્યા'તા કૈં મુજ સ્મરણમાં માત્ર સંતાપ દેવા
વર્ષી ધારા હિમ જળ તણી અંકુરો ચીમળાયા
પામ્યાં મૃત્યુ બીજ સહિતને હૈયું પામ્યું નિરાશા—૬

તું છે માતા કુદરત તણું બાળ નિર્દોષ ઘેલું
ગાયે તારૂં હૃદય રસીલું પ્રકૃતિ ગાન કેવું !
તારિ હૈયે અણુ અણુ વસી વિશ્વતા ભાળતો હું
તે હૈયું હા ! મુજ પ્રતિ થયું ક્રૂર આચારવાળું—૭

ન્યાયી બંધો ! નવ ઘટીત કૈં આમ અન્યાય દેવો
નિર્દોષીને દુષિત ગણીને મિત્ર શું દ્વેષ વ્હેવો
તારે માટે તદપિ પ્રિય હું સ્નેહ ભક્તિ ધરૂં છું
ઇચ્છી તારૂં શુભ જગતમાં હાલ તો વિરમું છું—૮

વિલસન વિદ્યાલય-મુંબઈ. "અવનીધર."

---

## ભગવદ્ ભજન.

### પદ—લાવણી.

જગતમાં જન્મ્યો તેજ પ્રમાણ, ભજે જે ભાવ ધરી ભગવાન,
લગાવે નિ:કંમળથી તાન, ગજાવે ગગન કરી ગુણગાન.—જગતમાં૦

હરિપદ ધાયો, તે જન ડાહયો, સર્વ કમાયો સાર,
જગદાધાર જપે નિશિ વાસરે, થાય સહજ ઉદ્ધાર.—જગતમાં૦

ગરલ ભરેલાં ભવસાગરમાં, ભક્તિ સુધારસ ધાર;
પાન કરે તે અમર બને જન, ગ્રહી શાસ્ત્રનો સાર.—જગતમાં૦

સારંગપાણિ સેવો નિશદીન, સુતવિત જૂઠાં જાણ;
મિથ્યા માયા, મોહ, મમત આ આખર નરકની ખાણ—જગતમાં૦

કરે જે ભક્તિ રસનું પાન, ધરે જે ધરણીધરનું ધ્યાન,
ખરે તે જન છે દેવ સમાન, દેવ પણ ત્હેને દેતા માન.—જગતમાં૦

વસન્ત

## બિન્દુનો સિન્ધુ. *

( વૃત્ત-શાર્દૂલ વિક્રિડિત. )

થોડા શબ્દ મધુર માત્ર સુણતાં, આનંદ દેતા મને,
થોડુંએ સ્મિત હાસ્ય પત્નિ પ્રિયનું, આનંદ દે નાથને;
થોડાંએ ઉપકાર-કૃત્ય કરતાં, સત્પુણ્યને મેળને,
થોડુંએ વદને કરિ વદિ, પુરિ, પ્રીતિ જનોથી કરે !–૧–

થોડાંએ જલ બિન્દુ બિન્દુ મળતાં, વિસ્તિર્ણ થાયે તળે,
જાણો સર્જન શ્રેષ્ઠ બાગ બનતો, થોડાં તરુઓ મળ્યે;
માટીનાં કણ અલ્પયે પ્રસરતાં, ઉતંગ શૈલો પ્રતિ,
તેવી અલ્પ ભુલો કરી અધઃપતી, પામે જનો દુર્ગતિ !–૨–

થોડીએ પ્રભુ પ્રેમ ભક્તિ કરતાં, મુક્તિ મળે છે જ્યમ,
સેવા દેશ તણી હમેશ કરતાં દેખેજ દેશોદયઃ
તલ્વારે સુત શુર નિત્ય રમતાં, પામે રણે એ જય !–૩–

નાનાં એ કવિ કાવ્ય નિત્ય રચતાં, દે કાવ્યનાં પુસ્તકો
થાયે છે પ્રિય વાંચકો જગતમાં, બિન્દુ તણા સિન્ધુઓ;
થોડાએ સુવિચાર રાષ્ટ્ર કવિના, લેતાં થયું કાવ્ય આ,
તે છે સાદર સર્વ સુજ્ઞ જનને, અર્પ્યું પ્રિતે વાંચવા !–૪–

મુંબઇ. ભીમાશંકર શર્મા.

* પ્રભાત, જુનના સચિત્ર અંકમાંના " કવિ-કોણી તરી " ના " બિન્દુએ સિન્ધુ " નામક એ છંદના કાવ્ય ઉપરથી-લેખક.

## માતૃપ્રેમ.

(૧)

( શાર્દૂલવિક્રીડિત. )

આતે સ્થાન, જહાં–પ્રિયે ! કયું ? પ્રભુ ! પેલું અરે ! એ રહ્યું
–પિતાને દીધ અગ્નિદાહ બળતે હૈયે સખે ! શું કહું ?
આહા ! તે ઘડી વારને પળ કદિ વ્હાલી ! શું હું વિસ્મરૂં ?
ના, ના, તે નહિ વિસ્મરાય કદિયે જ્યાં સુધી છે દેહ હું ?

(૨)

ગઝલ.

વદી એવું રહો ઉભો, પ્રિયાને હસ્ત લઇ હસ્તે
નિરખતો સૃષ્ટિ સૌંદર્ય પ્રભાતે હું નદી તીરે.

(૩)

( મન્દાક્રાન્તા )

દીઠી એવે તરૂવર તણે ઓથ ઉભી રહેલી
કોઇ બાળા નયન કમળે ઢાળતી અશ્રુ બિન્દુ.
પિંખાયેલી અલકલટ'તી છાતી ઉપેં ઢળેલી;
દ્રષ્ટિ ત્હેની કુચ પર હતી સ્હેજ વાંકી વળેલી.
ધાર્યું આથી અતિશય દુઃખી છે અરે ! એહ કાન્તા,
ચાલ્યાં તેથી દુઃખી હૃદયમાં સિંચવાનેય શાન્તિ.
દેવું આશ્વાસન અસુખીને અન્ન ભૂખ્યા જનોને;
કાં કે એ છે મનુજ તરિકે ધર્મ હા ! આપણોરે.

(૫)

( વસન્તતિલકા )

ત્હેની કને નિરખી હમને આવતાં તે—
હા ! જોરથી રડી પડી અબળા બિચારી.
રે ! તે પ્રસઙ્ગનું હજી પણ સ્મર્ણ થતાં—
આ ચક્ષુઓ તુરત અશ્રુ થકી ભરાય.

(૬)

( મન્દા ક્રાન્તા )

ત્હેને આશ્વાસન-જઇ દીધું ત્યાં અને શાન્ત કીધી—
શા માટે તૂં રડતી હતી તે વાત ફ્હેની બ્હેની !—

પુછીને એ ઉત્તરતણી જોતી ઉભી રાહ પ્રિયા—
તે બાળાની સમીપ દીન મુખે, થતી દુઃખી આહા!

( ૭ )

દુઃખી બાળા હતી વળી હમે યે હતાં દુઃખી જો કે,
તોયે છૂપો હૃદયમહિં આનન્દ થાતો હતો રેઃ
દુઃખીઓને અસુખી મળતાં થાય આનન્દ એવું—
ન્હોતું જાણ્યું પણ અનુભવ્યું ન્હોય, ત્યારેજ જાણ્યું.

( ૮ )

તે બાળાના સુખકમળની પાંદડી વિકસીને—
શબ્દો થોડા સમય પછી તે પદ્મમાંથી સર્યા.
બ્હેની! બ્હેની! ત્રણ વરસનો બાળ મ્હારો હતો હા!
બ્હેની! મ્હારૂં જીવન કહું તો તેજ વિશ્વે અરે! હા!

( ૯ )

બ્હેની! ત્હેના ઉપર બહુ મ્હોટી હતી આશ બાંધી,
કિન્તુ કાલે સઘળી યમરાજે અરે! તોડી નાંખી.
બ્હેની મ્હારી! વિરહ સહુનો વિશ્વમાંહિં ખમાય,
**કિન્તુ બ્હેની! તનુજ વિરહે હૈયું તો ફાટી જાય!**

( ૧૦ )

( અનુષ્ટુપ )

કહિ એવું નદી અદ્દકે અજાનક જઇને પડી—
ભેટવા પુત્રને તે, હા! પંથે યમપુરીને મળી.

( ૧૧ )

ત્હેના સાહસથી આવાં દિઙ્ગમૂઢ હમે થયાં
ધન્ય! હા! માતૃ તું પ્રેમ, વદી ગૃહ પંથે પડયાં.

મુંબઇ } બળવન્તરાવ મણિભાઇ દેસાઈ.

---

## "પ્રેમ દીવાની"

( ગઝલ )

દીવાની ઇશ્કકી અબ હું—સીતારી દીલકી ગાતી હય.
કે મેરા યાર મહેબુબને પ્રીતી કી આગજ લાગી હય,

ચમનકા ગુલ સરિખા ગાલ વ નરગીસ આંખ ભદમર હય
કયસી સુન્દર સુરત દેખી કે જયસા ચાંદ રોશન હય.

* દીલમ ચું મજબુરો ઇશ્કશ ચું આતશ જાને મન ચું ઉદ-
હમી સોઝમ રવાં ચું ઉદ વ મન મજબુર નમીદાનમ
ન ખંજર દીલમે અબ મારો બીરહ અબ કતલ કરતા હય
હુવા પયદા જખમ દીલમે ન મરહમ કોઇ લાતા હય;

મુઝે માલુમ નહીં દુનીયા કે ઉસમે કોન રહેતા હય
મેરે દીલમેં તો પ્રીતમકી સુરત બીન કુછ ન આતા હય
* બેરવ અય ! અકલેસર ગર્દાન મરા બા કારે મન બે ગુઝાર
કે મન સર સસ્તો હયરાનમ બજુઝ દીલબર નમીદાનમ

ચોપાટી-મુંબાઇ ] —H. M. Desai.



# નાસિક-પંચવટીની યાત્રા.

( ગતાંકથી અનુસંધાન ).

કપુરથલા ( પંજાબ ) ના રાજા ( ફર્ઝંદે ઇંગ્લીશીયા રણધીર બહાદુર ) ૧૮૭૦ માં વિલાયત જતાં એડન પહોંચતાં મરણ પામ્યા. તેના સ્મારક રૂપે પંચવટીના તટ ઉપર સમાધિ, ફુવારો, ધર્મશાળા તથા મંદિર એટલાં ચાર વાનાં બંધાવ્યાં છે.

## સાક્ષાત્ વિઠોબા.

નદીની ડાબી બાજુએ વિઠોબાનું પણ એક મંદિર છે, સ્થાનિક મત તો એવો છે કે પંઢરપુરની અસલી વિઠોબાની મૂર્તિ જેટલુંજ આ નકલી મૂર્તિનું "સત" છે.અને ખરૂં જોતાં તો એ બે વચ્ચે અસલી નકલીનો ભેદજ નથી. તે સારૂ એવી વાર્તા કલ્પવામાં આવી છે કે,વિશ્વનાથ નામક એક અપંગ અને રોગી બ્રાહ્મણને તેના કેટલાક જાતભાઇઓ પંઢરપુરથી નાસિક એકલો મૂકી ગયા તે પંઢરપુરમાં વિઠોબાનો અનન્ય ભક્ત હતો. તરછોડાયલા વિશ્વનાથ વિઠોબાના દર્શન કરવા અસમર્થ થવાથી તેને મહા શોક થયો. તે ગોદાવરીના તટ ઉપર બેસીને મહા આક્રંદ કરી કેવલ અપવાસ કરવા લાગ્યો. આ પ્રમાણે તે ભુખ્યો રડતો હતો તેવામાં પંઢરપુરના વિઠોબા બ્રાહ્મણનો વેશ ધારણ કરીને તેની પાસે આવ્યા અને તેને,

* અમીર-સૈયદ-નામત.

ઉત્તમ ભોજન ખાવા લલચાવવા પ્રયત્ન કર્યો. પણ ભક્ત કસોટીમાં તર્યો અને ખાવા પીવા ના પાડી. વિઠોબા એટલા પ્રસન્ન થઇ ગયા કે તેમણે પોતાનું મૂલસ્વરૂપ ધારણ કીધું, દર્શન દીધાં અને વર લેવા કહ્યું. પ્રસન્ન ભક્તે વર માગ્યો કે આપ નાસિકમાં રહો. ( પંઢરપુર લઇ જાઓ એમ કેમ નહીં કહ્યું એવી શંકા કરવી નકામી છે ) વરનું દાન આપ્યું. ત્યારથી આ વિઠોબા અહીં છે. નાસિકના બ્રાહ્મણો પંઢરપુરની અસલ મૂર્તિના માહાત્મ્યમાં આ પ્રમાણે સરખો ભાગ પડાવવા ચેષ્ટા કરે છે. પરંતુ પંઢરપુરના બ્રાહ્મણો આ વાર્તા બનાવટી કહે છે અને પ્રજા તો પંઢરપુરનીજ મૂર્તિ ખરી સ્વીકારે છે.

## અહલ્યાબાઈ હોલ્કરનું મંદિર.

ઈંદોરની મહારાણી, મહાદેવી, અહલ્યાબાઇ હોલ્કર ( ૧૭૬૫-૧૭૯૫ ) નું નામસ્મરણ થતાં હીંદુઓના ચિત્તમાં માન અને આનંદની લાગણી સ્ફુરી આવે છે.તે આર્યાવર્તની એલીઝાબેથ હતી, અને એલીઝાબેથ કરતાં પણ વધારે ધાર્મિક તથા નીતિવાન્ હતી. તે સરકારી કામ નિયમિત રીતે જાહેર દરબાર ભરીને કરતી ! અને રોજ એ પ્રમાણે સ્ત્રી જાતિ છતાં ૩૦ વર્ષનાં વયથી તે ૬૦ વર્ષનાં વય સુધી મરણ પર્યંત અસાધારણ પરિશ્રમ કરતી રહી. રાજ્યતંત્રના કામથી નિવૃત્ત થતાં જે સમય અવશેષ રહે તેમાં તે ધર્મ તથા દાનના કામમાં વ્યતીત કરતી. તે સમયમાં બહુ કસૂર કાઢી ન શકાય એવો તે મહાત્માનો શોખ સ્થળે સ્થળે મંદિરો બંધાવવાનો હતો-જો કે તે વખતે પણ મૂર્તિઓ માટે પૂરતા પૂજારીઓ હોય તો પણ દર્શકો મળતા નહોતા એટલી બેહદ મોટી તેમની તથા તે મારનાં મંદિરોની સંખ્યા હતી. પેશ્વાઓ નાસિકના માલિક થવાથી અને તેની રાજ્યમદદથી,નવા મંદિરો વગેરે થવાથી તથા બ્રાહ્મણોને સારો આશ્રય મળવાથી બહુ પ્રસિદ્ધિમાં આવ્યું. અને તેથી અહલ્યાબાઇએ ધર્મદાન સારૂ આ સ્થળ પણ પસંદ કર્યું. તેણે રામકુંડની નિકટમાં ધર્મશાલા તેમજ રામ તથા મહાદેવનાં મંદિરો ૧૭૮૫ માં બંધાવ્યાં હતાં. અહલ્યાબાઇ પણ હવે દેવી તરીકે પૂજાય છે તેથી તે મંદિરમાં તેની પણ મૂર્તિ છે ! ઇંદોરની દક્ષિણે પચાસ માઇલ દૂર નર્મદાના તટ ઉપર તેની જે સુંદર સમાધિ છે ત્યાં સાથે મહાદેવનું મંદિર પણ બંધાવ્યું છે. તેમાં પણ મહાદેવ સાથે અહલ્યાબાઇની મૂર્તિની પુજા કરવામાં આવે છે ( જુવો, માલ્કમકૃત સેંટ્રલ ઇંડીયા, પ્ર. ૧ ૧૫૭-૧૯૫. )

## કપાલેશ્વરનું શિવાલય—તેમાં નંદી નહીં હોવાનાં કારણની કહાણી.

રામકુંડથી થોડે દૂર, અજગરબાના મઠની પુર્વમાં તથા સુંદરનારાયણના દેવળની સામે શિવ કપાલેશ્વર પધારે છે. આ મહાદેવ માણસનાં માથાંની ખોપરી પુષ્પમાળા પેઠે આનંદથી ધારણ કરે છે. શિવાલયમાં શિવનું વાહન નંદી હોવા વગર રહે નહીં. તે કારીગરની મોટામાં મોટી ભુલ કહેવાય પરંતુ અહીં નથી છતાં તે ભૂલ નથી ગણાતી, જાણીજોઇને એમ કીધું છે. તેનું કારણ એ છે કે, શિવ, બ્રહ્મા આદિ દેવો વચ્ચે સૌથી મોટો દેવ કોણ તે વિષે એક નવરાત્રને દિવસે શાસ્ત્રાર્થ થયો. દેખીતી રીતે શાસ્ત્રોનાં પ્રમાણો વગર વાદ થતો હશે તેથી શાસ્ત્રાર્થે વિતંડાવાદ અને અંતે શાસ્ત્રાર્થનું પરિવર્તન બીષણરૂપ ધારણ કર્યું

બ્રહ્માએ બૈરાંઓ પણ તોબાં કરે એવાં આબાદ મ્હેણાં શિવને માર્યાં તેથી તેઓ સામાં તાણાં મારીને સંતુષ્ટ થવાને બદલે અથવા એ હલકી વિધા હુન્નર તેમને પસંદ નહિ હોવાથી અસંત કોપાયમાન થઇ ગયા અને તાણાના જવાબમાં બ્રહ્માના અનેકમાંનું એક મસ્તક ઉડાવી દીધું ! બ્રહ્માના એ મસ્તકની ખોપરી શિવની પીઠે વાગી અને વળી વળગી તે પણ ચામ જૂ પેઠે. કેમે કરી છૂટે નહીં અને તે દૈવી હોવાથી તેનો ભાર શિવ પણ દૈવી હોવા છતાં, શિવને અસહ્ય લાગ્યો. તેઓ ત્રાહેમાન થઇ ગયા. અને ગભરાતા જેમ તેમ દોડયા. દોડતા સ્વર્ગથી આ મર્ત્યલોકમાં આવી પહોંચ્યા. બ્રહ્માના એકશિરની હત્યાનું ઘોર પાપ ધોઇ નાંખવાથીજ ખોપરીની વલગણમાંથી મોક્ષ થશે એ વિચારથી, ધોઇ શકે એવી પવિત્ર જગા શોધતા હતા. એટલામાં શું થયું કે, એક શ્વેત નંદી એની માતા ( ગાય ) ને જે વાત કરતો હતો તે શિવે ભોગજોગે સાંભળી. તેણે માતાને કહ્યું કે મારો બ્રાહ્મણ સ્વામી મને બહુ સંતાપે છે માટે તેનો પ્રાણ લઇને હું શુદ્ધ થવા ગોદાવરીમાં સ્નાન કરી નાખીશ.' શિવે પછી આ શ્વેત નંદીને એના ધણીને મારી નાંખતા પ્રત્યક્ષ જોયો. શું ચમત્કાર થયો કે બ્રાહ્મણનો પ્રાણ જતાંજ, એ શ્વેત નંદી મસ્તકથી પુછડી પર્યંત શ્યામ થઇ ગયો ! પરંતુ નંદીએ ગોદાવરીમાં ડુબકી મારતાંજ તે પાછો બરફ જેવો સફેદ થઇ ગયો ! ! શિવને આથી પોતાના પ્રકરણમાં એમજ કરવાનું સુઝ્યું, અને તેમ કરતાં બ્રહ્માની ખોપરી છૂટી ને પાપમુક્ત થયા. એથી પ્રસન્ન થઇને તેણે પોતાના શિવાલયમાં એ નંદીને પોતાની સેવા કરવાના કર્તવ્યથી મુક્ત કર્યો છે ! હવે કાશીમાં પણ કપાલેશ્વરનું શિવાલય છે તેમાં પણ નંદી નથી અને તેનો પણ એજ કિસ્સો છે. (જુઓ કેનેડીકૃત, હીંદુ મીથોલોજી, પૃ. ૨૯૬) તેથી તેજ કાશીવાળી વાત અંહી ઉઠીની લીધી છે એમ સ્પષ્ટ જણાય છે. પરંતુ આપણો વિષય એનાં સત્યાસત્ય કે પ્રાચીનતાનો નિર્ણય કરવાનો નહીં હોવાથી વધારે ઉંડા ઉતરવાને બદલે વાર્તાના રસ માત્રનો આનંદ લઇને બીજી ભણી દ્રષ્ટિ દોડાવીશું.

## સીતા ગુંફ !

પંચવટી નામ કેમ પડયું ? કાળારામની ઉત્તરે, નદીથી આશરે ના માઇલ દૂર કેટલાંક બહુજ પ્રાચીન વડવૃક્ષ છે. એક જૂનાં વડને તો સારી રીતે પથ્થરની વાડથી બાંધી લીધું છે. કહે છે કે આ વડ વૃક્ષો મૂળ જે પાંચ વડ વૃક્ષો હતા તેમાંથી ફુટેલાં છે. તે પરથી પંચવટી નામ પડયું છે. જે વૃક્ષનું થડ પથરની પાળથી ચણી લીધું છે તેની જ એકદમ પાસે સીતા ગુંફ છે. તેના પૂજારીએ તો હમને કહ્યું કે બ્રાહ્મણવેશધારી રાવણને જે વડ વૃક્ષને ઓળંગીને સીતામાતાએ ભીક્ષા આપી તેજ આ વડ વૃક્ષ ! તાપીની દક્ષિણનો હજારો માઇલનો સમસ્ત દેશ દંડકારણ્ય છે અને દંડકારણ્યના કયા ભાગમાં રામસીતા તથા લક્ષ્મણ નિવાસ કરતા કે વિચરતા તેનું રામાયણમાં કયાંએ ઉલ્લેખ નથી. અને રામાયણમાં દંડકારણ્યમાં જે સ્થળે બનાવો બન્યા તે વખતે તે એટલા ઉપયોગી નહોતા ધારવામાં આવ્યા કે તેની નોંધ રાખવામાં આવે. એક દિવસ બાદ પણ મૂળ જગ્યા શોધે તોપણ મળવી મુશ્કેલ થઇ પડે, તે કારણથી આ જગાએ બનાવ બન્યો એમ આંગળી કરવી એ અસત્ય સાહસ માત્ર છે. સીતાની ગુફા પણ એજ કારણથી અપ્રમાણભૂત છે. બહારથી તે એક નાનું સરખું બ્રાહ્મણનું મકાન જેવું દેખાય છે. પરશાળના ઓરડા પાછળ

ભોંયરૂં કીધું છે. તેમાં ઉતરવાની ચણી લીધેલી સીડી માત્ર ૧૮ ઈંચ પહોળી છે ! તેથી જાડો માણસ તો ફસાઇજ જાય. અને તે પર બેસીનેજ ઉતરવું પડે છે, કેમકે તેની ઉંચાઇ પણ ૨૦ ઈંચજ છે. અંદરનો ઓરડો તદ્દન અંધારો તથા નાનો છે. તેનું પ્રયોજન એ છે કે, રામ જ્યારે બહાર જતા ત્યારે અહીં સીતાને છુપાવી જતા. સીનામેરોગ્રાફના પરાક્રમી લૂટારાઓના છુપા ઓરડા જેવો આ છે. અહીં સ્વાભાવિક રીતે અંખડ દીવો બળે છે. આ ઓરડામાં રામલક્ષ્મણ અને સીતાની મૂર્તિઓ છે. અહીં દર્શન કરવાને એક દોઢીયાંની ફી આપવી પડે છે. વળી આ ભોંયરામાં એક પેટા ભોંયરૂં છે. તેમાં તો પેટે ચાલીને પણ મુશ્કેલીથી જવાય છે, કેમકે છજા સીઢીથી ૯જ ઇંચ છે. આ પેટા–ભોંયરામાં આશરે ૩ ઇંચની ઉંચાઇનું શિવલિંગ છે. આ કોટડીઓમાં હવા ઉજાસ માટે અવકાશ નથી એમ કહેવાની ભાગ્યેજ જરૂર છે. લિંગ વાળી ઓરડી પાછળ એક ભુગરો છે, જ્યાંથી ૭ માઇલ દૂર આવેલી રામસેજ અર્થાતઃ–( રામ ખાટલા ) ની ટેકરીએ સીધા જવાય છે. એ ટેકરી પર મહાત્મા રામચંદ્ર શયન કરતા. હવે આ ભુગરાનો પત્તો નથી. હીંદુસ્તાનમાં ઘણેક સ્થળે એકથી બીજે ગામ જવા સારૂ જમીન નીચે ભુગરા હોવાની માન્યતા છે. પરંતુ હમને તે સત્ય ભાસતી નથી. એટલે દૂર તો શું પણ ૨૫–૩૦ વાર પણ ભુગરો હવા ઉજાસ વિના ખોદાવો અશક્ય છે અને ખોદનાર ગુંગળાઇ મરે અને તેમાં જવા ચહાનાર પણ તેટલેથી દૂર વધી શકે નહીં. પરંતુ આ પ્રમાણે બુદ્ધિ પૂર્વક વિચાર કરવો એ ધર્માભિમાન, દેશાભિમાન આદિ સદ્ગુણોની વિરૂદ્ધ માનવામાં આવે છે!

## કાળા રામનું મંદિર–ખર્ચ રૂ. ૨૩ લાખ.

પંચવટીમાંનું આ સર્વોત્કૃષ્ટ શિલ્પનું મંદિર પશ્ચિમ હીંદનું પણ સર્વોત્તમ શિલ્પ કામ છે. તે નરદમ પત્થરનું છે. આ મંદિરમાં વાપરેલો પત્થર બહુ સારી જાતનો છે. તેનું કોતરકામ સાદું પરંતુ યોજના બહુજ સુંદર છે. જે સ્થળે આ બંધાવ્યું છે ત્યાંજ પૂર્વે રામ વનવાસ દરમ્યાન રહેતા એવી કિંવદંતી છે. શિલાલેખ પ્રમાણે આ મંદિર બાંધવાનો ખર્ચ રૂ. ૨૩ લાખ થયો છે. રોજ બે હજાર માણસ તે બાંધવામાં કામે લાગ્યાં હતાં. જો એમ હોય તો કંઇક અંધેર ચાલેલું હશે. પૂર્વે આ સ્થળે કાષ્ટનું મંદિર હતું. તેમાં ગણપતિ તથા સૂર્યની મૂર્તિ હતી. ૧૭૮૨ માંત્તે કાઢીને સરદાર રંગરાવ ઓધેકરે આ સુંદર મંદિર બંધાવ્યું. એમાં રામ, લક્ષ્મણ અને સીતાની કાળા પત્થરની મૂર્તિઓ છે. રામની મુછ સોનાની બનાવી છે. સરકાર તરફથી રૂા. ૧૨૨૨ા, શિંગવે ગામની ઉપજના રૂ. ૮૦૦, ઓધેકર કુટુંબ તરફથી રૂ. ૧૦૦૦ એ મંદિરની જાગીરની આવક છે. આ મંદિરના ઠાકોરજીનો પણ રથોત્સવ ચૈત્રમાં ૧૩ દિન થાય છે. ૧૧ મે દિને ( રામનવમીએ ) લગભગ લાખ આદમી

પંચવટી કેટલું ધાર્મિક ધામ ગણાતું હોવું જોઇએ કે એટલાં નાનાં સ્થળમાં, મોટે ભાગે મુંબઇના લુહાણા-ભાટીયાઓએ હાલમાં બંધાવેલી ૩૫-૪૦ ધર્મશાળાઓ છે. તે ઉપરાંત ચાર સદાવર્તોમાં મધુકરી ભીક્ષા મળે છે ને ૩ અન્ન છત્રોમાં તો તૈયાર રાંધેલું ભોજન આપવામાં આવે છે !

## તીર્થો અને કુંડો—તેનાં માહાત્મ્યો.

નાસિકમાં ગોદાવરીની તળેટી જે ચોમાસા શિવાય મોટે ભાગે સુકીજ રહે છે. તેની તળેટીમાં અનેક કુંડો તથા તીર્થો છે. તીર્થો એટલે સ્નાન કરવાની જગ્યા-પગથીયાં. એજ મૂળ અર્થમાં તે શબ્દ નાશિકમાં પણ વપરાય છે. આ તીર્થો નાસિકની પશ્ચિમમાં ૬ માઇલ દુર ગોવર્દ્ધન ગામથી અને નાસિકની દક્ષિણ-પુર્વે ૧॥ માઇલ દુર આવેલા તપોવન સુધીમાં છે. આવાં ૨૪ તીર્થો છે. ગોવર્દ્ધન સંબંધી એવી માન્યતા છે કે ત્યાં એક ગૌનું દાન અન્ય સ્થળની હજાર બરોબર છે. ત્યાં ગૌશાળા હશે તેના ઉત્તેજનાર્થે માહાત્મ્ય પણ જોડયું છે. તેની દક્ષિણે **પિતૃ તીર્થ** છે. ત્યાં તર્પણ કરતાં પિતૃ અચુક રીતે સ્વર્ગે જાય છે. **ગાલવ તીર્થમાં** પુનર્જન્મમાં બ્રાહ્મણ થવાનો સ્નાન કરતી વેળા સંકલ્પ કરવાથી, તેમ થવાનો વીમો વગર પ્રીમીયમે ઉતરે છે. એથી પણ રોચક તીર્થ છે જેનું નામ **ઋણમોચન તીર્થ** છે. ધર્મ દાન ન કરવાથી ચઢેલાં ઋણ, આમાં સ્નાન કરવાથી, બુધવાર્યા કોર્ટની પેઠે, એકદમ અને તે પણ વગર શીડયુલ નોંધે, સાફ થઇ જાય છે. એવુંજ એક બીજું તીર્થ તે કણ્વ ઉર્ફે **ક્ષુધાતીર્થ** છે. તેનો ઇતિહાસ એ છે કે, મહાત્મા કણ્વ એકદા ભ્રમણ કરતા ગૌતમ મુનિ નામક જૈન સાધુના આશ્રમમાં આવ્યા. સૂર્ય તપ્ત હતો, ક્ષુધાથી કણ્વ વ્યાકૂળ હતા. અને જૈન મહાત્મા પાસે પુષ્કળ અન્ન હતું. પરંતુ જૈન હોવાથી કણ્વે યાચના નહીં કરી પરંતુ અન્નપૂર્ણા દેવીની આરાધના ગોદાવરીને આ સ્થળે કરી. તે પ્રસન્ન થઇ અને વરદાન દીધું કે આ સ્થળે જે પ્રાર્થના કરશે તેને અન્ન મળશે. દુષ્કાલમાં આ નુસકો અનેક રીલીફકેંપોની ગરજ સારી શકે. **પાપનાશન** તીર્થમાં સ્નાન કરેથી વ્યભિચારના પાપ રૂપે થયેલા રક્તપિત્તનો રોગ મટી ગયો હતો ! આ તીર્થનું ઘણું માન છે. હવે **વિશ્વામિત્ર** તીર્થ પણ જાય એમ નથીઃ આ સ્થળે લાખો વર્ષ ઉપર વિશ્વામિત્રે તીવ્ર દુષ્કાળ પ્રસંગે ઇંદ્રાદિક દેવોનો મૃત શ્વાનનાં માંસ વડે સત્કાર કર્યો હતો કેમકે દુર્ભિક્ષમાં અન્ય ભોજ્ય પદાર્થ મળતો નહીં. આથી પ્રસન્ન થયલા દેવોએ વિશ્વામિત્રની પ્રાર્થનાથી, પૃથ્વીને દુષ્કાલથી મુક્ત કરી. દેવોની વર્તણુક ઉપર આ બહુ ઉત્તમ ટીકા નથી, કેમકે કુતરાનાં માંસનો ટુકડો મળ્યો તે પૂર્વે લાખોના જતા જાન માટે તેમને કશી ચિંતા નહોતી, જો કે તેઓમાં સર્વે કરવાની સંપૂર્ણ સત્તા હતી. સૌથી અદ્ભુત તીર્થ **શ્વેતતીર્થ** છે. અહીં લિંગ પૂજતા એક શ્વેત નામનો મનુષ્ય મરણ પામ્યો. લિંગનું યમરાજે અપમાન કીધું ! પરિણામે સ્વયં યમરાજને મારી નાંખવામાં આવ્યો, અને એજ શરતે માંડ માંડ પાછો પુનર્જીવિત કરવામાં આવ્યો કે, ભવિષ્યમાં શિવ કે વિષ્ણુની પૂજા કરતો હોય તે દરમીયાન કોઇ મનુષ્યના પ્રાણનું હરણ કરવાની મૂર્ખતા બીજી વાર કરવી નહીં. શ્વેત તો પાછો જીવતો થયેજ. **કોટી તીર્થ**ની લીલા પણ ગેબીજ અદ્ભુત જો કે જુદાજ પ્રકારની છે. અહીં કોટીશ્વરનું શિવાલય પણ છે. આ સ્થળે શિવ તથા અંધકાસુરને દારૂણ યુદ્ધ થયું હતું. આ પ્રસંગે અસુરથી શિવ એટલા ફેંફે થઇ ગયા હતા ને

શિવને પસીનાના એટલા ઝમેઝમા છુટયા કે નીતરીને એક નાની સરખી નદી વહેવા માંડી ! જે આ સ્થળે હજી ગોદાવરીને મળે છે ! તે કોઇ ઝરણનો પ્રવાહ છે એ સ્પષ્ટ કરવાની જરૂર નથી. શિવના શરીરમાં ૩ા કરોડ તીર્થો છે એવી ગણત્રી થઇ છે. તેમાંની એક કરોડ તે આ **કોટી તીર્થ**માં આવે છે એવું તેનું માહાત્મ્ય છે. એક અગ્નિતીર્થ છે તેમાં સ્નાન કરવાથી રોગીનો રોગ નષ્ટ થાય છે. સ્વયં અગ્નિ દેવતા માંદા પડ્યા હતા તે અહીં સ્નાન કરવાથી સારા થઇ ગયા.

તીર્થોમાં હવે માત્ર પંચવટીની ગંગાની તળેટીમાં બાંધેલા કુંડો જેનું સૌથી મુખ્ય માહાત્મ્ય છે તેનું નિરીક્ષણ કરવાનું શેષ રહ્યું છે. આ સ્થળે નદિનો પટ માત્ર ૧૦ ફુટ પ્હોળો છે. તે કુંડોની કુલ લંબાઇ ૪૩૦ ફુટ છે. પાણીની (કુંડોની) ઉંડાઇ પણ ૧૦ ફુટ છે. આ કૃત્રિમ સાંકડી ગલી જેને મરાઠીમાં 'તાસ' Furrow–હળનો આંકો કહે છે તે સંબંધી કામ ઉપરોક્ત ગોપિકા બાઇએજ કરાવ્યું હતું. ગલીમાંથી નીકળતું પાણી કુંડોમાં ઘેરી લીધું છે. તે મીઠાના અગરો જેવા લાગે છે. પ્રથમ **લક્ષ્મણ કુંડ** ( ૬૮'×૫૫' ) 'તાસ'ની ૪૦ ફુટ દૂર પૂર્વે છે. ૧૭૫૮ માં સરસુબેદાર મહાન્ત ગોવિંદ કાકડેએ તે બંધાવ્યો હતો. એ કુંડમાં ઝરણ હોવાની માન્યતા છે. અને તેનું પાણી અખુટ તેમજ ઘણું સારૂં હોવાની માન્યતા છે. પરંતુ મેના ૧૮૮૧માં નાસકના સેનેટરી કમીશનરે તે પાણીનું પૃથક્કરણ કરતાં તે ખરાબ તથા કચરાથી ભરપૂર જણાયું હતું ( જુવો, તેનો રીપોર્ટ સેક્શન ૬. પૃ. ૬૪.) સાર્વજનિક માન્યતા પણ કેટલી નિરાધાર હોય છે તેનું આ એક પ્રમાણ છે. એ ખરૂં છે કે ૧૮૭૭–૮ માં જ્યારે તમામ નદી સુકાઇ ગઇ હતી ત્યારે પણ લક્ષ્મણ કુંડ ભરેલો હતો. લક્ષ્મણ કુંડમાંથી એક ગલી કરીને ધનુષ કુંડ ( ૫૦'×૭' ) દ્વારા **રામકુંડ** ( ૮૩'×૪૦' ) કર્યો છે. નાશિક માત્રમાં આ અદ્વિતીય રીતે સૌથી પવિત્ર તીર્થ છે. સ્વયં રામચંદ્ર આમાંજ સ્નાન કરતા ! જો કે, સતારા જીલ્લાના ખટાવ ગામના ખોટ ચિત્રરાવે તે છેક ૧૬૯૬માં તે બાંધ્યો હતો અને ૧૭૮૨ માં ગોપિકાબાઇએ તેનું સમાર કામ કીધું હતું. રામકુંડની ૧૦ ફુટ ઉત્તરે **સીતાકુંડ** (૩૩×૩૦) પણ ગોપિકાબાઇની કૃપાનું ફલ છે. અહલ્યાબાઇના દેવાલયની સનમુખ સીતાકુંડની ૨૦ ફુટ દક્ષિણે **અહલ્યા કુંડ** છે. ૧૮ મી સદીની અંતે અહલ્યાબાઇએ તે બંધાવ્યો તેની પૂર્વે **સારંગાપણિ** કૃત ( ૧૭૭૯ ) અને તે નામનો કુંડ ( ૩૯×૩૪ ) છે. સાં. **દુતોન્દ્રય મારૂતીનો** પણ કુંડ છે. **સુર્યકુંડને** પંચદેવાલય કુંડ ( ૧૧૫×૨૦ ) પણ કહે છે. તેનો કર્તા બાલાજી મહાદેવ ઓક ( ૧૭૫૮ ) ઘણું કરીને હતો. આમાં પુણાના તાતીયા મહારાજની વિધવાએ હાલમાં ( ૧૮૭૪ ) માં એક પેટા કુંડ બાંધ્યો છે. એક બહુ મોટા કુંડ (૨૧૬×૯૦) અહીં છે જેનું નામજ નથી ! દશાશ્વમેધ કુંડ ( ૨૫૬×૧૩૨ ) નો નાશિક તરફનો ભાગ પેશ્વાના કુલગુરૂ હિંગસે તથા માલેગાંવના રામા બહાદુર નારૂશંકરે ૧૭૬૮ માં તથા પંચવટી તરફનો ભાગ પેશ્વા તથા હોલકરે બાંધ્યો હતો. આ ઉપરાંત **રામગયાકુંડ** (૧૧૦×૯૦) કૃષ્ણદાસ પ્રાંજપે તથા નારૂશંકરના ભાઈ લક્ષ્મણ શંકરે બાંધ્યો હતો. (૧૭૮૦માં) **પેશ્વાનો** કુંડ ૨૬૦×૯૦ ફુટ છે તેમાં વરૂણ, સરસ્વતી, ગાયત્રી, સાવિત્રી અને શ્રદ્ધા નામના પાંચ નાના ઝરાઓ ગોદાવરીને મળી જાય છે. આ કુંડનો નાશિક તરફનો ભાગ પહેલા બાજીરાવ પેશ્વા ( ૧૭૨૦–૧૭૪૦ ) એ તથા પંચવટી તરફનો ભાગ કોટલકર ગાપધની પેઠેએ તથા

ચીમા નામની એક વેશ્યાએ બાંધ્યો હતો. ! લૂટનો પૈસો સરદારોને ત્યાંથી વેસ્યા દ્વારા ધર્માદામાં ! ઓકચ્યા કુંડ ( ૧૨૨×૪૪ ફુટ ) કૃષ્ણરાવ ઓકે બંધાવ્યો. આમાં એક બ્રહ્મ-રાક્ષસ ( ભૂત ) હોઇ તેમાં જે સ્નાન કરવા પડે છે તેને તે પાણીની નીચે ઘસડી જાય છે ! ચોમાસામાં તો જરૂર એકાદ જણ જાય છે. સત્ય એ હશે કે તેમાં કાંઇક ઉંચી નીચી જમીન જેવું હશે તેથી તેમાં ફસાવાનો સંભવ હશે. **વૈશંપાયન કુંડ** વંશપાયન નામના વાનપ્રસ્થ મામલતદારે તથા નાસિકના માળી મહાજને ૧૮૭૦ માં બંધાવ્યો. ચોથી છેલ્લો કુંડ શુક્લેશ્વર કુંડ છે. તે પેશ્વાના મામલતદાર મોરો વિનાયક દીક્ષિતે ૧૭૮૮ માં બંધાવ્યો. આ ખાસ પવિત્ર ગણાય છે.

હવે નાસિકના તીર્થોનું પક્ષી પેઠે અવલોકન કરીએ. બ્રહ્મ કુંડ અને રામ કુંડ વચ્ચે શુકલતીર્થ છે. તેમાં શુક્રવારે શુકલતિથે સ્નાન કરવાથી પાપ મુક્ત થવાય છે. અસ્થિવિષય તીર્થમાં મૃત સગાંઓનાં શેષ અસ્થિઓ સ્થળ સ્થળાંતરેથી આણીને પધરાવવામાં આવે છે. તેમાં હાડકાં ગળી જાય છે " એમ મનાય છે. " (એ શબ્દો હમે વારંવાર નહીં લખીએ તોપણ અધ્યાહારજ, અદ્‌ભુત અને સૃષ્ટિક્રમ વિરૂદ્ધની વાતોના સંબંધમાં સમજી લેવાં ). રામ કુંડ તથા નારૂશંકરના દેવળ વચ્ચે અરૂણ, સૂર્ય, ચક્ર, અશ્વિની અને દશાશ્વમેધ તીર્થો છે. છેલ્લાં તીર્થ સંબંધી એવી અલિખિત કથા છે કે સીતાપિતા જનકે આ સ્થળે સ્વર્ગાર્થે અશ્વમેધ કર્યો. ( અપૂર્ણ )



## હીંદુ વિવાહ વિધિ–તે પરથી ઉદ્‌ભવતા વિચારો.

( ૨ )

આ પ્રકારના આશીર્વાદ કેટલી વયની વધૂને દેવા યોગ્ય છે ? પછી ઘરે આવતાં વધૂ વરને કહે છે કેઃ—

" अपरश्यं त्वा मनसा चकितामं तपसो जातं तपसो विभूतं ।
इह प्रजामिह रयिं रराणः प्रजा यस्व प्रजया पुत्रकाम ॥ "

' તમે મારૂં મન જાણો છો એ મારા અંતઃકરણને માહીત છે. આપણે તપથી ( કિંવા વિદ્યાથી ) આપણાં મન સુસંસ્કૃત કર્યાં છે. આપણે પુત્ર કામ ( પુત્ર થાવ એવી ઇચ્છા કરનાર ) છીએ. માટે હાલ પુત્ર ઉત્પન્ન કરી તેના ( તમારાં ) સ્વરૂપ પુનઃ જન્મો.

તે પછી વર વધૂને ઉત્તર આપે છે.

" अपश्यं त्वा मनसा दीध्यानां स्वायां तनुं ऋत्विये नाथमानं ।
उपमामुच्चा युवतिर्बभूयाः प्रजायस्त प्रजया पुत्रकामे ॥ "

આ મંત્રમાં વર વધૂને 'યુવતિ' એટલે 'તરૂણ સ્ત્રી' એમ સંબોધીને, પુત્ર થાય એવી તારી ઇચ્છા છે તો આપણે પુત્ર ઉત્પન્ન કરશું એમ બોલે છે. આ ઉપરથી સર્વ બાબત સ્પષ્ટ છે.

આ જે વચનોના પ્રમાણો દીધાં છે, તે વિવાહ વિધી માંહેના મુખ્ય મુખ્ય મંત્રો છે. તેના અર્થ જાણવાની ખટપટ આપણે કોઇ કરતા નથી. અસારે તેથી કરીને તે કોઇ પણ પ્રસંગે બકી જવાય છે; અને એવો પ્રકાર સર્વ માન્ય છે. વધૂવર ગમે તે વયનાં હોય, પણ મંત્રો ફક્ત ભણી જઇને વિવાહવિધી સંપૂર્ણ થાય છે, અને વિવાહ થયા પછી ચોથેજ દિવસે ગર્ભાધાન સંસ્કારનો વિધિ ચાતુર્થિક કૃત્ય કહીને કરવામાં આવે છે. ઋગ્વેદમાં તે માટે કેટલાક મંત્રો 'ગર્ભાધાન' કહીને જુદો સંસ્કાર કરી તે વખતે બોલે છે. તથાપિ ઋગ્વેદ ના 'આશ્વલાયન ગૃહ્યસૂત્ર'માં એવું કહ્યું છે કે, વિવાહ હોમ થયા પછી. વધૂવરને નિદાન ત્રણ રાત્રી એકત્ર પરંતુ પૂર્ણ બ્રહ્મચર્યથી વ્રતસ્થ રહેવું અને પછી પતિપત્નિનો વ્યવહાર કરવો. આ ઉપરથી શું નિષ્પન્ન થાય છે તે જોવું જોઇએ.'

આ સર્વ વિવેચન ઉપરથી વાંચક વૃંદના લક્ષમાં આવ્યું હશે કે, આપણા વિવાહ વિધી પ્રમાણે વધુવર પુખ્ત હોવાં જોઇએ. વધુ યૌવન પ્રાપ્ત થએલી જોઇએ.

આ પ્રમાણે આપણાં પ્રાચીન શાસ્ત્રો આપણને ફરમાવે છે. આપણે જ્યારે આપણી સંતતિ નિરોગી અને બળવાન બનાવવાની પૂર્ણ ઇચ્છા છે તો પત્નીને વિશથી અંદરની વયે માતાપણું આવવું એ અનિષ્ટ છે. તેમજ સાંપ્રત કાલમાન પ્રમાણે કન્યાને પોતાના સુશિક્ષિત પુરૂષનો સંસાર ચલાવવા યોગ્ય એવું શિક્ષણ આપવાની જરૂર છે. આ વિચારો કંઇ નવીન નવીન ઘડીને પ્રચારમાં આણવાના નથી, પણ તેને આપણા પૂર્વજોના પ્રાચીન રીવાજ અને શાસ્ત્રોનો પૂર્ણ આધાર છે.

આગળ જે વિવાહ પદ્ધતીનું વર્ણન કર્યું છે, અને મંત્રોનો આશય જણાવ્યો છે, તે ઉપરથી એક મહત્વની બાબત લક્ષમાં લેવા યોગ્ય છે. તે એકે, આ વિવાહ પદ્ધતી પ્રમાણે પ્રાચીન આર્યોએ ગૃહિણીને મોટું પ્રશંસનીય અને ઉચ્ચ પ્રકારનું સ્થાન આપ્યું છે. પાશ્ચાત્ય લોકની સ્ત્રીયોને સ્વાતંત્ર્ય આપ્યું છે, પરંતુ ખ્રિસ્તી (વિવાહ પદ્ધતી પ્રમાણે સ્ત્રી સ્વાતંત્ર્ય નહીં. તેને 'હું પુરૂષની આજન્મ સેવા કરીશ' એવા શપથ લેવા પડે છે. સાંપ્રત ઇંગ્લિશ સ્ત્રીઓ પાર્લામેંટના હક્ક મેળવવાનો પ્રયત્ન કરે છે; તે પૈકી કેટલીકએક સ્ત્રીઓએ લગ્નના શપથમાંથી 'હું આજ્ઞાધારક છું' એ વાકય કાઢી નાખવાનો પ્રયત્ન કર્યો; પરંતુ તે વાકય કાઢી નાખતાં વિવાહ વિધી એકાપ્રદેશીર થાય એમ તેઓને કહેવામાં આવ્યું. આર્ય વિવાહ પદ્ધતી પ્રમાણે પુરૂષ એ સ્ત્રીને કેવળ બરોબરીના નાતાએ 'સહચારિણી' કહી સંસાર ચલાવવા માટે ગ્રહે છે. આપણી લગ્નવિધીમાં વધુને પ્રાક્ર કાંઇ બોલવાનું નથી. પરંતુ વર એ પ્રથમતઃ 'હું તારો ધર્મ, અર્થ કામ ચાલવીશ' એમ કહે છે. પછી સપ્તપદીમાં સાત પગલાં ભર્યાં પછી 'તું મારી પૂર્ણમિત્ર થઇશ, આપણે આપણી મૈત્રી નિરંતર રાખશું, તું અને હું એક વિચારથી સંકલ્પ કરશું, ઉભયનાં મન અને વિચાર એકજ થયાં,' એમ સ્પષ્ટ કહે છે. પાછો 'આપણા અંતઃકરણ એક મેકને માહિત છે,'' એમ વધુવર પરસ્પર કહે છે. તે પ્રમાણે વિવાહવિધી સમાપ્ત થયા પછી આપ્તજન '**संराज्ञी श्वशुरे भव.**' ઇત્યાદિ પ્રકારના આર્શીવાદ દે છે. તેથી આ વિવાહથી પ્રાપ્ત થનાર આર્યોનું ગૃહિણીપદ પૂર્ણ સ્વાતંત્ર્યનું અને મોટા માનવાળું છે એ અને આપણા પૂર્વજો સ્ત્રીઓને હલકી ગણતા

નહિ, એ સ્પષ્ટ જણાશે. સ્ત્રીઓને હલકી માનવાનો ચાલ પાછળથી અવનતિના કાળમાં ઉત્પન્ન થયો. અને તેજ સમયે સ્ત્રીઓને વિદ્યા ભણાવવાનો વ્યવહાર શુદ્ર પ્રમાણે સમજવા લાગ્યા. પણ એ બાબત ઘણાને અમાન્ય હતી. હારીત નામક ધર્મશાસ્ત્ર ઉપરનો ટીકાકાર કહે છેઃ—' **न शुद्रतमाः स्त्रियः न हि शद्र योनौ ब्राह्मण-क्षत्रिय-वैश्या जायन्ते । तस्मा च्छंदसा स्त्रियः संस्कार्याः** " સ્ત્રીઓ શુદ્ર પ્રમાણે છે એ કહેવું ખોટું છે. કારણ **સ્ત્રીઓ શુદ્ર હોય તો તેમાંથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કેમ જન્મે ?** તેથીજ સ્ત્રીઓને વેદ ભણાવવા; ( અર્થાત્ સર્વ પ્રકારની વિદ્યા શિખવવી. ) " આ સ્ત્રીઓને વિદ્યા ન ભણાવવા પુરતું શુદ્રત્વ એ પુરૂષોની આપમતલબ પુરતુંજ છે. કારણ યજ્ઞ યાગમાં અને અગ્નિ હોત્રમાં સ્ત્રીઓને વેદોક્ત સંસ્કાર કરવા પડે છે; કારણ ત્યાં અન્ય ઉપાયજ નથી. જ્યારે વધુને પત્નીત્વ પ્રાપ્ત થાય છે, ત્યારે તેની પાસે અગ્નિને આહુતિ અપાવે છે તે વેદોક્ત મંત્રોથીજ અપાય છે. ત્યાર પછી સર્વ સંસારમાં પુરૂષને કરવાની સર્વવિધી તે ગૃહિણીને સાથે લઇને વેદોક્ત મંત્રોથીજ કરે છે, એ લક્ષમાં લેવા યોગ્ય છે. કેવળ સ્ત્રીઓનેજ એવી પૂજાર્ચના જ્યારે કરવી પડે છે ત્યારે માત્ર ' પુરાણોક્ત ' મંત્રથી કરાવાય છે. એ એક પ્રકારનું લબાડીપણું છે. એ વખતે સ્ત્રીઓ શુદ્ર પ્રમાણે છે, તેને વિદ્યા શીખવવી નહીં એ મત સર્વ માન્ય નથી. બાળક અને બાળકી ઉભયને બાલવયમાંથી નિયતકાલિક બ્રહ્મચર્ય પાળીને વિદ્યાર્જન કરવું જોઇએ. બ્રહ્મચર્યનું માહાત્મ્ય પ્રસિદ્ધ હોવાથી તે વિશે અત્રે કશું પિષ્ટપેષણ કરવાની જરૂર જણાતી નથી.

આપણી વિવાહ વિધી એ પવિત્ર છે. આ પુરાતન વેદોક્ત વિવાહ વિધી ઉત્તમ પ્રકારની અને અત્યુચ્ચ સમાજ પદ્ધતીને જે પ્રકારની વિધી જોઇએ તે પ્રમાણેની છે. તેવોજ તે મહિનો પતિપત્નીનો સંબંધ અત્યંત હૃદયંગમ છે તેમાં શંકા જેવું નથી. પરંતુ આ વિવાહ વિધીની કિંમત આજ આપણે કેવા પ્રકારે માનીએ છીએ, તેનો પ્રત્યેક હિંદુઓએ પોતાના મનમાં પૂર્ણ વિચાર કરવો જોઇએ. વિવાહ કાર્યમાં તે મંત્રો ફક્ત મોઢેથી બડબડવામાં આવે છે. તેનો અર્થ કોઇ જાણતું નથી અને જાણવાની ઇચ્છા પણ કરતા નથી. સાંપ્રતમાં યુવાનોમાં ઘણાખરા સુશિક્ષિત અને પ્રૌઢ હોય છે. તે મહિના કેટલાએક ઉત્તમ પ્રકારનું સંસ્કૃત સમજનારાઓ છે. તેઓથી થોડા પ્રયત્ને સર્વ મંત્રોના અર્થ સમજી શકાય તેમ છે પણ તે સમજવાનો પ્રયત્ન કદી કોઇ કરતા નથી. આ સર્વ મંત્રો પુષ્પ યૌવન પ્રાપ્ત એવી વધુને માટે છે. તે બાર વર્ષની વધુમાંથી પુષ્કળને બોલતાં પણ આવડે એ અસંભવિત છે. આવડનાર નથી. આ મંત્રો વરની પાસે બોલાવવાથી નુકશાન શું ? કાંઇજ નહીં. સર્વ કાંઇ ઉપાધ્યાય બડબડી જાય છે. જાણે કન્યા કે વર અને ઉપાધ્યાયનાંજ લગ્ન ન થતાં હોય !

પ્રાચીન વૈદિક કાળમાં પ્રૌઢ વધુનોજ વિવાહ થતો. તેનાં અનેક પ્રમાણો દેવાય તેમ છે. પરંતું સ્થળ સંકોચને લીધે આટલાંથીજ સમાપ્ત કર્યો છે. આ લેખથી વાંચકવૃંદ સમજશે કે સાંપ્રતમાં જે વિવાહ વિધી થાય છે તે પ્રાચીન વિવાહ વિધીનું ફારસ ભજવાય છે. તો તે રીવાજ જેમ બને તેમ નષ્ટ થઇને વરવધુ પ્રતિજ્ઞાઓ સમજી શકે તેવી સ્થિતિનાં થાય ત્યારે લગ્ન કરવાં. આ કાર્ય યુવાનોનું છે. તેઓ જો આગળ આવીને આ કાર્ય આદરે તો તેથી આપણે આદર્શ રૂપ ગૃહ સંસારનું ફળ પ્રાપ્ત કરશું. **સીસ્ટર નિવેદિતા** આપણા યુવાનોને

જે ઉપદેશ આપે છે તે અત્ર લખી આ બહુ લંબાયેલો લેખ હું પૂર્ણ કરૂં છું " તમારા દેશને સુધારવાનાં-તમારી પ્રજાનો ઉદય કરવાનાં ઘણાં સાધનો છે. જ્યારે અમે તમને તે આચારમાં મુકવાનું કહીએ છીએ, ત્યારે જન સમાજથી તમે બ્હીઓ છો—લોકોની નિંદાથી તમને જે સત્ય અને યોગ્ય લાગે છે તે તમે તજો છો; અને કહોછો કે અમે આમ કરીએ તો અમારી જ્ઞાતિના અન્ય પુરૂષો અમારી સાથે જમશે નહિં. અમારા પુત્રપુત્રીઓને અવિવાહિત રહેવું પડે. બ્હીકણતા ભરેલા તમારા આ પ્રશ્નોના ઉત્તરમાં હું તમને કહું છઉં કે—જે લોકોથી તમે બ્હીઓ છો, તેઓ માનવ જાતિના ઉત્કર્ષના દુશ્મન છે. તમે જાણો છો કે તેઓ **અજ્ઞાન, અધમ દેશદ્રોહી છે. તેથી તેમની સાથે જમવું તે એક માન નહીં પણ શરમ ભરેલું માનો. તેમના રૂધીર સાથે ભળવાથી તમારૂં લોહી પણ અપવિત્ર થાય છે એમ માનજો.**

ચંદ્રકુટી—ભાવનગર —ચંદ્રશંકર કરૂણાશંકર દ્વિવેદી.

---

# ખનીજ પદાર્થ
## અને
# તેનાથી બનેલી ઉપયોગી વસ્તુઓ.

(લેખક-રા. ચુનીલાલ બાપુજી, 'નેપોલીયન બોનાપાર્ટ', 'પીટર ધી ગ્રેટ' વગેરેના કર્તા-સુરત).

**જરૂરીઆત**—દેશમાંના ખનીજ પદાર્થો દેશની દોલત વધારવાને ઘણાં સાધન ભૂત છે એ કોઇ પણ કબુલ કરશે. કેટલાક દેશોની મોટાઇ ત્યાંની ખનીજ સંપત્તી વડે પુષ્કળ નીકળવાને લીધે વધેલી છે. સઘળા દેશમાં એ ખનીજ સંપત્તી સરખી વહેંચાયલી હોતી નથી. બ્રેઝીલ, મેક્સિકો, પીરૂ અને બીજા દેશોમાં સોનું રૂપું, અને કીમતી રત્નો ઘણાં મળી આવે છે. ઇગ્લાંડ, ફ્રાંસ, અને હોલાંડ દેશોમાં એ ખનીજ સંપત્તી બીલકુલ નથી. પરંતુ ખનીજ કોલસો અને લોખંડ, તાંબુ, કળાઇ અને સીસું વગેરે ઉપયોગી ધાતુઓ મળી આવે છે, ઇટાલી દેશમાં આરસપહાણ અને ગંધક ઘણો જડે છે પણ તેમાં ખનીજ કોલસા અને કલાઇ બીલકુલ મળતી નથી વાસ્તે એક દેશમાં જે નથી મળતું તે બીજા દેશમાંથી મળે છે: અને જે દેશમાં પોતાના દેશમાં થતી વસ્તુ મળતી નહીં હોય તે દેશમાં તે મોકલે છે; અને તે પ્રમાણે બને દેશો સંપત્તીવાન થાય છે. વિલાયત અને અમેરિકાના દેશોનો વૈભવ મુખ્યત્વે કરીને ત્યાંની ખનીજસંપત્તીથીજ વધ્યો છે. વિલાયતી ખનીજ સંપત્તી ઘણી મોટી છે. આજથી આશરે તેંતાળીસ વરસ પહેલાં એટલે સન ૧૮૭૧ ના સાલમાં તે દેશમાં જે ખનીજ દ્રવ્ય ઉત્પન્ન થયાં તેની ટીપ નીચે આપી છે તે ઉપરથી ગ્રેટબ્રીટન (ઇગ્લાંડ, સ્કાટલાંડ અને આયર્લાંડ) ખનીજ સંપત્તીની સહેજ અટકળ થશે.

| નામ | પરિણામ ટન | આશરે કીંમત રૂપીઆ |
|---|---|---|
| ખનીજ કોલસો | ૧૧,૭૩,૫૨,૦૨૮ | ૩૫,૨૭,૫૬,૦૮૦ |
| લોખંડની કાચી ધાતુ | ૧,૬૩,૩૪,૮૮૯ | ૭,૬૭,૦૫,૭૨૦ |
| કલાઈની કાચી ધાતુ | ૧૬,૨૭૨ | ૧,૦૩,૦૮,૩૪૦ |
| તાંબાની કાચી ધાતુ | ૯૭,૧૨૯ | ૩૮,૭૧,૮૮૦ |
| સીસાની કાચી ધાતુ | ૯૩,૯૬૬ | ૧,૧૫,૫૭,૭૦૦ |
| સુવર્ણ મુખી | ૬૩,૯૭૩ | ૬,૪૯,૮૭૦ |
| જસતની કાચી ધાતુ | ૧૭,૭૩૬ | ૫,૬૩,૩૦૦ |
| રૂપાની ,, | ૫ | ૪,૨૧૦ |
| આર્સનિક | ૪,૧૪૮ | ૧,૪૫,૧૯૦ |
| કાંચ | ૯૬૭ | ૧૩,૯૬૦ |
| સોડા | ૨૦ | ૨,૨૮૦ |
| ફ્લુઅર સ્પાર | ૫૩ | ૨૬૦ |
| મેંગનીઝ | ૫,૫૪૮ | ૨,૨૯,૫૮૦ |
| બરીટા | ૫,૫૧૨ | ૩૫,૩૯૦ |
| કાર્પોલાઇટ | ૩૬,૫૦૦ | ૫,૧૬,૦૦૦ |
| મીઠું ( સીંધવ ) | ૧૫,૦૫,૭૨૫ | ૭૫,૨૮,૬૨૦ |
| ચીકણી માટી | ૧૨,૫૫,૦૦૦ | ૪૭,૫૦,૦૦૦ |
| મૃતિકાના બીજા ખનીજ દ્રવ્યો | ૦ | ૬૦,૦૦,૦૦૦ |
| | સરવાળો | ૪૭,૪૯,૪૨,૩૮૦ |

આટલા ખનિજ પદાર્થ ઉત્પન્ન થતાં એ તે દેશના કારખાનાં ચલાવવાને તે હમેશ પુરો થતો નથી, વાસ્તે લોઢું, તાંબું, સિસું અને કલાઇ તથા જસત વગેરે ઘણી ધાતુઓ બહાર દેશાવરથી મંગાવવી પડે છે.

આપણા હિંદુસ્તાનમાં એ ખનિજ સંપત્તિ ઓછી નથી. આપણે અસલના વખતમાં બીલકુલ નિરાવલંબી હતા એટલે આપણા દેશની ખનિજ પેદાશ ઉપરજ આપણે નિર્વાહ કરતા હતા. એનાં સેંકડો પ્રમાણો છે. આપણા દેશમાં ઇ. સ. પહેલાં ૩૦૦ વરસ ઉપર મેગેસ્થનિઝ નામનો એક ગ્રીક મુસાફર આવ્યો હતો, તેણે પોતાની મુસાફરીની હકીકત લખી છે, તેમાં અહીંના ખનિજ દ્રવ્યો વિષે લખ્યું છે કે,–" એ દેશની જમીનમાં સર્વ ધાતુની શિરા ( વેન ) લાગેલી હોય છે. તેમાં સોનું, રૂપું, તાંબું, લોઢું, કલાઇ અને બીજી ધાતુઓ ઘણી મળી આવે છે. એ ધાતુથી પોતાને ઉપયોગી ચીજો અને ઘરેણાં લોકો કરે છે. તેમજ ખેતી વગેરેનાં ઓજારો અને લડાઇનાં હથિઆરો બનાવે છે.

આ વર્ણનની સાથે હિંદુસ્તાનની હાલની સ્થિતિ સાથે સરખાવશો તો તમને અતિશયોક્તિ કે કપોલકલ્પિત લાગશે તથાપિ હિંદુસ્તાનના ભૂગર્ભશાસ્ત્રની તપાસ કરીને જે માહિતી તે કામ કરનારા અધિકારીઓએ પ્રસિદ્ધ કરી છે, તે જેણે જોઇ હશે, તેને એ વર્ણન

અક્ષરેઅક્ષર ખરૂં લાગશે. એ યુરોપ ખંડના જેટલો એક વિશાલ દેશ હોવાથી ત્યાં નાના પ્રકારનાં ખનિજ દ્રવ્યો મળી આવે એ સ્વાભાવિક છે, હિંદુસ્તાનની માપણી કરનાર અમલદારે ( સર્વેયર જનરલ ઑફ ઇંડીયા ) પોતાનો એવો અભિપ્રાય આપ્યો છે કે, “ હિંદુસ્તાન દેશને પૃથ્વી ઉપરના બીજા સર્વ દેશોથી અળગો કરી નાંખીને એકલો રહેવા દીધો હોય, તોય ખનિજ દ્રવ્યથી બનતા જે જે પદાર્થ જરૂરના છે અને સુધરેલા દેશો જરૂરના ગણે છે. તે સઘળા હિંદુસ્તાનમાંજ સહેલથી થઇ શકે, પણ માત્ર લોકોને હાલ કરતાં લગાર વધારે કિંમત આપવી પડે. ”

સોનું, રૂપું, તાંબું, લોઢું, કલાઇ ઇત્યાદિ ઘણીખરી ધાતુ અને બીજા ખનિજ પદાર્થ આ દેશમાં મળી આવે છે. તેની ખાણો અને તેમાંથી મળી આવતી અશોધિત ધાતુ જો કે યુરોપિયનોને ન ગમી લાગે છે તથાપિ દેશી લોકો ઘણોજ શ્રમ લઇને તેમાંથી શુદ્ધ ધાતુ કહાડતા હતા. એથી કરીને તે મોંઘી વેચાતી હતી તથાપિ પરદેશ માંહેલી ઘણી સુધરેલી અને શાસ્ત્રિય રીતે તૈયાર કરેલી એજ ધાતુ છેક ખાણ આગળથી આણીને પરદેશી વેપારીઓ વેચવા લાગ્યા તેથી અહીં પેદાશ થતી એવી મોંઘી ધાતુ કોણ લઇ શકે ? એવું થવાથી તે ખાણોમાં કામ કરનારા મજુરી કરીને પેટ ભરવા લાગ્યા. આ સ્થિતિ, પોરબંદર, શિરોહી, પાલણપુર ઇત્યાદિ જગાએ મારી નજરે જોઇ છે. હાલમાં હિંદુસ્તાનમાં કોઇ પણ ધાતુની પેદાશ નથી એમ કહીશું તો ચાલશે. ફક્ત મ્હૈસુર તરફ કેટલાએક ઇંગ્રેજ વેપારીઓ થોડું સોનું કહાડે છે. અને કેટલાએક ધારવાડી અને મારવાડી લોકો ઘણીજ માથાકુટ કરીને લોઢું ઉત્પન્ન કરી તેના કડછી, તવેથા, ચીપીયા, સાંણશી લોઢી વગેરે જણસો બનાવીને વેચી જેમ તેમ પેટ ભરતા હતા, પણ પછી બળતણની મોંઘવારીને લીધે તે કામ છોડી દઇને ખેતી કે મજુરી કરવા લાગ્યા. અને તાંબા વગેરે બીજી ધાતુનો ધંધો તો ઘણા વરસથી બંધ પડેલોજ છે.

આપણા દેશમાં ઉપર કહ્યું તેમ સર્વ ખનિજ સંપત્તિ હોવા છતાં પરદેશથી તે જનસ દર વરસે કેટલું આવે છે, તેની અટકલ આ આપેલી યાદી ઉપરથી થઇ શકશે. એ અંદાજ સને ૧૮૮૦ નો છે.

| | |
|---|---|
| કિંમતી રત્નો | ૧૫,૫૨,૭૯૯ |
| ખનિજ કોલસો, કોક વગેરે | ૧,૧૭,૪૦,૭૧૫ |
| ખનિજ તેલ ( પેટ્રોલિયમ ) | ૪૮,૧૯,૦૭૯ |
| ગંધક | ૮૬,૨૯૦ |
| આર્સનિક ( સોમલ, હરતાલ ) | ૫,૨૫૬ |
| પારો | ૫૮૮૪૩૬ |
| સોનું ( નાણા સુદ્ધાં ) | ૨૦૫૦૩૯૨૯ |
| રૂપું | ૯૬૦૫૦૦૧૯ |
| તાંબું | ૧૬૨૦૧૫૪૭ |
| પીતળ | ૫,૨૮૪૮૪ |
| સીસું | ૧૦૬૨૯૫૮ |
| જસત | ૧૪૪૩૫૯૯ |

| | |
|---|---|
| કલાઇ | ૯૮૮૪૫૯ |
| લોઢું. | ૧,૨૨,૯૩૮૪૭ |
| ચાક | ૧૯૨૯૪ |
| સિંધવ | ૭૬,૨૫,૩૫૧ |
| સુરોખાર | ૪૯ |
| ટંકણખાર | ૯૨૨૦ |
| પથરા ( ઘંટી, અસણ વગેરે | ૯૩૪૧૪ |
| | ૧૭,૫૬,૦૯,૪૯૭ સરવાળો. |

**ખનિજ પદાર્થનાં વિશેષ લક્ષણો:**—ખનિજ પદાર્થોમાં કેટલાંએક વિશેષ લક્ષણો હોય છે તે પરથી તેને આપણે ઓળખી શકીએ છીએ. તે માહેલાં એકલા એક ઘણાં મહત્વનાં અને કેટલાંએક સાધારણ લક્ષણોનું અત્રે વિવેચન કરીએ છીએ, વધારે વિસ્તારથી તે તે પદાર્થની બાબતમાં આવશે.

**ચળકાટ**—કેટલાંએક ખનિજ પદાર્થમાં ચળકાટ હોય છે અને કેટલાએકમાં થોડો હોય છે; તથાપિ એ ચળકાટનું માપ સુમાર ભરેલું હોય છે, વાસ્તે જૂદા જૂદા ખનિજ પદાર્થનો ચળકાટ કેટલો છે તેનો વિચાર ન કરતાં કોના જેવી છે એટલે કે કઇ જાતનો છે, તેટલોજ વિચાર કરવાની જરૂર છે. ખનિજ પદાર્થોમાં મુખ્ય ચાર તરેહની ચમક હોય છે.

( ૧ ) ધાતુના જેવી ચમક;—એ શિસાપેનના પથરા જેવા ખનિજ પદાર્થમાં હોય છે. ( ૨ ) કાચ જેવી ચમક:—બિલોરી કાચ અથવા કાચ મણી અથવા સ્ફટિક જેવા કેટલાએક ખનિજોને હોય છે તે. ( ૩ ) સબ જેવી ચમક:—અંબર જેવા પદાર્થને હોય છે. અને ( ૪ ) મોતી જેવી ચમક, શિરગોળ્યા કે ગીકોડી જેવા કેટલાએક પદાર્થને હોય છે.

કેટલાએક ખનિજ પદાર્થમાં કંઇજ ચળકાટ હોતો નથી. ઉલટો તે ઝાંખો હોય છે. જેમ કે ચાક, ખડી, ચીકણી માટી, સ્લેટ વગેરે.

**રંગ**—ખનિજ પદાર્થને અનેક રંગ હોય છે. કોઇ કોઇ વાર બીજા પદાર્થના ભેળને લીધે જૂદા જૂદા રંગની તેમાં ઝાંખ એકજ પદાર્થમાં મારે છે. ગંધકમાં ત્રાંબાની ભેળથી કાલો રંગ આવે છે. કાર્બોનિક આસીડ પદાર્થમાં ઓક્સીજનના ભેળથી તેને લીલો રંગ આવે છે. તે જેગામ કહેવાય છે. વળી કોઇ કોઇ વાર જુદા જુદા ખનિજ પદાર્થો એકજ રંગના હોય છે. સુવર્ણમુખી ( લોખંડનો સલ્ફાઇડ ) એ અશોધિત ધાતુ અને તામ્રમુખી ( તાંબાનો સલ્ફાઇડ ) એ તાંબાની અશોધિત ધાતુ એ રંગ આબેહુબ એવા તો સરખા દેખાય છે કે દુરથી ઓળખી પણ શકાતા નથી. તામ્રમુખી નરમ હોય છે એટલાજ ઉપરથી તે ઓળખાય છે. જુદા જુદા ખનિજ પદાર્થ હંમેશાં એકજ રંગના હોય છે એવું કશું નથી. સ્ફટિક ઘણું કરીને રંગ વગરનો ધોળો હોય છે પણ કદી કદી તે કાળા ઘેરા રંગનો પણ હોય છે. તેજ જાતનો અકીક, યાકૂત, ગોમેદને પણ જુદા રંગો હોય છે. કુરૂંદ શીકા રાતા રંગનો હોય છે. એ ઉપરથી કહેવાનું કે ખનિજ પદાર્થ ઓળખવા સારૂ તેનો રંગજ ઘણો ખરો ઉપયોગી થઇ પડતો નથી તે ઉઘાડુંજ છે.

કઠણાઇ--જુદા જુદા ખનીજ પદાર્થોની કઠણાઇ જુદા જુદા પ્રમાણમાં હોય છે તથાપિ એકજ જાતના ખનીજ પદાર્થની કઠીણતા હમેશાં નિયમિત અને કાયમ હોય છે. માટે ખનીજ પદાર્થ ઓળખવાને વાસ્તે તેની કઠીણતા ઘણી ઉપયોગી પડે છે. કઠીણાઇ પારખવાનું કામ સહેલું છે. એકના ઉપર બીજાને ઘસવાથી કયા ઉપર સહેલમાં લીસોટા પડે છે તે જોયું એટલે થયું.

એક પદાર્થને બીજા ઘસડાયલા પત્થર ઉપર જે પ્રતિબંદ થાય છે તેને કઠણાઇ કહે છે. કાઠીણ્ય જોવાને કાનસ વડે પદાર્થને ઘસ્યો હોય તેમ કરતાં જે ભુકો પડે અને જેપ્રકારનો અવાજ થાય તે ઉપરથી કઠણાઇની અટકળ થશે. પદાર્થ કઠણ હોય તો ભુકો થોડો પડશે અને અવાજ મોટો થશે અને જો પોચો હશે તો ભુકો ઘણો પડશે, અવાજ ઝીણો થશે. ચપ્પુના પાના વતી અને નખ વડે પણ સાધારણ કઠીણતા સમજી શકાય છે. આગલી પદ્ધતિ પ્રમાણે સાતની અંદરના પદાર્થો ઉપર ચપ્પુ વડે ચીરા પડે છે અને ત્રણથી અંદરની તો નખથી ઘસરકા પડે છે.

ખનીજ પદાર્થની કઠીનતા તેની યોગ્યતા પ્રમાણે એક, બે, ત્રણ, ચાર ઇત્યાદિ સંખ્યા વડે દેખડાવ્યો છે, દાખલા તરીકે જો જુદા જુદા પદાર્થના ચરા ચંદ્રકાંત ઉપર પડયા. અને સ્ફાટીક ઉપર પડયા નહીં તો તેનું કઠણપણ ૭ અને સાતની વચ્ચે હશે અને જે ચંદ્રકાંત અથવા સ્ફાટીકની પાસે પાસે હશે તેની કઠણાઇ ૬ ને ૦૨ ૬ ને ૦૪, ૬ ને ૦૫ અથવા ૬ ને ૦૭ દેખડાવતા આવડશે.

નંબર ૧ અભ્રખ અથવા ચાકને આપણે નખ વડે ખોતરી શકીએ છીએ.

નંબર ૨ સિંધવ એટલે ખનિજ મીઠું ( રાક સાંલ્ટ ) ના ઉપર પણ નખ વડે કાપા પડે છે પણ લગાર વધારે જોર કરવું પડે છે. એ સિંધવના કકડાથી ત્રાંબા નાણા ઉપર કાપા પાડી શકાતા નથી.

નંબર ૩ સફેદ સુરમો ( કયાલ્કસ્પાર ) એ વડે ત્રાંબા નાણા ઉપર ચીરા પડે છે. અને તેના ઉપર ત્રાંબાના પૈસાથી પડે છે. એટલે કે સફેદ સુરમો અને ત્રાંબાનો પૈસો એ બે એક સરખા કઠણાઇના છે.

નંબર ૪ ચિત્ર ખનીજ ( ફ્લુઅર સ્પાર ) ના ઉપર તાંબાના પૈસા વડે કાપા પડી શકાતા નથી અને એ વડે કાચ ઉપર કાપા પડતા નથી.

નંબર ૫ ( આપેટાઇટ ) ગોમેદ ઉપર ઘણા જોરથી કાચ ઉપર લગાર કાપા પડી શકે છે. પણ તે ચપુઓસો સેહેલથી છોલી શકાય છે.

નંબર ૬ ( ફેલ્સ્પાર ) ચંદ્રકાંત વડે કાચ ઉપર સહેજ કાપ પડાય છે. તથાપિ ચંદ્રકાંત ઉપર ચપ્પુ ચાલી શકતો નથી.

નંબર ૭ ચકમકનો પથર ( ફ્લિંટ ) અથવા કાચમણી ( કર્વાસ ) ઉપર ચપુથી ચીરો પડતો નથી. ફક્ત ખરા લોઢાના કાનસથીજ તેને છોલી શકીએ છીએ.

નંબર ૮ પોખરાજ.

નંબર ૯ કુરૂંદ અથવા અમેરી.

નંબર ૧૦ હીરા.

હીરો ઘણોજ કઠણ ખનિજ પદાર્થ છે. તેના જેટલો બીજો કોઇ પણ કઠણ પદાર્થ છેજ નહીં. એ વડે બધા ઉપર કાપા પડી શકે છે તેને લીધેજ કાચ કાપવા અને ઘસવા સારૂ તેનોજ ઉપયોગ કરે છે. કાચ કાપવા સારૂં હીરાકણી વપરાય છે. ઘસેલા હીરાને જે પેહેલ પડેલી હોય છે તે વડે કાચ ઉપર ચીરો પાડીએ તોતે પહેલ જલદીથી ખરાબ થઇ જશે. કાચ કાપતી વેળાએ જ્યાંથી તેનો કકડો કરવો હોય ત્યાં આગળ એક લાકડાની ચીપ આંકડી પેઠે મુકીને પેલી હીરાકણીવડે લીટી પાડે છે. તે પછી કાચને લગાર જોરથી દાબીને લીટી આગળથી નમાવે છે એટલે કપાયલો ભાગ જૂદો પડે છે. હાલમાં ગ્રેનાઇટ જેવા કઠણ ખડકમાં કાણાં પાડવા સારૂ હલકી જાતના કાળા હીરા વપરાવા લાગ્યા છે. ખાણોમાં ઉંડું ઉતરવાને એવા હીરાના સાયડા વપરાય છે, તેને ડાયમંડ બોરીંગ કહે છે. પોલાદના સાયડા વડે જે દર પાડવાને એક માણસને બે દીવસ લાગે તેજ દર આ બોરીંગવડે એક કલાકમાં પાડી શકાય છે.

**વિશિષ્ટ ગુરૂત્વ**—પાણીને પ્રમાણભૂત કલ્પીને તેના વજન સાથે ખનિજ પદાર્થનો અને બીજા ઘનપદાર્થ તથા દ્રવ રૂપી પદાર્થના વજનની સરખામણી કરે છે અને પાણી કરતાં જેટલા પટ બીજો પદાર્થ ભારે હોય છે. તેટલી ઘણી સખ્યાને વિશિષ્ટ ગુરૂત્વ અથવા વજન કહે છે. એ ધ્યાનમાં રાખવું જોઇએ કે, વિશિષ્ટ ગુરૂત્વ કહાડતાં સામાન્ય આકારના પદાર્થ લેવાય છે અને જૂદા જૂદા પાદાર્થ તેટલાજ આકારના પાણીના વજનથી કેટલા પટ છે તે કહાડવામાં આવે છે. તેટલાજ આકારના પાણીથી ગંધક બેવડો અને ચકમકનો પથરો ત્રણ ઘણો ભારે છે. લોઢાના સરખા આકારના બે કકડા લઇએ તો તેનું વજન સરખું થશે. સરખા આકારમાં એકજ પદાર્થના પરમાણુઓનો જથો સરખો હોય છે તથાપિ એક કકડાની જગાએ બીજો તેવડોજ શિસાનો કકડો લઇશું તો તે વજનમાં ભારે થશે એટલે કે, સરખા આકારમાં શિસાના પરમાણું લોખંડ કરતાં વધારે હોય છે. ૪ અંશ ઉષ્ણમાનના શુદ્ધ પાણીનું વિશિષ્ટ ગુરૂત્વ એક કલ્પીને હમેશાં નજરે પડતા ખનિજ પદાર્થનું વિશિષ્ટ ગુરૂત્વ નીચેની યાદીમાં આપવામાં આવ્યું છે.

| નામ | વિ. ગુરૂત્વ. | ધાતુ | વિ. ગુરૂત્વ. |
|---|---|---|---|
| પાણી-( નદીનું ) | ૧-૦૦ | હીરો | ૩-૫ |
| ખનિજ કોલસા | ૧-૨૦-૧-૫ | અબ્રેરી | ૪-૦૦ |
| ચીકણી માટી | ૧-૮૦-૨-૭ | એલ્યુમિનમ | ૨-૬૮ |
| ગંધક | ૧-૯૮ | જસત | ૬-૬૫ |
| સિંધવ | ૨-૨૫ | લોખંડ | ૭-૭૮ |
| ગ્રાનાઇટ | ૨-૬૦ | ત્રાંબુ | ૮-૮૭ |
| સુનાના પથર | ૨-૨૫ | રૂપું | ૧૦-૪૭ |
| કાચ | ૨-૪૮ | શિસું | ૧૧-૩૫ |
| ચાક | ૨-૫૦ | પારો | ૧૩-૬૦ |
| સ્લેટનો પથર | ૨-૭૫ | સોનું | ૧૯-૩૬ |
| ચકમકનો પથર | ૨-૭૦ | પ્લાટિના | ૨૨-૦૭ |
| આરસ પહાણ | ૨-૮૩ | | |

કોઇ પણ પદાર્થનું વિશિષ્ટ ગુરૂત્વ ક્હાડવું હોય તો ત્રાજવાથી પહેલાં તેનું વજન કરવું ત્યાર પછી તે પદાર્થને ઝીણી દોરીથી બાંધીને તેને ત્રાજવાના પલ્લા સાથે બાંધવો અને તે પલ્લાની નીચેથી પાણીનું ભરેલું વાસણ મૂકીને તે પાણીમાં પેલા પલ્લા વાળા પદાર્થને બુડાડવો. પાણીનો આધાર મળવાથી તે વજનમાં ઓછો થશે. જેટલું વજન ઓછું થશે તે પેલા પદાર્થના આકાર જેટલા પાણીનું વજન થશે. એટલે પદાર્થના મૂળ વજનને ભાગવાથી વિ. ગુ. નીકળશે.

એક ઘનફુટ પાણીનું વજન ૧૦૦૦ આંઉસ એટલે ૨૫૦૦ તોલા અથવા રૂપિઆ ભાર હોય છે. એટલે ઉપરના કોઇ પણ પદાર્થનું વજનને ૧૦૦૦ અથવા ૨૫૦૦થી ગુણવાથી આંસ અથવા તોલા તેના એક ઘનફુટનું વજન થાય છે. જેનું વિ. ગુરૂત્વ પાંચ કરતાં વધારે ઘણું થાય છે. તે ઘણું કરીને અશોધિત ધાતુજ હોય છે. વાસ્તે પાંચ કરતાં જેનું વિ. ગુ. ઓછું હોય તે ચુનો અથવા માટીનો પદાર્થ છે એમ સમજવું.

આકાર—ઘણાખરા ખનિજ પદાર્થ નિશ્ચિત આકાર ધારણ કરનાર હોય છે તેને સ્ફટિક કહે છે. અને એ રૂપ ધારણ કરનાર પદાર્થને સ્ફટિક રૂપ કહે છે. સફદ સુરમો આરસપહાણ, કાચમણી, એ સ્ફટિક રૂપ માલમ પડે છે. માટી, ચાક ઇત્યાદિ જેને વિશેષ સ્ફટિક રૂપ નથી હોતું તે નિષ્કૃતિ કહેવાય છે. સઘળા ખનિજ પદાર્થની પછી તે સ્ફટિક રૂપ ધારી હોય કે નિરાકૃત હોય તેની અંતસ્થ રચના એવી હોય છે કે તેને ફોડીએ તો વિશેષ દિશામાં તેની ફુટ વધારે હોય છે. મીઠું અથવા સિંધવ અને શિસાની અશોધિત ધાતુને ફોડીએ તો તેના ભરેલા ચોરસ આકારના કટકા પડે છે. થા મારીને ખનિજ પદાર્થને ફોડીએ તો ફુટેલે ઠેકાણે પણ કંઇ વિશેષ પ્રકાર નજરે પડે છે. કેટલાએકમાં સ્લેટ જેવાં પડનો જથ્થો હોય છે. ને કેટલાએકને ફુટેલા ઠેકાણાનો પૃષ્ટ ભાગ ગોળ દેખાય છે, ચકમકીઆ પથરનું એવું દેખાય છે. કેટલાએકની ચાક અને માટીની પેઠે અનિયમિત ફુટ હોય છે અને કેટલાએકની સિંધવ સરખી નિયમિત હોય છે.

પારદર્શકતા—કેટલાએક ખનિજ પદાર્થનો ટોંક આગળજ માત્ર પ્રકાશભેદ હોય છે. ચકમકીઆ પથરની ધાર એવાજ પ્રકારની હોય છે. ચંદ્રકાંત અથવા ફેલ્સપાર સરખા કેટલાએક પદાર્થ સર્વત્ર પ્રકાશ ભેદ્ય હોય છે. પણ તેની આરપાર દેખાતું નથી અશુદ્ધ કાચમણીની કેટલાએક પદાર્થ અર્ધવટ પારદર્શક હોય છે. અને કેટલાએક શુદ્ધ કાચમણી જેવા પૂર્ણ પારદર્શક હોય છે અને કેટલાક અપારદર્શક હોય છે.

વાસ, સ્વાદ ઇત્યાદિ કેટલાએક ઓછા મહત્વનાં લક્ષણોથી પણ ખનિજ પદાર્થ ઓળખી શકાય છે. ગંધકની, ચીકણી માટીની, અને શિલાજીત ઇત્યાદિ ખનિજોની વાસ હોય છે જે ખનિજ પદાર્થ પાણીમાં ઓગળી શકે છે. તેમાં ખારો, કડવો ઇત્યાદિ સ્વાદ હોય છે. તેમજ કાચમણી જેવા કેટલાએકને ચોળવાથી અથવા ઘસવાથી પ્રકાશ પડે છે.

હવે મુખ્ય મુખ્ય ખનિજ પદાર્થનું વર્ણન કરીએ છીએ. એ હકીકતની સવડ સારૂ ખનિજ પદાર્થના મુખ્ય ૭ વર્ગ પાડયા છે. ( ૧ ) ચુનકટ એટલે જેમાં ચુનો હોય એવા ખનીજ પદાર્થ, ( ૨ ) રેતાળ એટલે રેતીવાળા પદાર્થ, ( ૩ ) જેમાં માટી ભળેલ હોય

એવા ખનિજ, એમાંજ મુલ્યવાન રત્નોનું વર્ણન કરવામાં આવ્યું છે. ( ૪ ) જ્વાલાગ્રાહી ( સળગી ઉઠે એવા ) ખનિજો, ( ૫ ) ખારટ એટલે ક્ષારવાળા પદાર્થ અને ( ૬ ) ધાતુ.

ધાતુના ( ૧ ) કિંમતી ધાતુ, ( ૨ ) સાધારણ ધાતુ અને ( ૩ ) મિશ્ર ધાતુ એવા ત્રણ પેટા વિભાગ કલ્પેલા છે. પ્રત્યેક પદાર્થના વર્ણન પછી તેમાંથી બનનારા ઉપયોગી પદાર્થનું અને તેની કૃતીનું વર્ણન કરવામાં આવ્યું છે. જેમકે ચકમકની પછી કાચનું, ચીકણી માટીની પછી તેના વાસણોનું અને લોખંડની પછી સોય, ચપ્પુ, કાતર, ખીલા, ટાંક ઇત્યાદિનું વર્ણન કરેલું છે.

## ચુનાવાળા ખનિજ પદાર્થ.

ચુનાવાળા જે ખનિજ પદાર્થ નજરે પડે છે. તેમાં મુખ્ય પાંચ છે:—૧ ચાક, ૨ ચુનાના પથરા, ૩ આરસ પહાણ, ૪ નિપ્સમ એટલે ચીરોડી અથવા શિરગોળા, ૫ ગોદંત.

તેમાંના પેહેલા ત્રણ કાર્બોનિક આસિડ વાયુ સાથે સંયોગ પામીને બનેલા છે. તેના ઉપર એકાદો જલદ તેજાબ નાંખીએ તે ખદખદાને તેમાંથી એ વાયુ બહાર નીકળે છે. જેમકે વિનીગર ( સરકો ), સલફ્યુરિક આસિડ ( ગંધકનો તેજાબ ) અથવા નૈટ્રિક આસિડ ( સુરાખારનો તેજાબ ) અથવા મ્યુરેટિક આસિડ ( શંખદ્રાવ ) એમાંનો એક કોઇ ચુનાવાળા પદાર્થ ઉપર નાંખવાથી ઉપર કહ્યા પ્રમાણે કારબોનિક ગ્યાસ બહાર પડે છે. તે ફક્ત હવા નથી હોતી તે સહેલથી દેખાડી શકાય છે. જે વાસણમાં ચાક અથવા ચુનાનો પથર મુકીને ઉપર તેજાબ નાખ્યો હશે તેમાં તેના ખદખદાટથી ઉપલી બાજુમાં જે હવા એકઠી થાય છે, તેમાં જો બળતી બત્તી ઘાલીએ તો તે તરત ઓલાઇ જશે. એ ત્રણે પદાર્થનું નામ રસાયન શાસ્ત્રમાં ચુનાનો કાર્બોનેટ આપ્યું છે. એ કાર્બોનેટમાંથી કાર્બોનિક આસિડ ગ્યાસ તરત કહાડવો હોય તો એક પહોળા મોઢાના બિલોરી કાચના વાસણમાં સફેત આરસપહાણ અથવા ચાકના કટકા મૂકવા અને ડુબી જાય એટલું તેમાં પાણી નાંખવું ને તેના ઉપર મ્યુરેટિક અથવા હૈડ્રો ક્લોરિક આસિડ થોડો શેક શેક નાંખવો, તેમાં પાણી નાંખવું ને તેના ઉપર મ્યુરેટીક અથવા હૈડ્રોક્લોરીક એસિડ થોડોએક નાંખવો એટલે કેટલીએક મિનિટે ચુનો કે ચાક ખદખદીને જોરથી કારબોનિક આસિડ ગ્યાસ નીકળશે. થોડોએક વખત ગયા પછી તે વાસણ ઉપર કાચનો દટો મારશો તો એક બે મિનિટમાં આખું વાસણ કાર્બોનીક આસિડ ભરાઇ જશે. વળી એ માંહેલા પદાર્થને તપાવીને લાલચોળ કરશો તોપણ તેમાંથી આસિડ ગ્યાસ નીકળી જઇને પાછળ માત્ર ચુનો રહેશે.

### ચુનો.

ચુનો તૈયાર કરવાની સાધારણ રીત એવી હોય છે કે ચુનાના પથર અને બળતણ થર એક ઉપર એક સીંચીને ભઠ્ઠી તૈયાર કરીને તેને તળીએથી સળગાવે છે; અને તે પથરા ચોળ થયા એટલે તેમાંથી કાર્બોનિક આસિડ ગ્યાસ અને પાણીની વરાળ નીકળી જાય છે. ભઠ્ઠીમાં એકલો પાછળો ચુનોજ રહે છે; તેને ઇંગ્રેજીમાં ક્વિક લાઇમ કહે છે.

એવા તૈયાર થએલા ચુનામાં ત્રણ ગુણ હોય છે. તેને પાણી સાથે રસાયન પ્રીતિ ઘણી

હોય છે. તેના ઉપર પાણી નાંખીએ તો કેટલુંક પાણી તરત સોસાઇ જાય છે, અને થોડીજ વારમાં તે કળી ફુટી જઇને ઘણો ગરમ થઇ લોટ જેવો ભૂકો થઇ જાય છે, એને કાળરેલો ચુનો કહે છે.

જે પાણી ચુનાની સાથે મળી જતું નથી તે રસાયન સંયોગથી ઉત્પન્ન થએલી ગરમી વડે વરાળ થઇને ઉડી જાય છે. ચુના સાથે પાણી મળવાથી એટલી ગરમી ઉત્પન્ન થાય છે કે તે ગરમીથી ખીચડી રાંધી શકાય છે. ઇગ્લંડ જેવા ઠંડા દેશમાં મજૂર લોક એ ઉષ્ણતા વડે પોતાના લૂગડાં ગરમ કરે છે અને તાપે છે. એ ગરમી વડે લાકડાં બળે છે અને કોઇ કોઇ વાર આગ પણ લાગે છે; વળી ચુનાથી ભરેલા ગાડાં જતાં હોય તેના ઉપર ઓચીંતો વરસાદ પડે તો તે ગાડું સળગી ઉઠે છે. તેમજ વહાણ કે મછવામાં એવા ચુનાના પથરા ભર્યા હોય અને તેમાંના એકાદ કાણામાંથી પાણી પેલા મછવા કે વહાણમાં દાખલ થવાથી પણ એવા અકસ્માત બનેલા છે. એવા પલાળેલા ચુનાને રસાયન શાસ્ત્રની ભાષામાં ક્યાલ્સિયમ હૈડ્રૂટ કહે છે. કારણ કે ચુનો કંઇ એકાકી પદાર્થ નથી. પણ ક્યાલ્સિયમ નામના ધાતુ સાથે મળેલો પદાર્થ છે.

પાકેલો ચુનો પાણીમાં થોડો ઓગળે છે. અને જે પાણીમાં ચુનો પીગળેલો હોય તે પાણીને ચુનાની નિમળી કહે છે. તેનો સ્વાદ લગાર તીખાસ પડતો હોય છે. તે ઔશધમાં ઘણું વપરાય છે. નાના છોકરાને દુધ પચતું ન હોય ત્યારે તેમાં આ નીમળી મેળાને પાવાથી તે પચે છે. કેમકે એ નિમળીમાં પાચન શક્તિ વધારવાનો ગુણ છે. વળી એવા પલાળેલા ચુનાની સાથે તેલ ફીણીને દાઝેલા શરીર ઉપર ચોપડવાથી તેને આરામ થાય છે. પલાળેલો ચુનો અથવા ચુનાની નિમળી જો હવામાં ઉઘાડી રહે તો હવા માંહેલો કાર્બોનિક આસિડ વાયુ હળવે હળવે શોષણ કરીને મૂળના કારબોનેટની સ્થિતિમાં આવે છે. ચુનાની નિમળી હવામાં ઉઘાડી રહે તો એ વાયુ શોષણ કરવાને લીધે જે કારબોનેટ બને છે તેની તર નિમળી ઉપર જામીને મલાઇની પેઠે પોપડો બાઝે છે. નિમળીમાં એ વાયુ દાખલ થવાથી જે કારબોનેટ બને છે તે પાણીમાં ઓગળતો ન હોવાથી નિમળી દુધ જેવી ધોળી થાય છે. એ જો તરત જોવું હોય તો એ ઝીણી કાચની નળી અથવા પાતળા બરૂની ભૂંગળી વડે તે નિમળીમાં કેટલીક વાર સુધી ફુંક મારવી. એટલે શ્વાસોશ્વાસની સાથે જે કાર્બોનિક આસિડ વાયુ તેમાં દાખલ થાય છે, તે ચુના સાથે મળીને તેનો અવિદ્રાવ્ય કાર્બોનેટ તળીએ બેસી જાય છે તેને લીધે નીમળી સફેદ દુધ જેવી જણાય છે. ઓસડમાં વાપરવા સારૂ ચુનાની નિમળી તૈયાર કરવી હોય તો એક શીશીમાં થોડુંએક પાણી લઇને તેમાં થોડોએક પલાળેલો ચુનો નાંખવો અને પછી તે શીશીને ખૂબ હલાવવી: ને પછી કેટલીક વાર સુધી તે શીશી મૂકી છાંડવી. એટલે ચુનો તળીએ ઠરી જશે અને ઉપર નીતર્યું પાણી રહેશે તે કહાડી લેવું. વળી પાછું થોડુંક પાણી નાખીને હલાવીને મૂક્યા પછી થોડી વારે તૈયાર થએલ નિમળી નીતારી લેવી. ચુનામાં અને નિમળીમાં આલ્કલીનો ધર્મ હોવાથી કેટલીએક વનસ્પતિના કાળા રસનો લીલો રંગ થાય છે અને હળદનો રાતો રંગ થાય છે.

ચુનો શુદ્ધ સ્થિતીમાં અથવા પલાળેલો હોય ત્યારે તે પ્રાણીજ પદાર્થનો નાશ કરે છે. ભીંત

ઉપર કે બીજી કોઇ જગાએ ચુનો ઘોળવાથી અથવા ચુનાના પાણીમાં કપડાં બોળાથી અથવા બોળી રાખવાથી તે માંહેલા ઝીણા જંતુઓ નાશ પામે છે. અને ચામડી ઉપર કેટલીકવાર ચુનો લાગવાથી તે ચામડી બળી જાય છે અને ભૂલથી જો તે આંખમાં જાય તો તે સુજી આવે છે. અને કોઇ કોઇ વાર તો સદાને માટે આંખ પણ જતી રહે છે. ચુનામાં જલદ આસિડ સાથે ભળી જવાની અને તેના વિશેષ ગુણનો નાશ કરવાની શક્તિ છે. કાર્બોનિક આસિડ વાયુ સાથે ચુનો મળીને ચાક, આરસપહાણ, વગેરે બને છે. એ બધા ચુનાના કારબોનેટ છે. તેમજ સલફ્યુરિક આસિડ સાથે મળીને ચુનાનો સલફેટ એટલે. જિપ્સમ થાય છે. વળી ફૉસ્ફોરિક આસિડ સાથે મળવાથી ચુનાનો ફાસ્ફેટ ( હાડકાંનો મુખ્ય ઘટક ) બને છે. અને ક્લોરિન વાયુ સાથે સંયોગ પામવાથી ચુનાનો ક્લોરાઇડ બને છે.

### ઉપયોગ.

વ્યવહારમાં ચુનો ઘણા કામમાં આવે છે. ઇમારત બાંધવામાં ઠામ ઠામ ચુનાનું કામ પડે છે તેમજ સર્વ પ્રકારની રસાયનિક કલામાં તે અત્યંત ઉપયોગી પડે છે. સાંકર બનાવતાં તેમાંના આસિડનો અંશ દુર કરવાને ચૂનાનો ઉપયોગ કરે છે. ચામડી ઉપરના વાળ કહાડવા સારૂ અને તે ઉપરની ચરબી વગેરે ચીકણા પદાર્થને કહાડી નાંખવા સારૂ ચમાર લોક ચૂનો વાપરે છે. વળી જમીનને ફળદ્રુપ બનાવવા સારૂ પણ ચૂનો ઉપયોગી છે. તેમજ કોહેવાણીઆ જમીન ઉપર જે લીલ કે લીલોતરી ઉગી હોય તેનું પૃથક્ભવન ચૂનાથી થાય છે. અને ઘટ બંધાયલ ચીકણી માટીની જે જમીન હોય છે. તેમાં ચુનો નાંખવાથી તે બગરી બનીને વનસ્પતિના તંતુઓ દાખલ થવા લાયકની બને છે. વળી તેના જે અને સંયુક્ત પદાર્થ બને છે તેનું તે તે પદાર્થના વર્ણનમાં ધ્યાન કરવામાં આવેલું છે. છીપો, પરવાળાં કોડીઓ, પક્ષીનાં ઇંડાંના કવચ એ ચુનાનીજ મેલવણીના પદાર્થ હોય છે. (અપૂર્ણ).



## ઝાડો સ્થલાંતર કેમ કરે છે ?

( અનુવાદક—બાલકવિ—જામનગર. )

ઉપરોક્ત શિર્ષક વાંચીને કેટલાક વાચકોને આશ્ચર્ય લાગશે, કેમકે અન્ય પ્રાણીઓ પ્રમાણે ઝાડોને ચલન શક્તી ન હોવાથી તે એક સ્થળેથી બીજે સ્થળે જઇ ઉગે, એ માણસની મદદ વિના બનવું અશક્ય છે. એમ પ્રથમ દર્શનિક રીતે જણાય એ સ્વાભાવિક છે. પરન્તુ ઝાડનું બીજ માણસ બીજી જગાએ લઇ જઇ ત્યાં વાવે છે, એ એકજ ઝાડોના વિસ્તારનું ખરૂં કારણ છે એ માનવું ભૂલ ભરેલું છે. સૃષ્ટીની ઉથલપાથલ ચલાવનારા સૃષ્ટીકર્તાનું કૌશલ્ય વનસ્પતિ શાસ્ત્રના અન્ય નિયમોમાં જેમ જણાઇ આવે છે, તેમ આ બાબતમાં પણ તે અવર્ણનીય છે. તે નીચેની હકીકત ઉપરથી સ્પષ્ટ જણાઇ આવશે.

જો એક જાતીનું ઝાડ એકજ સ્થળે બી પકવ થતાં સુધી આપણે વધવા દઇશું, અને તે બીજ બીજે સ્થળે ન લઇ જવાની ખબરદારી રાખીશું, તો પણ સૃષ્ટિ નિયમ પ્રમાણે આ ઝાડનું બી ઝાડના થડથી કેટલેએ દૂર ગએલ માલુમ પડશે. કોઇ કૃષીકારે પોતાની જમીન ખોદીને, ખેડીને વધારે મહેનત લઇ ઘાસ વિનાની બનાવી પછી તેમાં ખાતર ભરતી વખત અગર અનાજનું બી વાવતી વખત, ઘાસનુ બી ખેતરના કોઇ પણ ભાગમાં ન પડવા દેવાની તેણે ઘણી કાળજી રાખી હોય, તો પણ તેમાં કેટલાક દિવસે ઘાસ ઉગેલું નજરે પડે છે. તેનું કારણ અશિક્ષિતો એ એક દૈવી આપદા છે, એમ સમજશે. પણ તેનું ખરૂ કારણ પવન છે. ઘાસનુ બી હલકું હોવાથી તે એક જગાએથી બીજી જગાએ પવનના સપાટાથી સહેજે ઉડી જઇ શકે છે. અને વાયુ સર્વવ્યાપી હોવાથી ઘાસનું બી ગમે ત્યાં હોય, તો પણ ત્યાંથી ઉડાવી બીજી તરફફેંકવામાં અડચણ આવતી નથી.

ઝાડો એક જગાએથી બીજી જગાએ લઇ જવામાં કુદરતી કયા નિયમનું પાલન થાય છે ? એ વિશે આપણે થોડો વિચાર કરીએ. કોઇ ઝાડ પોતાનું બી પોતા નીચેજ પડવા દઇ, જો નવાં ઝાડો થવા દે તો તે મૂળ ઝાડને અથવો નવા પૈકી ઘણા ખરાને નાશ થવું પડે. કારણ survival of the fittest ( જગતમાં સર્વમાં લાયક એજીજ વસ્તુ નીભી શકે છે. ) ના નિયમ પ્રમાણે વધારે જોમદાર ઝાડો દુબળા ઝાડને જમીનમાંના પોષક દ્રવ્યો શોષવા નહિ દઇને મારી નાંખશે. મનુષ્ય પ્રાણીને પણ આ કારણથીજ વસતિસ્થાન બદલવું જરૂરનું છે અને આપણે જુદા જુદા રાષ્ટ્રની વસાહત, સ્થાપના જોઇએ છીએ તેનું કારણ ઘણે ભાગે આ નિયમજ છે. કેટલાક સૈકાઓ પછી મનુષ્ય જાતીને તેની વધનારી સંતતીને લઇ આ સઘળી પૃથ્વી પણ રહેવાને બસ થશે નહિ. અને તેનો રસ્તો કેટલાક શાસ્ત્રજ્ઞો મંગળ ઉપર માણસોની વસતી થવી શક્ય છે એમ કહે છે. તેનો મુદ્દો એજ છે કે મનુષ્યો પ્રમાણે ઝાડોમાં અથવા અન્ય સૃષ્ટિમાં પણ આ નિયમના પાલનની આવશ્યકતા દેખાઇ આવે છે. કોઇ ઝાડનો વધારો એકજ સ્થળે અમુક મર્યાદા બહાર થવો, એ સૃષ્ટિ નિયમથી વિરૂદ્ધ છે. આ મર્યાદા તે જમીનમાંનાં પોષક દ્રવ્યો મળે એજ છે. જો કે પૃથ્વીદેવીમાં આ દ્રવ્યો વિપુલ છે, તો પણ ગમે તેટલી વનસ્પતિને તે પુરાં પાડવાં એ તેણીને શક્ય નથી. અને ઝાડોની સંખ્યા પૃથ્વીની પોષણ શક્તિ બહાર જવાથી 'બળીયાના બે ભાગ' એ કહેવત પ્રમાણે બળવાન ઝાડો અશક્ત ઝાડોનો નાશ કર્યા વિના કદી રહેશે નહિ.

ઝાડોનું બી અને તેથી ઝાડોની થતી સંખ્યાવૃદ્ધી પૃથ્વીના જુદા જુદા ભાગપર પ્રસરવા માટે સૃષ્ટિકર્તાએ ઘણા ઉપાયો યોજ્યા છે તેમાંનો સઘળાઓના જાણવામાં આવેલ ઉપાય માણસ જાતી છે. અને બીજો માર્ગ તે ઉપરોક્ત વાયુ છે.

ક્રીપ્ટોગામ્સ ( Crypto-gams ) આ જાતીમાં ગણના થતાં ઘણા ખરાં સઘળાં ઝાડો પોતાનો વધારો પોતાના મેળે દુર સુધી પ્રસારીને કરે છે. આ જાતીના ઝાડનાં મુળમાં નવાં ઝાડ ઉત્પન્ન કરવાની શક્તિ હોવાથી, એ ઝાડો પોતાનાં મૂળ પુષ્કળ દૂર સુધી પ્રસારીને પોતાની પ્રજા પોતાથી ઘણે દૂર અંતરે ઉત્પન્ન કરે છે. આજ જાતીમાંના કેટલાક બીજા ઝાડનું બી બહુજ હલકું હોવાથી, તે પવનના ઝીણા સરખા પ્રવાહથી પણ ઉડી જાય છે,

અને તેથી આ ઝાડનો પ્રસાર વધે છે. આવી રીતે પવનના વેગથી બી કેટલે દૂર અંતરે ઉડી જઇ શકે છે? એની કલ્પના કરવી એ ઘણે અંશે અશક્ય સરખું છે. નવીન ઝાડો ઉત્પન્ન કરવા માટે જોઇતી જીવન શક્તી ( Embryo ) જ્યાં સુધી બીમાં રહી શકે છે, ત્યાં સુધી તેને પવન ઉડાવી જઇ ઉગવા માટે યોગ્ય એવી જગામાં નાખે તો બસ છે. પછી તે સ્વયં રીતે ત્યાં ઉગે છે.

કેટલાંક ઝાડો પોતાની ડાળો દૂર સુધી પ્રસારીને પછી ભૂમી પર લટકતી મુકે છે. ત્યાં તેને મુળો ફૂટીને નવાં ઝાડ ઉત્પન્ન થાય છે. તે ઘોકડ અને ઘણી ખરી વેલીઓ જોવાથી સ્પષ્ટ જણાઇ આવે છે. આવીજ રીતે આળવીની જેમ પણ કેટલાંક ઝાડો પોતાની ડાળીઓ ( મુળીયાં ) જમીનમાં કેટલેક અંતરે પ્રસારીને ત્યાં નવા ઝાડને ઉત્પન્ન કરે છે. વીલો નામના વિલાયતી ઝાડ પૈકી કેટલાક ઝાડોની ડાળખીઓ તેનાથી તુટીને પવનથી દૂર ઉડી જઇ ઘણે છેટે ઉગે છે. આ નિયમ થોડે ઘણે અંશે શેવાળમાં પણ દ્રષ્ટિગોચર થાય છે.

ઘણા ખરા ઝાડોમાં તેના ફળોની વિશિષ્ટ રચનાથી પોતાનો પ્રસાર કરવાની શક્તિ હોય છે. તેનો એક પ્રકાર—એરંડીની જેમ કેટલાક ઝાડોના ફળો સુકાયા પછી ફુટે છે. અને તેથી અંદરના બીના દાણા ઘણે દૂર દૂર ઉડી પડે છે. એરંડીના ફળો ફુટતી વખતે થતો શબ્દ ઘણાઓએ સાંભળ્યો પણ હશે.

પ્રથમ જણાવ્યું છે કે પવન હલકા બીને બીજી તરફ ઉડાવી લઇ જઇ નાખે છે. પરન્તુ પવનની શક્તી વજનદાર બીને એ લઇ જવા માટે ઉપયોગી થાય, એ હેતુથી સૃષ્ટિ કર્તાએ કેટલાક ઝાડના ભારે બીને પંખ લગાડયા છે. તે પંખને લઇ પવન એ બીને સહેજે ઉડાવી લઇ જઇ શકે છે. અમારા વાંચકોએ બચપણમાં પતંગો ઉડાડયા હશે, કદાચ પોતે નહિં ઉડાવ્યા હોય, તો બીજાએ ચડાવતાં જોયા તો હશેજ. પતંગનો પુંછડી એવું નામ આપેલ ભાગ—જેમાં કાંકરો બાંધીને ચીથરું લટકાવેલ હોય છે—તે જો આપણે હવામાં અમસ્તોજ ફેંકી હોય તો અતીશય વેગવાળો પવન નહોતાં ઉંચે જવી અશક્ય હોય છે. પણ તેજ ઉંચે જવા સારૂ યોગ્ય એવા પતંગને બાંધી હોય, તો તે પતંગ સાથે ધીમા પવનમાં ઉંચે જઇ શકે છે. તેનું કારણ કોઇ પણ વસ્તુ ઉડાવી લઇ જવાની પવનની શક્તી, તેના પોતાના વેગ ઉપર, તે વસ્તુના હલકાપણા ઉપર, અને તેના પવનને ધીક્ દેનારા ભાગ ઉપર ( Exposed surface ) અવલંબી હોય છે. ચીથરું પતંગને બાંધવાથી પવનનું જોર એકલા ચીંથડા પર ન હોઇને હલકા તથા વધારે ક્ષેત્રફળવાળા પતંગ પર હોય છે. અને તેથી, કમી વેગવાળા પવનથી પણ એ ચીંથરૂં ઉડી જઇ શકે છે. એ નિયમને અનુસરીનેજ વિલાયતી સિકેમર ( Sycamoore ) અથવા આપણા તરફનો લીંકો ચંપો વિગેરે ઝાડોનું વજનદાર પણ પંખવાળું બી જુદા જુદા ઠેકાણે ઉડી જાય છે. કેટલાક ઝાડના બીને ઝીણા ઝીણા કેસર હોય છે, અને હોડીના સઢ પ્રમાણે એ બીને બીજે ઠેકાણે ઉડી જવામાં મદદગાર બને છે. ખસ ખસના ડીંડવામાં એક જુદીજ કલ્પના હોવાનું જણાઇ આવે છે, જેમ જેમ તેના પડની અંદરનું બી પકવ થતું જાય છે, તેમ તે ડીંડવાના છીદ્રમાંથી બહાર પડતું જાય છે. ડીંડવામાંનું સઘળું બી એકદમ પક્વ થતું નથી. અને પ્રત્યેક વખતે બીની મર્યાદીત સંખ્યાજ છીદ્રમાંથી બહાર પડે છે.

બી એક સ્થળેથી બીજી જગાએ લઇ જનારી પ્રચંડ શકિત તે પાણી છે. તેનો મજબુત દાખલો શ્રીફળનું બી એ છે. શ્રીફળના બીએ એટલે શ્રીફળે સમુદ્રના પાણીપર તરતા જઇને હજારો માઇલ છેટે પોતાની વસાહત કરી છે. ( ઝાડ સરખી નિર્જીવ દેખાનારી વસ્તુએ આવા પ્રકારના જલ પર્યટન કરવામાં અચકાતી નથી. પરન્તુ હિંદુસ્તાનમાંના સજીવ, વિવેક શકિતથી યુક્ત એવા લોકો ગાંડાઇ ભરેલી અડચણો આગળ ધરીને પોતાની પ્રજાને પરદેશ જતાં અટકાવે છે એ કેટલું બધું આશ્ચર્ય છે ? ) કેટલાક ઝાડના બી વજનદાર હોવાથી તે પાણીમાં ડુબી ન જાય તે સારૂ, જે પ્રમાણે માણસ તરવા શીખતી વખત તુંબડાનો ઉપયોગ કરે છે તે પ્રમાણે એ બીજને એક પોકળ પરપોટો કુદરતથીજ જોડાએલ હોય છે. ઉપર પંખની કહેલી યુકતી પ્રમાણેજ આ પણ આશ્ચર્યજનક છે.

આથી પણ વધારે આશ્ચર્ય ઉપજાવનારી અને વિધાતાના અગમ્ય કૌશલ્યની સાક્ષી આપનારી–બી પ્રસરવાની જે અનંત યુક્તીઓ છે તે વિશે હવે વિચાર કરીએ.

શીયાળામાં કોઇ દિવસ જંગલમાં ફરવા જવું, એટલે જ્યાં ત્યાં સુકાએલ ઘાસ, અને તેમાંથી પસાર થતાં કપડે ચોંટી પડનારા ( જેને કુતરાં કહે છે ) અને પગને કાંટાની માફક ખુંચી જનારા ( જેને ડાભોળીયા કહે છે ) તે નજરે પડશે. તે ઉત્પન્ન કરવામાં ઇશ્વરની મરજી મનુષ્યને દુઃખ દેવાની ન હોઇને તે ઘાસનો પ્રસાર કરવાની છે. તે માણસના કપડે ચોંટવાથી તેના એક છેડે રહેલું બીજ દુર સુધી કપડા સાથે જાય છે. અને એ રીતે તેનો વિસ્તાર વધે છે. આ ઉપરથી માણસને નિસર્ગશોભા જોવાની લાલસા ઉત્પન્ન કરવાનો ઇશ્વરનો એક હેતુ પોતાની સૃષ્ટીનો સર્વત્ર પ્રસાર થવો એ હોય એમ જણાય છે. મનુષ્ય પ્રાણી કરતાં જાનવરો આવીજ રીતનું બી તેમની ઉપજીવિકા ઘાસ ઉપરજ હોવાથી દુર લઇ જાય છે. કારણ કેટલાક ઝાડોનું બી એટલું બધું ચીકણું હોય છે કે તે ચોંટયું હોય ત્યાંથી તે જાનવરનો વાળ સાથે લીધા વિના ઉખડતુંજ નથી. તેનો દાખલો અમેરીકામાંના બોસ્ટનના બર્જન સાહેબે બનાવ્યો છે. તેમણે સઘળા શરીરે એક જાતના ઘાસનું બી ચોટેલી એક ભેંશને અર્ચીપેલાગોમાના ટર્નેટ બેટમાં મોકલી. ત્યાં તે ભેંશના અંગપરનું બી જમીનમાં પડીને, કોઇ દિવસ નહિ નજરે પડેલ ઘાસનો ત્યાં પ્રબળ રીતે પ્રસાર થયો.

બીની બીજી એક વિચિત્ર રચના એટલે તેની ફરતો એક સ્વાદિષ્ટ પદાર્થ હોય છે તે છે. તેનો દાખલો માણસ અને અન્ય પ્રાણીઓના ખાવાના ઉપયોગમાં આવતાં ફળો એ છે. ખારેક–કેરી વગેરે જાતનાં ફળો ( જેના અંદરનાં બી માણસ ખાઇ શકે છે એવાં ફળ ખાઇ કરીને ) માણસ જુદા જુદા દેશમાંથી ખાવા માટે લઇ આવે છે. અને તે ફળો સાથે અંદરનું બી પણ પ્રવાસ કરીને પોતાનો વિસ્તાર વધારે છે. ઇશ્વરે કીડીઓની પણ આ કામ માટે યોજના કરી છે અને કીડીની શકિતના પ્રમાણમાં કે શું કોણ જાણે ! પરમાત્માએ ઘણા બીજ પોતાનો વધારો મ આકારનાં બનાવ્યાં છે. આવીજ જાતનો બીજો પણ દાખલો ફળોમાં નવાં ઝાડ ઉત્પન્ન કરવાની રીતીમાં વિધાતા બિચારાં પ્રાણીઓને ચોખ્ખી રીતે ફસાવે છે. ખિસકોલી પોતાની પ્રજા પોતાથી ઘણે દુરી ભક્ષ્યને માટે કેટલાંક બી છુપાવી રાખે છે. અને ઘણે પ્રસંગે તે ઝાડનું બી બહુજ હલકું હોય તોજ ગ બીઓએજ પછી ઉગે છે.

ફળ કાચું નહિ તોડવા માટે પ્રભુએ કરેલી ગોઠવણ પણ ચિત્તાકર્ષક છે. ખાવાને યોગ્ય એવાં ઘણાં ફળો (લીંબુ-કેરી-જામફળ વીગેરે) કાચાં હોય ત્યારે ખાટાં અથવા કડવાં હોય છે. પણ તેજ ફળ પકવ થાય એટલે મીઠાં થાય છે. જેથી પછી તેના પર માણસ યા જનાવર સહેજે તરાપ મારે છે. કેટલાંક ફળો પકવ થતાં જાય તેમ તેમ મોટાં થતાં જતાં હોવાથી તે માણસની કોઇપણ વસ્તુ વધારે મેળવવાની કુદરતી ઇચ્છાને આગળ કરે છે. અને તે સાથે પોતાના બીને પકવ કરવાનું કામ બજાવે છે.

બાવળના પરડા ખાતી વખત બકરાં તેમાંનાં બી થુંકી કાઢે છે. આ થુંકી કાઢેલાં બી, માણસે પરડા ફોલીને કાઢેલા બી કરતાં વધારે બળથી ઉગે છે. કેટલાક ઝાડનાં ફળ જાનવર બી સાથે પેટમાં ચાવી ઉતરી દેછે. પણ અંદરનો સુક્ષ્મ જીવ (Embryo) પચાવવાની તેનામાં શક્તિ ન હોવાથી, તે બીનો જીવ જાણે જાનવરના શરીરરૂપી કાળના જડબામાંથી તેમના છાણ સાથે બહાર પડે છે.

હવે એ એક પ્રશ્ન ઉદ્ભવે છે કે—જ્યારે ઝાડને પ્રસાર કરવા માટે આટલી વિધ વિધ કલ્પનાની વિધાતાએ યોજના કરી છે, તો સઘળી પૃથ્વીપર જ્યાં ત્યાં બધી જાતના ઝાડોનો કેમ વધારો થતો નથી ? તેનો ઉત્તર એવો છે કે કોઇપણ જાતનું બી ગમે ત્યાં જાય, તો પણ તે ઉગેજ એવો કાંઇ સષ્ટિ નિયમ નથી. જે પ્રમાણે કોઇ માણસને સઘળા દેશની હવા સરખી રીતે માફક આવેજ એમ બનતું નથી, તેમ પ્રત્યેક ઝાડનું બી સઘળી જાતની જમીન અને સઘળી જાતની હવામાં ઉગેજ એમ નથી. એકાદી જાતનું બી સુભાગ્યે સારી જગા પર જઇ પડે, તો ત્યાં તેનો પ્રચંડ વૃક્ષ બને છે. પણ તેજ જાતનું, બીજું બી કમભાગ્યે કોઇ ટેકડી ઉપર જઇ પડતાં ત્યાં કીડી વીગેરે પ્રાણી તેને ખાઇ જાય છે. એટલે પછી ફરી આ સષ્ટિમાં ઝાડરૂપે થવાની તેની શક્તિ ત્યાંજ અટકી જાય છે.

કેટલીક જાતના ઝાડો જન્મભૂમી શિવાય અન્ય જગાએ પણ ઉગીને મોટા થાય છે, પણ તેને અનુકુળ હવા નહિ મળવાથી ત્યાં તેને બી પ્રાપ્ત થતું નથી. અને તેથી પ્રત્યેક વખતે તે વાવવા માટે તેનું બી તેના મૂળ દેશમાંથીજ આણવું પડે છે. જેમકે કોબી-નોલકોલ વીગેરે આ ઝાડને આ દેશમાં બી આવતાંજ નથી, અને તેથી તે દર વરસે બીજી જગોએથી આણવું પડે છે.

ઝાડોનો વિસ્તાર અટકાવવાનો બીજો રસ્તો એટલે તેને થતા જુદા જુદા રોગો એ છે. તેમાંએ વિધાતા પોતાની સષ્ટિનીજ ફિકર રાખતા હોય છે. કારણ જગતમાંના બધા રોગો કોઇના કોઇ નહાના અગર મોટા જંતુથીજ ઉત્પન્ન થાય છે, અને તે જંતુની પણ વિધાતાની સૃષ્ટિમાંજ ગણના હોય છે. એક જીવ બચાવવાને વિધાતાને બીજી સૃષ્ટીને નાસવંત કરવી પડે છે.

આ બનાવ બની આવવાનો ત્રીજો રસ્તો એટલે ઝાડથીએ શક્તિમાન એવા બીજા પ્રાણી માણસ પોતાની સોઈમાટે, અથવા તો જનાવરો પોતાના જીવન માટે કેટલાક ઝાડોનો સમુળો નાશ કરે છે. ભેંસો ગાયો વગેરે જ્યારે એક તરફથી બી પ્રસારવા માટે મદદરૂપ છે,

ત્યારે બીજી બાજુ તેજ પ્રાણી પોતાના જીવના બચાવ માટે તે ઝાડનો નાશ કરવામાં શત્રુ રૂપ છે. પ્રત્યેક જાનવર સહેજ રસ્તે જતાં જતાં કેટલાક નહાના નહાના ઝાડોને ખુંદી નાખે છે. માણસની જંગલમાં ફરવાની અને પોતાના બીજા વ્યવહાર કરવાની ઇચ્છા ઘણા ઝાડોનો અને પ્રાણિઓનો સંહાર કરે છે. એકજ ઇચ્છા પરસ્પર વિરોધી એવાં બન્ને કામો કરે છે. અને એ ઇચ્છા ઉત્પન્ન કરનારો એક વિધાતાજ છે.*

---

## બાલ વાર્તા.

લેખક રા. **હીરાલાલ મગનલાલ દેશાઈ.**

### ( ૧ )

### નસીબની ચડતી પડતી.

ઇરાન દેશમાં એક મુસલમાન રાજા હતો. સ્વભાવે દયાળુ, પરોપકારી, અને ઉદ્યમી હતો. રૈયત પર સ્નેહ રાખતો, રાજ્યમાં કોઇને અન્યાય નહી થાય તેની ખસુસ કાળજી લેતો. આશરે પંચેક વર્ષ રાજ્ય કર્યું–એટલે એક બીજો રાજા તે દેશ પર ચઢી આવ્યો. ચઢી આવનાર રાજાનું સૈન્ય મોટું હતું અને ઘણું બળવાન હતું. છતાં હીંમત રાખી આ દયાળુ રાજા તે રાજા સાથે લઢયો. બંને પક્ષ ઉમંગ અને હામ રાખી લડયા. પરંતુ આખરે નસીબે તે દયાળુ રાજાને યારી આપી નહીં. અને દેશનો બચાવ કરતાં પોતે પકડાયો. પેલા ક્રૂર રાજાના સીપાઇઓ દયાળુ રાજાને પકડી પોતાના રાજા પાસે લઇ ગયા. પછી પેલા જુલ્મી રાજાએ હુકમ આપ્યો કે " ઇસ નાગાક કા ટૂકડા કરકે કુત્તે કુ ડાલ દો. " આ સાંભળી સર્વ કોઇ ધ્રુજવા લાગ્યા. વઝીર-પ્રધાન-સેનાપતિ સર્વને કંપારી છૂટવા લાગી. સર્વ કોઇએ તે જુલ્મી અને બેહયા રાજાને બહુ સમજાવ્યો. આખરે રાક્ષસના હૃદયમાં દયા ઉપજી. દુઃખી પુરૂષની અત્યંત દુઃખમય સ્થિતિ જોઇને વજ્ર હૃદયના પુરૂષો પણ પીગળી જાય છે. અંતે છોડી મુક્યાનો હુકમ ફરમાવ્યો.. સ્પર.બાદ ને. રાજ્યની. તમામ. માલ. મીલકત. લુટી. લેવા. સીપાઇ ઓને હુકમ ફરમાવ્યો. ગરીબ નિર્દોષ બીચારી પ્રજાના જાન માલની પરવા ન કરતાં સર્વ કોઇની ખાનાખરાબી પળવારમાં કરી નાંખી. ક્રુર હૃદયના વિજયી રાક્ષસો સર્વ સ્થળે આવા ઘોર, અધમ, અને અમાનુષી કૃત્ય કરતાં પાછાં હઠતાં નથી. છતાંપણ ગરીબ રાંકડી પ્રજાને અનેક વજ્ર હૃદયના રાક્ષસોના રાજ્ય લોભને લીધે બહુ ખમવું પડે છે. કહેવાય છે કે હાલમાં યુરોપી યુદ્ધમાં પણ જરમનોએ ગરીબ બીચારા બેલજીયનોને ખુંદી નાંખ્યા છે. અનેક સ્ત્રી

---

* " નવ યુગ " જુલાઇ ૧૯૧૪ ના અંકમાંથી શ્રીયુત જગન્નાથ ગોપાળ ગોખલે બી. એ. બી. એસ સી. ના મરાઠી લેખ ઉપરથી.

પુરૂષો નિરૂદ્યમી થઇ ગયાં છે. ઘરબાર વિનાના રંક પશુ સમાન ફરે છે, અને ખાવા ખાક નથી રહી. હાયસોસ કરતાં જીવ બચાવવા આમથી તેમ દોડે છે. રાજ્ય તૃષ્ણાથી ઉપજતી લડાઇને લીધે કેવાં ભયંકર પરિણામ નિપજે છે ? જરમની તો સંસ્કૃતિના શિખરે ચઢેલું કહેવાય છે–છતાં રીમસ જેવા દેવળને તોપગોળે ઉડાવી દેતાં–લુવેન જેવા સુન્દર શહેરને ફુંકી મુકતાં અચકાતું નથી, એ સત્ય હોય તો અફસોસની વાત છે.

અંતે પેલા ક્રૂર રાજાએ પોતાના એક અમલદારને જીતાયલું રાજ્ય સોંપી દીધું અને પોતાના વતનમાં પાછો ફર્યો. હવે પેલો દયાળુ રાજા ઘરબાર વિનાનો થઇ સર્વ સ્થળે રખડ્યાં કરતો હતો. કોઇ ખાવાને ટૂકડો રોટ્યો આપે તો ખાઇ દીવસ ગુજારતો હતો. દૈવને દોષ દેતો કે હાય ! મેં શાં એવા કૃત્ય કર્યાં છે કે મને આટલું સોસવું પડે છે? પરંતુ ગરીબની દાદ કોણ સાંભળે છે ? તવંગરની વ્હારે હજારો માણસો દોડી આવે છે અને હાજી–હાજી–કરતાં અચકાતા નથી. એક દિવસે ફરતાં ફરતાં તે જુલ્મી રાજાના શહેરમાં જઇ ચઢયો. તે શહેરના વજીરની દ્રષ્ટિ ઓચીંતી તે રાજા પર પડી. અને તેની કંગાલ સ્થિતિ જોતાં દયા ઉપજી. મનુષ્યના નસીબમાં કેવાં દુઃખદાયક પરિવર્તનો નિર્માયાં હોય છે તે પ્રત્યે ઘડીભર વિચાર કરવા લાગ્યો. પછી રાજાને પાસે બોલાવી સવાલ કર્યો " હે ! મુફલીસ હાલમાં આવી પડેલા રાજા, તું કયાં ફરે છે ? " રંક રાજાએ ધ્રુજતે સ્વરે–ડચકીયાં ખાતાં–પત્થરના હૃદય પણ પીગળાવે એવા કરૂણામય સ્વરથી રૂદન કરતાં જવાબ આપ્યોઃ—

" એ ગુપમ હાલે ખુદ બાતુ ચું મીનાનમ કે મીદાની
કે હમ નાગોફતહ મીદાની વહમન–નવેસ્તહ મીખાની. "

" અરે ! ભલા ! પરોપકારી વજીર ! મ્હારા જેવા હતભાગી, કંગાલની સ્થિતિ જાણવાથી તને શો લાભ છે ? મારી સ્થિતિથી તું સંપૂર્ણ રીતે વાકેફ છે. તો વિશેષ શું કહું ? મ્હારા કહ્યાં વિના તું સમજી શકે એવો ચતુર છે–અને લખ્યા વિના તું વાંચી શકે એવો વિદ્વાન છે !" વજીરનું હૃદય પીગળી ગયું. અને રંક રાજાને આશ્વાસન આપી પોતાને ઘેર તેડી ગયો. બીજે દિવસે તેને પોતાની સાથે રાજ્ય દરબારમાં તેડી ગયો. પેલા ક્રુર હૃદયના રાજાએ તેને જોતાં વાર સવાલ કર્યો " આવા કંગાલ વેશમાં તું શા માટે મારા દરબારમાં આવ્યો છે ? " ભલા રાજાએ જવાબ આપ્યો " અરે, જહાંપનાહ ! દોષ તારો નથી, મ્હારા દૈવનો દોષ છે. દૈવ ચાહે તો રંકનો રાય અને રાયનો રંક કરે છે. સુખના વખતમાં મગરૂર થવું અને દુઃખના વખતમાં મહા કલ્પાન્ત કરવો એ ધીર પુરૂષનું લક્ષણ નથી. આજ મને વીતે છે, કાલ તને પણ આથી વિશેષ વિતશે. " " મુજ વિતી, તુજ વિતશે–ધીરી બાપુડીયા. " મ્હારી રાંકડી પ્રજાને વિના પ્રયોજન છુંદી નાંખવામાં ત્હને શો લાભ હતો ? સોનાની મહોરની કોથળીઓ મરતી વખત છાતી પર મુકાવનાર પેલો મહમદગીઝનવી હાય પીટાપીટ કરતો ફાની જગત તજી ખાલી હાથે ગયો–તેમ તું અને હું–ઉભય જઇશું. તો વૃથા બદનામી શા સારૂ કરે છે ? સત્કૃત્ય કરશે તો ઇતિહાસના પૃષ્ઠ પર ત્હારૂં નામ અમર રહેશે. મ્હારા જેવા ગરીબની આંતરડી કકલાવવાથી પાક પરવરદીગાર જરૂર તને રોઝે કયામત વખતે પુછશે, તે વેળા જવાબ

આપતાં હ્નેને ભારી પડશે. ઉદય અને અસ્તના ચક્ર સદા ફર્યાં કરે છે તે શું તું જાણતો નથી? " ઇતિહાસની આરસી સાહી-મેં જોયું માંહી-સ્થિર સ્થાવર દીઠું ન કાંઇ-સૌ ફરતી છે છાંઇ " એ જૂની કહેવત તું નથી જાણતો? હજી પણ તું વિચાર કર. હજી પણ હું તારા તાબામાં છું. મ્હારી ગરદન કપાવવા ત્હારી ઇચ્છા હોય તો લે મ્હારૂં સર તૈયાર છે. અને જો ફરીથી આ સરને તાજથી વિભુષિત કરવા ઇચ્છા હોય તો પણ તું સ્વતંત્ર છે. આજે તો તું જહાનનો જીતનાર છે-પણ ભવિષ્યનો વિચાર કરજે. "

ભલા રાજાના આવા કરૂણામય શબ્દ સુણી ક્રૂર હૃદયનો રાજા પીગળી ગયો. તેના નયનમાંથી શ્રાવણ ભાદરવો વરષવા લાગ્યા. હૃદયમાં વજ્રઘાત થયો. પોતાના કુકૃત્ય તર્ફ તિરસ્કારની દ્રષ્ટિથી જોવા લાગ્યો. રાજ્યતૃષ્ણા શાન્ત થઇ ગઇ. બન્ને રાજા પરસ્પર મિત્ર થઇ ગયા અને ઇશ્વિરનું ભજન કરી દીવસ વીતાડવા લાગ્યા!

( ૨ )

## માળી અને પક્ષી.

એક સુન્દર બાગ હતો, તે બાગમાં ગુલાબ-મોગરો-કેતકી-ચંપો-બકુલ વિગેરે અનેક પ્રકારના રમણીય ફૂલ સુવાસ ફેરતાં. મોટાં વૃક્ષના ઝૂંડ પણ સુન્દર લાગતાં હતાં. લીલીછમ જેવી ભૂમિ હૃદયમાં આનન્દ સ્ફુરતી આંબાના વૃક્ષની ડાળે કોયલ બુલબુલ ગીત ગાતાં. તે બાગનો માળી શરીરે કદાવર અને બળવાન હતો. વૃક્ષ ઉછેરવા અત્યંત કાળજી લેતો. ઝાડ પાનને નિત્ય પાણી પાતો અને ફળ ફળાદિ ખાઇ દિવસ સુખમાં નિર્ગમન કરતો.

એક દિવસે એક ઝાડ ઉપર એક ન્હાનું સરખું પક્ષી બેઠું હતું. અને આનન્દ કલ્લોલ કરી ઝાડની ડાળે ઝુલતું હતું. અને પાકાં ફળ તોડી તોડી સ્હેજ ચાખી ફેંકી દેતું હતું. એ પ્રમાણે અનેક પાકાં મિષ્ટ ફળ તોડી જમીન પર ફેંકી દેતું બેઠું હતું. આ જોઇ માળીને રોષ ઉપજ્યો કે આ પ્રમાણે મિષ્ટ ફળનો બગાડ કરે છે માટે એ પક્ષીને શિક્ષા કરવી જોઇએ. આથી ખીજવાયલો માળી પક્ષી પકડવાની જાળ લાવ્યો, અને બાગમાં પાથરી, વૃક્ષની બાજુમાં લપાઇ ગયો અને ત્યાંથી લલચાવવા સીસોટી પાડવા લાગ્યો. આથી ભોળું બીચારૂં પંખીડું ઉડતું જાળ પાસે આવ્યું—કે તુરત કદાવર અને રોષે ભરાયલા માળીએ ત્હેને પકડી લીધું. અને જોરથી એક બે ફટકા માર્યા. નિર્દોષ બીચારૂં પંખીડું કરગરવા લાગ્યું કે મ્હને વૃથા શારૂ સંતાપે છે? મ્હારો જાન બચાવશે તો ત્હને ત્રણ અમુલ્ય બોધ આપીશ. અને જો મ્હને મારી નાખશે તો ત્રણ અમુલ્ય બોધનો મ્હારી સાથે વિનાશ થશે? માળીએ અભયવચન આપ્યું. પેલું પક્ષી કહેવા લાગ્યું કે સાંભળ " પહેલી વાત એ છે કે કોઇ પણ કામ કરતાં પહેલાં વિચાર કરજે અને કરવા માંડ્યા પછી લેશ પણ ડરતો નહીં. અસંભવિત જેવું દુનિયામાં કાંઇ છેજ નહીં. ઉત્કટ પ્રેમના બળે કરીને પર્વતમાંથી પણ મહેલ બનાવી શકવા. ફરહાદ વિજયી નીવડ્યો હતો. માટે " અશક્ય " અને " અસંભવિત " શબ્દોને શબ્દકોષમાંથી તિલાંજલિ આપી દેજે. બીજી વાત એ છે કે હાથમાંથી જતી રહેલી મીલકત માટે વૃથા શોક કરતો

નહીં. લક્ષ્મી ચંચળ છે, ઘરઘર પુશ્ચલી પેરે ભટકે છે તો હાથમાંથી જતી રહેલી કોઇ પણ વસ્તુ માટે વિના પ્રયોજન કલ્પાન્ત કરવો નહીં, ત્રીજી વાત એ છે કે અપ્રાપ્ય વસ્તુ મેળવવા પુઠે ત્હારી કીર્તિ ગુમાવતો નહીં. જો કે અસંભવિત જેવું કાંઇજ નથી પરંતુ કાર્ય કરતાં પૂર્વે વિચાર કરવો એજ સજ્જનનું લક્ષણ છે. "

પેલું પક્ષી આટલી સલાહ આપી કે તુરત જોરથી પાંખ ફફડાવી માળીના હાથમાંથી છટકી ગયું અને પુનઃ ઝાડની ડાળે બેસી ઝુલવા લાગ્યું અને પાછું ઝાડ પર બેસી માળીને સંબોધી કહેવા લાગ્યું " અરે ! મૂર્ખ ! તું આટલો અક્કલ વિનાનો હશે એવી મ્હને સ્વપ્ને પણ આશા ન હતી. હવે તો મ્હેં તને ત્રણ સલાહ આપી છે તે મુજબ વર્તજે. મ્હને છોડી મુકવામાં તો તેં અઢળક ધન ગુમાવ્યું છે. મ્હારા પેટમાં મોહ્‌ટું સોનાનું ઈંડું છે તે જો ત્હને મળતે તો નિશ્ચે તું તવંગર થતે અને ત્હારી જીંદગીભરની મુફલીસી ટીટને. પરંતુ તારા નસીબમાં ધન નહતું માટે મ્હારી બીજી સલાહ અનુસાર તું શોક કરતો નહીં. હાથમાંથી જતી રહેલી લક્ષ્મી વિશે શોક કરતો નહીં. જ્યારે માળીએ આ શબ્દ સાંભળ્યા ત્યારે હાથ પગ વીંઝવા લાગ્યો, કે અલબત ! મ્હારી મૂર્ખતાએ મ્હોટી પુંજી ગુમાવી મુકી છે. છતાં પણ જ્યારે જ્યારે તે પક્ષીને ઝાડ પર બેહેલું જોતો ત્યારે ત્યારે કરગરી વિનતિ કરતો કે તું મ્હારી પાસે આવ, હું ત્હને અભય વચન આપું છું. હું ત્હને રોજ મિષ્ટ મેવા આપીશ અને હરેક પ્રકારનું સુખ આપીશ. જ્યારે પેલું ચાલાક પંખીડું આમ માળીને બોલતાં સાંભળતું ત્યારે કહેતું, " અરે ! મૂર્ખ ! હવે શોક શા માટે કરે છે. હજી પણ તું સમજતો નથી. ઈંડા જેટલું તો મ્હારૂં પેટ છે, તો ઈંડું કયી રીતે પેટમાં સમાઇ શકે ? આવી અસંભવિત વાત માનતાં ત્હને સ્હેજ વિચાર નથી ઉપજતો ? બાર હાથનું ચીભડું અને તેર હાથનું બી—તેના જેવી અસંભનીય વાતો માનતાં સ્હેજ વિચાર કર. અને ધાર કદાપી એ સત્ય હોય તો તું નિશ્ચે મને ઇંડુ લેવાને મારી નાંખે—માટે વૃથા મ્હને પકડવા શોક કર નહીં અને ગયેલી લક્ષ્મી માટે પશ્ચાત્તાપ ન કર. મેં ત્રણ સલાહ આપી છે તે તું ભૂલી ગયો હોય એમ લાગે છે—માટે પુનઃ યાદ કરજે—અને તે મુજબ વર્તવા પ્રયત્ન કરજે.

અક્કલ વિનાનો ભોળો માળી આ સાંભળી કાંઇ સાવધ થયો, અને વિચારવા લાગ્યો, અલબત સોનાનું મોહ્‌ટું ઇંડું આટલા નાના પેટમાં તે શી રીતે હોય ? એ તો અપ્રાપ્ય વસ્તુ છે—માટે ત્રીજી સલાહ અનુસાર વૃથા પ્રયત્ન કરવો નહીં. પછી પક્ષી પકડવાનો વિચાર મુકી દઇ પોતાના ધંધે લાગી ગયો.

( ૩ )

## સંતોષ.

થોડા વર્ષ પૂર્વે એક સાધુ હતો તે ગામની સીમ બહાર ન્હાની પર્ણકુટીમાં રહેતો અને ફળફળાદિ ખાઇ ઇશ્વરનું ભજન કરતો. એ સાધુની પાસે એક પુરુષ આવ્યો અને પ્રશ્ન પુછ્યો " ગુરૂ ! મહારાજ ! સુખ ક્યાં મળે છે ? " સાધુએ પોતાની પાસે બેસાડી પ્રત્યુત્તર આપ્યો " અસલના વખતમાં એક પવિત્ર ભૂમિ હતી ત્યાં ઇશ્વરના વ્હાલાં પુરૂષો વસતાં હતાં. અને અવિચળ આનન્દ—અમર સુખ ભોગવતાં હતાં. તેઓના હાથમાં એવી શક્તિ હતી કે લોખંડ—પીત્તળ વિગેરે હલકી ધાતુઓને પોતાના સ્પર્શથી સુવર્ણમય બનાવી દેતાં હતાં. એવા

પુરૂષ જ્યાં વસતા હશે ત્યાંજ સદા સુખ છે. જો ત્હને સુખ મેળવવાની ઇચ્છા હોય તો તું પણ તેવા પુરૂષ જેવો બનવા પ્રયત્ન કરજે. " આ સાંભળી પેલો પુરૂષ આશ્ચર્યચકિત થઇ ગયો કે અહો ! આવી દૈવી શકિત તેઓની પાસ હતી ! અવસ્ય તેઓ દિવ્યાંશી પુરૂષ હશે. મહારાજ ! એવા પુરૂષ સમાન હું કેમ બની શકું ? " સાધુએ પુનઃ પ્રત્યુત્તર આપ્યો " હા ! તું પણ તેવાજ પુરૂષ સમાન થઇ શકશે. હજી મારા કહેવાનો ભાવાર્થ તું સમજ્યો નથી. લોખંડ કે પીતળ કાંઇ તેઓના હાથને અડકતાં સોનું બની જતાં નહોતાં. પરંતુ તેઓને મન પીતળ અને સુવર્ણ સમાન હતાં. તેઓ સંતુષ્ટ હતાં. અને સંતોષ એજ તેઓના સુખનું મૂળ હતું. જગતની લક્ષ્મીની પુઠે તેઓ દોડતાં નહોતાં; " શુદ્ધ પારસમણીને જે જે અડે; તે તે કંચન થઇ નિવડે " એ વચન તું સદા ધ્યાનમાં રાખજે. ખરૂં જોતાં હલકી ધાતુ કાંઇ ઉંચી ધાતુ થતી નથી-પરંતુ સંતોષ રૂપી પારસમણીને અડકતાં અવસ્ય સર્વ હલકી ધાતુ સુવર્ણ બને છે. સંતુષ્ટવૃત્તિ રાખવાથી સદા સુખ મળે છે. જ્યારે હૃદયમાંથી અસંતુષ્ટવૃત્તિ અદૃશ્ય થઇ જાય છે ત્યારે જ તે તવંગર કે ફકીર સુવર્ણ કે પીતળ સર્વે સમાન ભાસે છે. એક ફારસી શાયર કહી ગયો છે કે " ચું રાઝી શુદી સીમો સંગી યકીસ્ત, " તે મુજબ વર્તન રાખવાથી-સંતુષ્ટવૃત્તિ ધરવાથી-સીમ-અને-સંગ એટલે રૂપુ અને પત્થર ઉભય સરખા છે. " પછી તે પુરૂષ સાધુનું વચન લક્ષમાં રાખી સંતોષ માની-સુખે દિવસ વિતાડવા લાગ્યો.

# ધી બોમ્બે મર્ચન્ટસ બેન્ક લી.

## હેડ ઓફીસ, એપોલો સ્ટ્રીટ

### બ્રાન્ચીઝ—મંમાદેવી (મુંબઈ), અમદાવાદ

ડીપોઝીટ બાર મહીને ૫ ટકા
સેવીંગ્સ બેંક ૪ ટકા
ચાલુ ખાતાંની રોજની
બાકી ઉપર ૩ ટકા (મુંબઇ ખાતે.)

ટુંકી મુદતની ડીપોઝીટ, તથા ધીરવા તથા બીજાં બેંકીંગ બીઝનેસ માટેની ખબર બેંકમાં તપાસ કરવાથી મળશે.

જયનારાયણ હિંદુમલ દાની.
મેનેજીંગ ડાયરેકટર.

---

નાનાં છોકરાંઓ માટે



## થોડીક તાઢા પહોરની રંગ બેરંગી વાતો.

હું ડાકટરમાં પાસ થયો છું ૧૩-૧૪ ઠેકાણે દવાખાનાં કર્યાં પણ જે લત્તામાં જાઉં ત્યાં જતાં સાથેજ, મારી ડીસ્પેન્સરીની દવાની ગંધથીજ એ લત્તામાં રોગનાં જંતુ માત્ર શાંત મૃત્યુને પામી જતાં કે શું, તેથી ત્યાં જાણે રોગનું નામ નહીં ને આરોગ્ય શીવાય બીજું કશું ન હોય તેમ મારે ત્યાં કોઇ દરદીજ નહીં આવે. આથી હું દવાખાનામાં પંખોજ ખાધા કરતો, જે પરથી મારું નામ ડોક્ટર પંખાખાઉ પડયું. મને લાગ્યું કે આમ હવા ખાધે યોગી કે સાપનું પેટ ભરાતું હશે, પણ હું એમાંથી એકે નથી. માટે કાંઇ નવો ઉદ્યમ શોધી કાઢવો જોઇએ. તેથી મેં નીચે પ્રમાણે જાહેરખબર આપી. "હીંદુસ્તાનના રસ્તામાં ધૂળ બહુ છે, અને લોકો થુંક વગેરે ગંદો કચરો રસ્તામાં નાંખે છે. આ દેશમાં તાપ બહુ પડે છે, અને પવન પણ બહુ વાય છે (જો કે મારે પવન સારૂ પંખો હરહમેશ હાથે નાંખવો પડતો હતો). દરેક ઝેરી, ચેપી, ઉડતા રોગના જંતુ ધુળમાં હોય છે જે તાપ પડતાં સુકાઇને પવનમાં ઉડે છે ને ઉંચે ઉડતાં ઉડતાં માણસોનાં નસ્કોરાંમાં પેસી જાય છે. નાકમાંથી ફેફસાંમાં, ફેફસાંમાંથી પેટમાં, પેટમાંથી આંતરડાંમાં અને આંતરડાંમાંથી લોહીમાં દાખલ થઇ જાય છે જેથી લોકો રોગી થઇને અકાલ મરણને પામે છે. જ્યાં સૂધી હીંદુસ્તાનની હવા અથવા મ્યુનીસીપેલીટીનો કારોબાર, બેમાંથી એક નહીં બદલાય ત્યાં સુધી, ધુળની પીડા બદી અને જોખમ રહેવાનુંજ. તેમાંથી ઉગરવાનો એકજ ઉપાય છે, અને તે એ કે માણસે રસ્તામાં એટલા ઉંચા ચાલવું કે, જેથી ધૂળ તેમના નાકમાં ન પેસે. ઉડતી ધુળની ઉંચામાં ઉંચી સપાટીથી પણ માણસે ઉંચા રહેવું એજ ઉપાય છે. નાક બંધ કરવાનો બીજો ઉપાય છે. પણ તેથી મરી જવાની બ્હીક રહે છે. માટે ઉંચા ચાલવુંજ વધારે સલામત છે. અદ્ધર ચાલવાનું કે છાપરપર વાંદરા પેઠે કુદવાનું કે એવું અશક્ય, કે કઠણ હમે કહેતા નથી. મેં ઉંચે ચાલવા માટે ૨૦ થી ૨૫ ફુટ ઉંચી એક જાતની પાવડી શોધી કાઢી છે. તેનાં સો ગ્રાહક થયેથી તેમનાં નામ નોંધાવવામાં આવેથી ને તેની કીંમત રૂ. ૫૨ ભારી જણાવી, તેનું પેટંટ લેવામાં આવશે. આ ચાખડીમાં એવી ખુબી કરી છે કે, તેથી જમીનપર દોડતાં કરતાં પણ ઝડપથી ચલાશે. બીજી કરામત એ છે કે, તે પરથી પડી જતાં વાગશે નહીં અને વાગશે તો લાગશે નહીં. થોડું વાગવા તો ધીમેધીમેજ લાગશે. વાગવાની ટેવ પડવી-પાડવી જોઇશે. પછી તો મુદ્દલ નહીં વાગે. ત્રીજી કીદરત એમાં એ કરી છે કે, લોકો પહેલા માળપર શું કરે છે તે તમને રસ્તે ચાલતાં દેખાશે. ચોથી તરકીબ એ કરી છે કે, તમારે લોકોને ઘેર જતાં બારણું ઉઘાડી દાદર પર ચઢવું નહીં પડે, ૧ લા માળની બારીમાંથીજ દાખલ થઇ શકશો. પોલીસ તમને ચોર ન ઠરાવે તે સારૂ, તમે નામ નોંધાવાતાની સાથે તમારા મુબારક નામની ટીપ પોલીસ કમીશનરની સેવામાં મોકલવામાં આવશે. તેનો ચાર્જ ઉપલી કીમ્મતમાં આવી જાય છે. વળી

કોઇએ પણ એ ભીતિ ન રાખવી કે આટલું બધું ઉંચે કેમ ચલાય ? પ્રેકટીસથી બધું થઇ શકે છે ! શું નથી થતું ? ખાસડાંનો ઇતિહાસ જોતાં જણાય છે કે જ્યારે શરૂઆતમાં ખાસડાં તેના મહાન અને અમર શોધક તરફથી શોધી કાઢવામાં આવ્યાં ત્યારે લોકો કહેતા કે એ યંત્ર પહેરીને તે કેમ જમીનથી ઉંચે ને જમીનથી જુદા, ને જમીનથી અદ્ધર ચલાય ? પણ હવે બધા જોડા પહેરીને ચાલે છે, કેટલાક તો સુએ છે તે પણ જોડા પહેરીને, તે પછી લેડીઓની ઉંચી એડી-હીલ નીકળી. તેથી પણ બાનુઓ રેવાઇ ગઈ. ને બેન્સીકલ નીકળી ત્યારે તો તોબા થઇ. બાનુની એડી તો ૨-૩ ઇંચ ઉંચી પણ આતો એ ત્રણ ફુટ ઉંચી. પણ હવે તેના દાંડાને બાઝીને, અર્ધા ઉભા, અર્ધા બેઠા, બેઠક કયાંની કયાં સંતાડી દઇને શું ઝપાટા બંધ ટ્રેનથી પણ ઝડપથી દોડે છે ! તો પછી એડીથી બાઇસીકલ ૧૦-૧૨ ગણું ઉંચું છે પણ બાઇસીકલથી મેં શોધેલી અનેક ખુબીઓવાળી પાવડી એટલા બધા ગણી ઉંચી નથી. મારી પાવડી વાપરનાર મરશેજ નહીં એમ તો હું કહી શકતો નથી, પણ ધૂળના જંતુના ચેપથી નહીં મરે તેની ગેરંટી આપવામાં આવે છે. તેમનામાં મરણનું પ્રમાણ જરૂર ઓછું થઇ આવરદા જરૂર એકંદર વધશે. આ કારણથી પાવડી વાપરવાનારાઓ પાસેથી વીમા કંપનીઓને, નહીં પાવડી વાપરનારાઓથી ખાસ ઓછો દર લેવાને લલચાવવામાં ફતેહમંદ થવાની મને સંપૂર્ણ આશા છે. તે છતાં ઉમેરવું જોઇએ કે, પાવડી પહેરવાની શરૂઆત કરતાં સાથે વીમો જરૂર ઉતરાવવો, બલ્કે કોટમાં ઉતરાવી આવ્યા પછી જ પાવડી પહેરવાની તાલીમ લેવી શરૂ કરવી એ બહુ સલામત છે. પાવડી પહેરી ચાલતાં મફત શીખવવામાં આવશે. પ્રેકટીસ કરતાં કોઇ વખતે પડી જાય તો તેને ઉભો કરવાનો તેમજ પાવડી પર ચઢાવવાનો કાંઇ જૂદો ચાર્જ લેવામાં આવશે નહીં. ”



હું જાત્રાએ નીકળ્યો. તે જાત્રાના દીવસ હતા તેથી ટ્રેનમાં સેંકડો જાત્રાળુઓનો ભેટો થયો. તેથી આનંદ થયો. ટ્રેનમાંને ટ્રેનમાં રાત પડી ત્યાં સુધી તો આનંદ રહ્યો પણ પછી સુવાનું મન થતાં આનંદ શોકમાં પલટાઇ ગયો ! એકેક હાર પર દસ દસ જણ. બારણા પર છાપેલું કે " દસ માણસ બેસે " તે બે હાર મળીને હશે એમ હું અત્યાર સુધી ધારતો હતો તે મારી ભૂલ થયલી એમ હું માનવા લાગ્યો. પલાંઠી વાળતાં પણ લડાઇ થાય એવા બધા સંકડાઇને બેઠા હતા. દસમાં બે જાડા હતા તેમનો ખાસ ત્રાસ હતો. તે બીચારા બે પોતાના માંસને શાપ આપવાનો જપ જપતા હતા. તેમને પોતાને પોતાની કઢંગ સ્થિતિ જણાઇ. જો આ પ્રમાણે બધાને રેલ્વેમાં સીંચે તો હીંદુસ્તાનના ત્રીસ કરોડ માણસ ટ્રેનમાં માઇ જાય એમ લાગતું. જો આખા હીંદુસ્તાનમાં સામટી આગ લાગે તો ત્રીસે ત્રીસ કરોડને સલામતી સારૂ હિમાલય કે હીંદુકુશ તરફના ટર્મીનસ પર સામટા લઇ જઇ શકાય કે નહીં તેનો અખતરો કરવાજ જાણે હમને ભર્યા હોયને તેમ ક્ષણે ક્ષણે લાગતું.



અધુરામાં પુરું બધાને ઉંઘ આવવા લાગી. નિંદ્રા દેવીએ હમને હેરાન કરવામાં રેલ્વે કંપનીને મદદ કરી. દરેક માણસ પર હલ્લો કરી તેણીએ અદ્રસ્ય ઘેરા ઘાલ્યો. તેની તોપના નહીં સંભળાતા ધડાકાથી ઘણાના હાથ પગ માથું આદિ અવયવો કયાંના કયાં તુટી

પડવા લાગ્યા. જો કાટને પડવાની જગ્યા હતે તો નિદ્રાએ પેસીન્જરો રૂપી કીલ્લા ક્યારના તારાજ કરી નાંખ્યા હતે. ટ્રેન કહે બેસો અને નિદ્રા કહે સુઓ ! મેં વિચાર કીધો કે ઉપાય શું ! અનેક યુક્તિ મગજમાં રમાડવા માંડી. માતાના ઉદરમાં બાળક અદુકડું બેસીને, બે હાથેથી અદુકડાં પગ વીંટી લીધા હોય છે તેમ ઘણા બેઠેલા. મને વિચાર થયો કે માતાના પેટમાં તો આટલા સકણા રહેતા નહોતા. પેટમાં માતાને લત્તા પ્રહાર કરતા અને છેક હવે ડહાપણ આવ્યું તે શું અર્થનું ? પણ વળી ધાર્યું કે જાત્રાએ જતા હોવાથી આવતા જન્મનું સ્મરણ થયું હશે, જેથી તે મારે નવા જન્મમાં સહેલું પડે તે સારૂ રીહર્સલ-પ્રેકટીસ-પૂર્વ-પ્રયોગ કરતા હશે. કદાચ એમે હોય કે ટ્રેન માતા પેઠે પુત્રને ઉંચકી લઇ જવા રૂપ સેવા કરે છે તેથી ટ્રેનને ક્ષણભર સાક્ષાત પ્રતિનિધિ માતા સમજીને એમ ગર્ભાવસ્થા પેઠે બેઠા હશે !



ઉપર પ્રમાણે અદુકડા બેઠા ઉંઘતા હતા. તે જોઇ મને વિસ્મય થયો કે ઘેર તો મણ મણ રૂની ઢેર પર પોઢવા છતાં અને બબ્બે ગાલ મસુરીયાનાં ટેકણે છતાં ઉંઘ આવતી નથી, ઉંઘ આવતી નથી એમ કહી બાયડીને સતાવે ગભરાવે છે, અને અહીં પાલીસ વગરના પાટીયાં પર બેઠા બેઠા એની મેળે કેમ ઉંઘ આવી જાય છે. ? ઘેર ઉંઘવું હોય છે ત્યારે નથી ઉંઘાતું ને ગાડીમાં ઉંઘવું નથી હોતું તોએ ઉંઘાય છે ! લક્ષ્મીની નિન્દ્રા જોડી બ્હેન દેખું ? 'હજામની જાત અને વહેવાઇવાળી વાતની પેઠે, એ બન્નેની જોડી બોલાવવા જાય ત્યારે આડું જોય ! હવે મારે તો લાંબા થઇને સુવુંજ હતું. બધા બેઠા બેઠા ઝોકકા ખાતા હતા. મારી હારમાં હતા, તેમનાં નવે માથાં ખાસ્સા આડ હામડાંની ખાટલી જેવા બની રહ્યાં હતા. તેથી તે પર સુઇ જવાનો વિચાર થયો, પણ બધાને માથે ચઢવું કેમ ને સુવું કેમ ? સામે બેઠેલાને મેં મદદ કરવા કહ્યું ને તેઓએ ખુશીથી સહાયતા કરવા સ્વીકાર્યું મને ટાંગાટોળી કરી આઠ જણના માથા પર સુવાડયો. સુતા સાથેજ ધર્તિકંપ થયો. બધાએ માથાં પર શું અગલું બગલું આવ્યું તે જોવા ઝબકી ઉઠયા. કોઇ ઉભું થઇ ગયું, કોઇ વાંકું વળી ગયું ને કોઇ સરી ગયું. આ હીલચાલોથી ગુરૂત્વાકર્ષણ દેવીનો હું બકરો થઇ પડયો અને બેં બેં કરતો જોડેની બીજી તરફની પાટલી પર બેઠેલાના માથાં પર સરી ગયો. તેઓને પણ કોણ જાણે શાથી બધાને એક સાથેજ અને માથેજ ખંજવાળ આવી. ખંજવાળવા જતાં મારા પગ આદિ ગાત્રો તેમના હાથમાં આવ્યા. તે લોકો ચુટકીઓ જાણે એકસંપ કરીને ભરી કે બંદા તો ચીસજ પાડી ઉઠયા. વળી સાથે માથાં હલાવ્યાં ને એ ઢીલ થતાંજ ગુરૂત્વાકર્ષણ દેવીનો બકરો હું બન્યો ને બેંબેં કરતો પીઠમાં ચહેલા આયુસ પર ધમ્મ દેતો કે પડયો. આથી તેની ઉંઘ પણ ઉડી ગઇ, ને તે આળસ મરડીને તરત ટટાર થઇ ગયો ! મેં પણ ઉઠીને ભાષણ કર્યું, " તમે જોડાજોડની પાટલી પર બેઠા બેઠા ઉંઘતા હતા. એંકદર ૧૯ ' માથા પર હું સુતો હતો તેથી મારો ભાર વહેંચાઇ ગયો હતો, અને સરેરાસ ભાર પાંચ શેરથી વધારે કોઇના માથાં પર ન હતો. તેથી મારે તો તમારી નીચે મુકેલી પાઘડીઓ છે. ' એમજ સમજવું હતું કે હલકી ફુલ જેવી પાઘડીજ પહેરી છે ? તો શું નહીં ચાલતે ? ' તમે માથું ધુણાવવાથી તમારી અસ્થિરતા, અપ્રહનશીલતા, દુર્બલતા, ઇત્યાદિ દુર્ગુણોનો ' તમારામાં વાસ હોવાનું સિદ્ધ થયું છે અને એ દુર્ગુણો પ્રત્યક્ષ જોઇને, નિન્દ્રા દેવી પણ કોપ

'કરીને તમને તરછોડી ગઇ છે. જતાં જતાં તે મને નાકમાં ( એ દેવી કાનમાં કહેવાને 'બદલે નાકમાં કહે છે, જે વાત ઉંઘતી વખતે નસકોરાંજ ધમણ પેઠે બોલે છે તે પરથી 'સિદ્ધ થાય છે. ) કહી ગઇ છે કે, તમને ઉનારૂઓ માથે સુવા દેશે તો જ તે પછી હું 'તેમને સ્વીકારીશ. ઉપર સુવા દેવામાં બાધા હોય તો ભલે નીચે સુવા દો, ને મારા ઉપર 'ભાર ન લાગે માટે જરા અદ્ધર બેસજો !" પછી કાંઇ ? એટલામાં જાત્રાનું સ્ટેશન આવ્યું એટલે હમે બધા ઉતરી પડયા.

લી. પંચ ( સાર્વજનિક સેવક. )


ઍન્ડ્રયુ કાર્નેગીનું જીવનચરિત્ર.

( લેખક—રા. ગિરધરલાલ ડુંગરશી શેઠ—વ્યારા )

આ મહાન અમેરિકન કોટયધીશનું નામ સુધરેલી દુનીઆમાં સર્વત્ર જાણીતું છે. એની બાદશાહી સખાવતોને લઇને અમેરિકાની જાહેર લાયબ્રેરીઓમાં એટલી પ્રગતિ અને ઉન્નતિ થઇ છે કે 'કાર્નેગી' અને 'પુસ્તકાલયોની પ્રગતિ' એ બન્ને ચિરકાળ થયાં તે દેશમાં સમાનાર્થક ગણવામાં આવે છે. અમેરિકાની ઉપરોક્ત લાઇબ્રેરીઓના કોઇ પણ અભ્યાસકને કાર્નેગી સંબંધે વિચાર આવતાં પૂજ્ય બુદ્ધિ ન ઉપજે એ તદ્દન અશક્ય છે. વસ્તુસ્થિતિ આવી હોય ને આ મહાન પુરૂષ કરોડો રૂપીઆ કેમ કમાયો અને એ અઢળક દોલતનો લાંબા સમય થયાં તે કેવી રીતે સદ્વ્યય કરે છે એ બિના ખરેખર મનોરંજક છે એટલુંજ નહિ પણ ચિત્તવૃતિને મહાન કાર્યો કરવા પ્રેરાયમાન કરે છે.

આશરે ૮૦ વર્ષ ઉપર કાર્નેગીનો જન્મ સ્કોટલેંડનાં ડમ્ફર્લાઇન નામે શહેરમાં થયો હતો. તેનો બાપ સાધારણ વણકરનું કામ કરતો હતો. બાલ્યાવસ્થાનું ઘણું ખરૂં શિક્ષણ તેને તેની મા અને કાકાએ આપ્યું એમ કહેવાય છે. તેનું ચરિત્ર ઉચ્ચ પ્રતિનું બનાવવા તેની માએ અસાધારણ પ્રયત્ન પ્રથમથીજ સેવ્યો અને પોતાના મહાન પુત્રનું દરેક રીતે ભલું કરવાને આ મહાન સ્ત્રીએ ૫૦ વર્ષ સુધી અવિશ્રાંત માતૃધર્મ બજાવ્યો એમ કહીએ તો તેમાં જરા પણ ખોટું નથી. રાજ્ય તંત્રના વિકટ પ્રશ્નો અને ઐતિહાસિક વિષયોનું જ્ઞાન એન્ડ્રયુને તેના કાકાએ આપ્યું. આ કાકો લોકશાસન મતનો હતો. એથી દશ વર્ષની ઉમર સુધી તો એન્ડ્રયુ એજ મતનો ( રીપબ્લીકન મત ) રહ્યો.

ઍન્ડ્રયું ૧૨ વર્ષનો થયો ત્યારે સ્ટીમ લુમ્સ ઇંગ્લાંડમાં પ્રથમ દાખલ થતાં તેના બાપનો વણકરનો ધંધો ભાગી પડયો. અને ગરીબાઇનાં અસહ્ય દુઃખથી કંટાળી જઇ દેશ છોડી

સ્વજનો સહિત અમેરિકા ગયો. અને ત્યાં પીટસબર્ગ ( યુ. સ્ટે. ) માં જઇ વસ્યો. ૧૨ વર્ષની નાની ઉમરમાં ફીરકી બનાવનાર છોકરા તરીકે એક કારખાનામાં જગા મળી. અંહી તેને દર અઠવાડીએ ૧ડૉલર એટલે લગભગ ૩ાા રૂપીઆ મળતા હતા. ( ડૉલર=૩ રૂપીઆ. ) એટલે કે પ્રતિમાસે લગભગ ૧૫ રૂપીઆ તેને મળતા હતા. આ સમય પછી આજ સુધીમાં તેના હાથમાંથી કરોડો રૂપીઆ—ડૉલરો પસાર થઇ ગયા છે પણ સખત શ્રમથી મેળવેલો આ ડૉલર એને મન બધા ડૉલરો કરતાં ચઢી જાય છે. એ વખતે નોકરીને અંગે જે સખત કામ એન્ડ્રુયુને કરવું પડતું હતું તેને માટે ' ગુલામગીરી ' એ શબ્દ ભારે ગણાય નહિ. પણ માબાપને મદદ કરવાનાં ઉમદા આશયથી આવું સખત કામ તેને ગુલામગીરી રૂપ કદી પણ જણાયું નહિ.

એક વર્ષ આ પ્રમાણે સખત નોકરી કર્યા પછી ઍન્ડ્રયુ બીજાં કારખાનામાં દાખલ થયો. અહિં તેને એક બૉઇલર અને એક નાનાં સ્ટીમ એન્જીનના ફાયરમૅનનું કામ કરવાનું હતું. આ કામ બહુ સખત અને લાંબો વખત કરવાનું છતાં તેથી ઍન્ડ્રયુને કોઇ દિવસ અસંતોષ કે દુઃખ થયેલ હોય એમ કોઇની જાણમાં નથી. ગરીબાઇ કે દુઃખથી તે ભયભીત થયો હોય કે મુંઝાણો હોય એવું કદિ પણ બન્યું નથી. આ વખતને માટે બોલતાં તે કહે છે કે, " ગરીબ લોકોની સાદી ઝુંપડીઓમાં શ્રીમંતોના મહેલો કરતાં વધારે સુખ, વધારે સંતોષ અને સત્યતા રહેલાં છે. " અત્ર સ્થળે એટલું જણાવવાની બહુ અગત્ય છે કે આ શબ્દો કદાપિ ગરીબાઇનું દુઃખ નહિ અનુભવેલ એવા કોઇ તત્વજ્ઞાનીના નથી, પણ એ શબ્દો જેણે ગરીબી અને શ્રીમંતાઇનાં અંતિમ બિંદુઓ જોયેલ છે એવા એક મહા પુરૂષના છે. ફાયરમૅનનું એક વર્ષ કામ કર્યા પછી સંદેશો લઇ જનાર છોકરા તરીકે ઍન્ડ્રુને ઑહીઓની તાર ઑફીસમાં જગા મળી. અહિં તે ફુરસદના વખતમાં તારનું કામ શીખતો. ઍન્ડ્રુના સદ્ભાગ્યે થોડા વખતમાં તેને પેન્સીલવેનીઆની રેલ્વે સડકના પ્રવર્તક તરીકે ૭૫ રૂ. ના માસિક પગારની નોકરી મળી. આ વખતે તેની ઉમર બહુ નાની હતી અને તેથી આ નોકરી તેને જીવનની પ્રત્યેક આવશ્યક અનુકૂળતાઓના આદર્શરૂપ લાગી.

આ વખતે બાપનું ઘર ગીરો મૂકી મેળવેલ પૈસાના આડમ્સ એક્સપ્રેસ કંપનીના દસ શેર લઇ પહેલીજ વખત વેપારી લાઇનમાં પૈસા રોકયા. તેની શક્તિની કદર દિનપ્રતિદિન થતી. તેને પીટ્સબર્ગ વિભાગનો સુપરિન્ટેન્ડન્ટ બનાવવામાં આવ્યો. યુનાઇટેડ્ સ્ટેટ્સમાં અંદર અંદર મહાન્ લડાઇ શરૂ થઇ ત્યાં સુધી તેણે આ કામ બહુ ઉમદા ભરી રીતે બજાવ્યું. જ્યારે લડાઇનો સમય સમીપ આવી પહોંચ્યો ત્યારે કાર્નેજી વૉશિંગ્ટન ગયો. અહિં તેને લડાયક રેલ્વે રસ્તાઓ અને સરકારી તારોનો કબજો સોંપવામાં આવ્યો. લડાઇનો આ સમયમાં તેને પ્રત્યક્ષ અનુભવ થયો. તે વખતની તે આજ સુધી હંમેશ લડાઇ વિગ્રહ તરફ તે તિરસ્કાર યુક્ત દૃષ્ટિથી જુએ છે એટલુંજ નહિ પણ આ વૃત્તિ તેનામાં પ્રધાન હોય એમ લાગે છે. વૉશીંગ્ટનમાંથી પાછા આવ્યા પછી થોડા વખતમાં કાર્નેજીને સ્લીપીંગકારના શોધક મી. વુડ્રફ સાથે ઓળખાણ થઇ. મી. વુડ્રફે ટુંક વખતની વાતચિતમાં એ ધંધામાં કાર્નેજીનું મન વાળ્યું અને પોતાના પૈસા એ ધંધામાં રોકવા સલાહ આપી. કાર્નેજીએ એ માગણીનો સ્વીકાર કર્યો

અને એક સરાફ પાસેથી ઉછીના પૈસા લઇ વુડ્રફ સ્લીપીંગકાર કંપનીમાં ભાગીદાર થયો. આ પછી થોડા વખતમાં પેન્સીલવેનીઆની રેલ્વે સડકનું કામ મળતાં તેની આવક આડમ એક્સપ્રેસ કંપનીના શેરોની આવક કરતાં ઘણી વધી.

પેન્સીલવેનીઆમાં ઇ. સ. ૧૮૬૧ માં તેલની શોધ થતાં લગભગ ૧૧ લાખ રૂપીઆ તેણે એક તેલનું ખેતર ખરીદવામાં રોકયા. આ રકમ તેની આજ સુધીની બચત રકમ હતી. આ વખતે તેની ઉમર માત્ર ૨૬ વર્ષની હતી. સદ્ભાગ્યે તેનો આ પ્રથમ મહાન્ પ્રયત્ન બહુજ ફળદાયી અને યશસ્વી નીવડયો.

એ પછી કાર્નેજીએ આયર્ન સીટી ફોર્જ કંપની અને કીસ્ટોન બ્રીજ કંપનીમાં પણ પોતાના પૈસા મૂકયા. ૧૮૬૮ માં બેસ્રૂમર સ્ટીલ્ પ્રોસેસની શોધ ઇગ્લાંડમાં કરી અને અમેરીકા આવ્યા પછી પોલાદના પાટા બનાવવાને માટે યુનીઅન મિલ્સ સ્થાપિત કરી. એ પછી રેલ્વે રસ્તાઓ બાંધવામાં તેને બહુ લાભ થયો. અને એડ્ગર થોમ્સન્ સ્ટીલ વર્કસ્ બંધાવવામાં તે રોકાયો. આમ કરવાનું કારણ એ હતું કે જે ચીજો પોતાનાં કારખાનાંઓમાં બનાવતો હતો તે ઉત્પન્ન કરતી દરેક ચીજ પોતાના હસ્તક રાખવી એવો વિચાર તેને આવ્યો હતો. આ કામ તેણે બહુ ઉત્તમ રીતે પાર પાડયું. ૧૮૮૩ માં હોમસ્ટેડ સ્ટીલ્ વર્કસનો તેણે કબજો લીધો. આ બધી કંપનીઓ ભેગી કરીને કાર્નેજી સ્ટીલ્ કંપની લીમીટેડ નામની એક મહાન્ કંપની સ્થાપી. એમાં આશરે ૭-૮ કરોડ રૂપીઆની થાપણ હતી. ૧૮૯૨ માં એક મોટી કોક્ કંપનીનો આ વીર પુરૂષે કબજો લીધો. આ બધા કારખાનાનું કામ એવી તો સરસ રીતે ચાલ્યું કે આ વિવિધ કારખાનાઓનાં મહાન્ સમૂહનો ભંડોળ ૧૯૦૦ માં ચાર પાંચ ઘણો વધી ગયો. ૬૨ વર્ષની ઉમરે યુનાઇટેડ્ સ્ટીલ કોર્પોરેશન નામની મહાન્ કંપની જેમાં તે રાત દહાડો રચ્યો પચ્યો રહેતો હતો તેના કામ ધંધામાંથી કાર્નેજી ફારેગ થયો. આ વખતે તેનું ઉત્પન્ન ૭ા અબજ રૂપીઆનું હતું. કાર્નેજીની આ મહાન્ ફત્તેહનું કારણ એ હતું કે તે પોતે અથાગ શ્રમ લઇ પોતાના નોકરોનો પોતાના ધંધામાં રસ ઉત્પન્ન કરતો. તેની ફતેહનું બીજું કારણ એ હતું કે જ્યારે જ્યારે કોઇ પ્રતિભાશાળી પુરૂષ કે નોકરની કોઇ બહારના પણ અંગત ધંધામાં અસાધારણ શક્તિ કે ચાતુર્ય વિષે તે સાંભળતો ત્યારે તેને પોતાનાં કારખાનાઓમાં કામ કરવાને ગમે તે પ્રયત્ને બોલાવી લેવામાં આવતો અને થોડો ઘણો ભાગ આપી તેને યથાર્થ ઉત્તેજન આપવામાં આવતું. વળી કોઇ ભાગીદારનું મરણ થાય કે તરતજ તેના પૈસા વિગેરેનો ચૂકાદો એક મહિનામાં થતો અને ત્યાર પછી તેના વંશવારસોને કંપનીના કોઇ કાર્યમાં જરાપણ ભાગ લેવાનો હક્ક બંધ થતો. તંદુરસ્તીમાં બીગાડો કે ભાગીદારોના આગ્રહને લઇને કંઇ કાર્નેજી ધંધાથી ફારગ થયો નહોતો; એમ કરવાનું કારણ એ હતું કે જે અઢળક દ્રવ્ય તેણે પ્રાપ્ત કર્યું હતું તેનો સર્વોત્કૃષ્ટ સદ્વ્યય કરવામાં તેનું અવશેષ જીવન ગાળવા—વ્યતીત કરવા તેને વિચાર થયો હતો. કાર્નેજીના મત પ્રમાણે પૈસા કમાવા એ કરતાં પૈસાનો દાનાર્થે ઉપયોગ કરવાનું કામ વધારે અઘરૂં છે. જે માણસ ધનવંત અવસ્થામાં મરી જાય છે તેને લ્યાનત હજો ! એ સૂત્રનો એ કર્તા છે. આ સ્થળે જણાવવું જોઇએ કે સખાવતોની સામાન્ય રીતથી આ મહાન્ પુરૂષ તદ્દન વિરૂદ્ધ છે.

ઇ. સ. ૧૮૮૧ના નૉર્થ અમેરીકન રીવ્યુમાં તેણે એક લેખ આપ્યો હતો તેમાં તેણે નીચે પ્રમાણે સખાવતોનાં મહાન્ ક્ષેત્રો જણાવ્યાં હતાં:—

કોઇ વિશ્વવિદ્યાલયની સ્થાપના કરવી અગર તો તેમાં વૃદ્ધિ કરવી.
જાહેર ( મફત ) પુસ્તકાલયો.
દવાખાનાંઓ.
પ્રયોગ શાળાઓ.
જાહેર વિહાર વાટીકાઓ.
ન્હાવા અને તરતાં શીખવાનાં લાયક સ્થળો.

પુસ્તકાલયોને સંગે સખાવતો કરવાને માટે કાર્નેજીનું નામ જગ પ્રસિદ્ધ છે. આથી લાઇબ્રેરીના કામો તરફ તેનું લક્ષ કેવી રીતે દોરાયું અને એ સખાવતને તે કયું સ્થાન આપે છે તે જોવું બહુ જરૂરનું અને લાભદાયક છે. નાની ઉમરથીજ પીટ્સબર્ગની એક નાની સરખી લાઇબ્રેરીમાં અઠવાડીઆમાં એક વખત કદિપણ વાંચવા જવાનું ચુકતો નહિ. એક વખત એટલા માટે કે આ લાઇબ્રેરી છોકરાઓને માટે અઠવાડીઆમાં એકજ વખત ઉઘાડી રહેતી. આ પુસ્તકાલયમાં આશરે ૪૦૦ પુસ્તકો હતાં અને તેમાંના ઘણા ખરા એન્ડ્રુ બાળપણમાં વાંચી ગયો હતો. આ પ્રમાણે પુસ્તકોમાં મસ્ત રહેતાં એન્ડ્રુને એવો ખ્યાલ આવ્યો કે-' ભવિષ્યમાં કોઇ વખત શ્રીમંત થાઉં તો મારા પૈસાનો પુસ્તકાલયો સ્થાપવામાં વ્યય કરવો જેથી મને જેમ પુસ્તકો વાંચવાની ઉમદા તક મળી છે તેવી તક બીજા છોકરાઓને પણ મળે '. આવા ઉમદા વિચારો તેના મનમાં બાળપણથીજ ઘોળાતા હતા. એક મહાન વૃદ્ધ કોટ્યધીશ—અબજપતિ તરીકે હાલ પણ તેના તેવાજ વિચારો આવે છે. તે કહે છે કે કોઇ પણ પ્રજાને સર્વોત્કૃષ્ટ લાભ દેવાને માટે ઉમદામાં ઉમદા રીત એ છે કે પુસ્તકાલયોની સ્થાપના કરવી. પુસ્તકાલયોને જાહેર શાળાઓ પ્રમાણે લોક વર્ગે શહેરની મીલકત તરીકે સ્વીકાર કરી તેને એક જાહેર સંસ્થા તરીકે નિભાવવું જોઇએ. પુસ્તકાલય એ અન્ય જાહેર સંસ્થાઓની એક સહાયક સંસ્થા છે.

પુસ્તકાલયો વિષે પોતાનો મત જણાવતાં તેણે એક વખત જણાવ્યું હતું કે:—લોક વર્ગને સુધારવાને જાહેર પુસ્તકાલયો ઉત્તમ સાધન રૂપ ગણાવવાનું કારણ એ છે કે તે વડે શૂન્યથી શન્ય મળે છે. લાઇબ્રેરીઓ તો જેઓ ' આપ સમાન બળ નહિ ' એમ ગણી પોતેજ મહેનત કરે છે તેનેજ મદદ કરે છે. તેઓ કદી નિર્ધનાવસ્થામાં આવતી નથી. તેઓ મારા મહત્વાકાંક્ષી જનોને માટે ખુલ્લી છે. એવા માણસો સમક્ષ પુસ્તકોમાં ભરેલો દુનીઆનો ખજાનો તેઓ ખુલ્લો કરે છે. વાંચનના રસથી અધમ જાતની મનો લાગણીઓ નષ્ટ થાય છે. આ ઉપરાંત સારી જાતની નવલકથાઓથી ગરીબ લોકોની એકસરખી જીંદગીને બહુ લાભદાયક વિશ્રામ મળે છે. આ અને એવા બીજા કારણોને લઇને હું પુસ્તકાલયોને લોક સુખકારી અને સુધારણાનાં ઉત્તમ નહિ તો એક મુખ્ય સાધન રૂપ ગણું છું.

ઇંગ્લાંડની લાઇબ્રેરી એસોસીએશન તરફથી કાર્નેજીને તા૦ ૨ જી જૂન ૧૯૧૩ ના રોજ એક ખાણું આપવામાં આવ્યું હતું. તેના ઉત્તરમાં તેણે જણાવ્યું હતું કે "કાર્નેજીને

કહ્યું છે કે પુસ્તકોનો સમુદાય સામાન્ય લોકોનું વિશ્વવિદ્યાલય છે. પુસ્તકાધ્યક્ષો ઘણા અમૂલ્ય ભંડારના રક્ષકો છે અને તેઓએ તેનું બરાબર રક્ષણ કરવું જોઇએ. મને ઘણીવાર પૂછવામાં આવે છે કે શાથી હું પુસ્તકાલયો તરફ આ આકર્ષાયેલો છું ? મને આ પ્રેમ વંશપરંપરાથી મળેલો છે. મારા પિતા તથા કેટલાક સાથેના વણકરોએ પોતાના પરસ્પર લાભને માટે પ્રથમ પુસ્તકો ખરીદ્યાં હતાં અને હું મગરૂર છું કે મારા પુસ્તકાલય બાબતની સખાવત મારા પોતાના ગામનાં પુસ્તકાલયથીજ શરૂ કરી હતી. આ પુસ્તકાલય સ્થાપ્યા પછી અંગ્રેજી બોલનારી પ્રજામાં ૨૫૦૦ પુસ્તકાલયો સ્થપાયાં છે અને તે વધીને ૫૦૦૦ થાય એ જોવાની હું આશા રાખું છું. આ સઘળાં પુસ્તકાલયો સાર્વજનિક કરથી ચલાવવામાં આવે છે અને તેથી દરેક શહેરી, પુસ્તકાલયનો અંશમાં માલેક બને છે તેથી હું ઘણો ખુશી થાઉ છું. અમેરિકામાં આવક ઉપરનો કર દાખલ થયો છે અને આયપત વેરા જેવો નવો કર સ્થાપવાને માટે મારે તમને શાબાશી આપવી જોઇએ. ૩૦ પાઉંડની નીચે આવકને કર લાગુ પડતો નથી પણ મારા મત પ્રમાણે એનાથી ઓછી રકમને છૂટ આપવી જોઇએ. આ કર લેવામાં આવે છે તેથી હું ઘણો રાજી છું, કારણ કે મારા માનવા પ્રમાણે શહેરીઓને તેઓની શક્તિ પ્રમાણે પૈસા આપવાની જરૂર પાડવી જોઇએ. પૈસાની વહેંચણી ઘણીજ અસમાન છે. અતિશય પૈસો જન સમાજને હિતકર્ત્તા નથી. કોટયાધિપતિએ જાણવું જોઇએ છીએ કે તે પોતાના પૈસાનો એક અથવા બીજા રૂપમા જનસમાજના હિતને માટે વ્યવસ્થાપક છે. ”

ઇ. સ. ૧૮૯૧ માં પીટરહેડ લાઇબ્રેરી ઉઘાડવાના શુભ પ્રસંગે ‘ પુસ્તકાલય ’ એ વિષય ઉપર મી. કાર્નેજીએ પહેલ વહેલું ભાષણ કર્યું. તેમાં તેણે જણાવ્યું કે “ કોઇ અર્ધ-દગ્ધ જાતવાળાં ગામને સુધારવાનો જે માણસને ઉત્સાહ થાય તેને માટે સૌથી સરસ ઉપાય એ છે કે ૩૦૦-૪૦૦ રૂપીઆનો વાર્ષિક ખરચ થાય એવી લાયબ્રેરી ઉપસ્થિત કરવી અને તે નિભાવવી. પણ આથી કંઇ વાતનો છેડો આવતો નથી. નિશાળમાંના વડા છોકરા છોકરીઓ મોટાં વાંચકો હોય છે. અને તેમના અર્થે પાંચ પાંઉડ જેટલી નજીવી કિંમતનાં પુસ્તકો ખરીદવાથી ઘણા લાભ થાય છે. ૪૪ ઉત્તમ પુસ્તકો જેના પાંચ પાંઉડ બેસે છે તેની જેવી તેવી લાઇબ્રેરી ન થાય. દરેક લૉટ વંચાયા પછી બીજી નીશાળમાં મોકલવાની પ્રથા રાખવી અને તેને બદલે ત્યાંથી નવોજ લૉટ મંગાવવો. આવાં પુસ્તકાલયો ( ફરતાં ) ખરેખર ફરતા મહાન્ ઉપદેશકોની ગરજ સારે છે અને જુવાન માણસોને ઉત્તમ શિક્ષણ આપી શકે છે. લૅગનના લાઇબ્રેરીઅનની ઉત્તમ વ્યવસ્થાથી નાનાં મોટાં પુસ્તકો જે વાંચકોને પૂરાં પાડવામાં આવે છે તેમાં કોઇ પુસ્તક ગેરલાભ કર્તા હોય એમ મને ભાસતું નથી.’ એ પરગણાની ત્રણે નિશાળો વચ્ચે એવો ઉચ્ચ સંબંધ છે કે એ મૈત્રી યુરોપનાં મિત્ર રાજ્યોની મૈત્રી કરતાં જાણે કે વધારે સરસ કામ કરતી હોય. એ ત્રણે નિશાળો એક બીજાનાં પુસ્તકો વારાફરતી અદલબદલ કરે છે. આટલી થોડી ચોપડીઓનો આવો ઉત્તમ ઉપયોગ થઇ તેનું પરિણામ આવું ઉત્તમ અને ચીરસ્થાથી નીવડે એવો અનુભવ આ મને પહેલીજ વાર થયો છે. મને ધારવાને કારણો મળે છે કે આમ કરવું તે દરેક શ્રીમંતના હાથમાં છે કારણ કે તેથી થોડા પૈસા વડે લોકસમૂહની ઉમદા સેવા બજાવી શકાય છે. ”

ત્યારપછી ધનના ઉપયોગ સંબંધે કાર્નેજી જણાવે છે કે દરેક ધનિકે સમજવું જોઇએ કે

પોતાનું ધન. તેણે લોકહિતનાં કાર્યમાં વાપરવુંજ જોઇએ. કેટલાંક કાર્ય એવાં છે કે જેમાં મહાન્ ધનાઢ્ય પુરૂષોજ ભાગ લઇ શકે. લાઇબ્રેરીનું કામ એવા પ્રકારનું છે કે જેમાં થોડામાં થોડા પૈસા વાળો પણ થોડા પૈસા આપી પોતાના પૈસાનું સાર્થક કરી શકે. એમાં પૈસા વાપરવાથી જે ફળ મળે છે તે બીજના પ્રમાણમાં સો ગણું છે. એથી લાખો કે કરોડો રૂપીઆના કામ ધંધાથી માણસ જે ગંભીર ફરજ આખો દિવસ કરવા તત્પર થાય છે તેટલી અથવા તેથી વધારે ગંભીર ફરજ દિનરાત બજાવવા તેથી સો ઘણી ઓછી દોલતથી તત્પર થાય છે. આથી એના માલીકને ખાસ લાભ એ થાય છે કે જે પૈસા ખરચે છે તેનો વ્યય કેવી રીતે થાય છે તે તરફ તે પોતેજ ધ્યાન આપે છે. આથી મોટી રકમોની સખાવત જેના ઉપર કોઇ જાતની માલીકની દેખરેખ હોતી નથી, તેનાં કરતાં વધારે ફાયદો થાય છે. જ્યારે કોઇ માણસ પોતાનું ધન અને પોતાની જાત લોક સેવામાં રજુ કરે ત્યારેજ તે ખરેખરો ઉપકારી મનુષ્ય કહી શકાય, નહિંતર નહિં. માત્ર એકલા પૈસા આપવા તેમાં સ્વાત્મભોગ કે મહેનત ન હોવાથી તે ફરતું નથી. માટે જે માણસો એક રૂપીઓ આપે અને પોતાની જાતના ભોગથી કાર્ય પણ કરે તે બે રૂપીઆની સખાવત કરે છે. જે માણસ પૈસા આપે છે અને પોતાની જાતનો પણ ભોગ આપે છે તેજ લોકસમૂહની ઉત્કૃષ્ટ સેવા બજાવે છે.

આ ભાષણનો દરેકે દરેક શબ્દ વિચાર કરવા લાયક છે. ખાસ કરીને જે ભાગમાં કાર્નેગી થોડા પૈસાવાળો પણ લાઇબ્રેરીના કામમાં સારીરીતે મદદ કરી શકે છે એવો ઉપદેશ આપે છે તે ભાગ બહુજ વિચારવા લાયક છે. કાર્નેગીની જૂદીજૂદી સખાવતો નીચે પ્રમાણે છે.

કાર્નેગી ઇન્સ્ટીટ્યુશન ઑફ વૉશિંગ્ટન—( ૧૯૦૨ ) શોધખોળના ઉત્તેજન તથા મનુષ્ય જાતની સુધારણા માટે જ્ઞાનના ઉપયોગ વાસ્તે રૂ. ૬૬૦૦૦૦૦૦ નું આ ફંડ છે.

કાર્નેગી ફાઉન્ડેશન ફૉર ધી ઍડવાન્સમેન્ટ ઑફ ટીચીંગ ( ૧૯૦૫ ) ઉત્તર અમેરિકામાં ઉચ્ચ શિક્ષણના શિક્ષકો તથા અમલદારો જે પેન્શન ઉપર જાય તેમના તથા તેમની વિધવાઓના પેનશનને માટે ૪૫૦૦૦૦૦૦ રૂ. નું ફંડ છે.

કાર્નેગી હીરો ફંડ-યુ. સ્ટે. અને કેનેડા ( ૧૯૦૪ ) મનુષ્યની જીંદગીનાં રક્ષણના વીરત્વ ભરેલા પ્રયત્નો માટે; ઇનામ માટે. તેવા પ્રયત્નમાં ઘાયલ થયેલાઓનાં મરણ માટે; આવા પ્રયત્નમાં મૃત્યુ વશથયેલાના આશ્રિતો માટે; મહાન્ સંકટથી પીડાતા મનુષ્યોની મદદને માટે; રૂ. ૧૫૦૦૦૦૦૦ નું ફંડ છે.

કાર્નેગી હીરો ફંડ—ગ્રેટ બ્રીટન ( ૧૯૦૬ ) રૂ. ૩૭૫૦૦૦૦

„ —ફ્રાન્સ ( ૧૯૦૯ ) રૂ. ૩૦૦૦૦૦૦

„ —જર્મની ( ૧૯૧૦ ) રૂ ૩૭૫૦૦૦૦

કાર્નેગી પીસ ફંડ ( ૧૯૧૦ ) જૂદા જૂદા દેશો વચ્ચે શાંતિ ફેલાવવા માટે રૂ. ૩ કરોડ; કાર્નેગી કૉર્પોરેશન ( ૧૯૧૧ ) રૂ. ૭॥ કરોડ. કલાભવનો, ઉચ્ચ શિક્ષણની સંસ્થાઓ, પુસ્તકાલયો, શોધખોળ, ઉપયોગી પુસ્તકો વિ. ની પ્રસિદ્ધિ વિગેરે; યુ. સ્ટે. માં કાર્નેગી લાઇબ્રેરી કૉર્પોરેશન, યુનાઇટેડ કીંગડમ ( ૧૯૧૩ ) પુસ્તકાલયો તથા દેવળોના ઑર્ગન માટે રૂ. ૩ કરોડ.

આ સર્વેની એકત્ર રકમ ૩૦ કરોડ થવા જાય છે.



# વર્તમાન યુદ્ધ પરથી લેવાનો બોધ.

યુદ્ધ જેવાં ઘોર, પાપી, અપકૃત્યમાંથી તે શો સદ્દબોધ નીકળી શકે? પરંતુ, સૃષ્ટિની યોજનામાં; તેનીએ ઉજળી બાજુ છે. મનુષ્યના હૃદયમાં જે કેટલીક ગુપ્ત ભાવનાઓ અને વાસનાઓ, સામાન્ય રીતે અને શાંતિને ધોળે દિને,ગુપ્ત અને તેના માલેકને પોતાને પણ લગભગ અજ્ઞાત હોય છે તે યુદ્ધકાળની ઘોર અંધારી રાતમાં પ્રગટી નીકળે છે. „સ્વદેશવત્સલતાનો પ્રવાહ, રોજના સામાન્ય વ્યવહારમાં બહુ ઉગ્રતાથી કે વેગથી વહેતો નથી. પરંતુ તે ઝરો, કે જે નહીં તો વારંવાર સુકાયલો રહે છે તે આ કાલમાં રેલછેલ કરી મૂકતી વેગવતી નદીનું રૂપ ધારણ કરે છે. ઇંગ્લેંડમાં લશ્કરી નોકરી ફરજ્યાત નથી. તેથી સ્વાર્થપરાયણ પ્રજા એવા રોજી વગરના ધંધામાં જોડાવાની દરકાર ના કરતી. વૉર ઑફીસ બહુએ જાહેરખબરો ફેલાવતી, બેંડો સહિત સરઘસો કાઢતી, તેના ફાયદા સમજાવનારી યાદીઓ પ્રગટ કરતી, સીનામેટોગ્રાફ કંપની પાસે, લડાયક નોકરીની ખૂબી અને જાહોજલાલી આબેહુબ બતાવનારી ફીલ્મો પડાવીને તે પ્રજાને દેખડાવતી, લશ્કરી તાલીમ ન લેવાથી માથે જે રાજદ્વારી ભય લટકે છે તે દર્શાવનારાં નાટકો પણ લખાતાં અને ભજવાતાં—પરંતુ ટેરીટોર્યલ આર્મીમાં બહુજ ઓછા માણસો જોડાતા ! વયોવૃદ્ધ ફીલ્ડ—માર્શલ લૉર્ડ રૉબર્ટ્સ ફરજ્યાત લશ્કરી કાયદા વિના દેશની સલામતી જોખમાશે એમ તેણે સ્થાપેલા ખાસ લીગ, ખાસ પુસ્તકો તથા લેખો અને ભાષણોદ્વારા જાહેર કરતાં અટકતો નહીં—પણ પ્રજા બ્હેરી હતી ! લીબરલો એવી વાત સાંભળવાજ ના પાડતા, અને કન્સર્વેટીવો પણ પ્રજાનો વિરોધ હોવાથી એની ચોખ્ખી હિમાયત કરવા હીમ્મત કરતા નહીં ! કેસરના રણશિંગડાથી આ સઘળી ખટપટ પતી ગઇ છે. જ્યારે લડાઇ પૂર્વે રોજ સો રેક્રુટ પણ મળવા કઠિન હતા ત્યારે આજે રોજ હજારો,ઘર બેઠા દૂર દૂરથી સૌથી પાસેની રેક્રુટીંગ ઓફીસોમાં ચાલ્યા આવે છે ! જ્યારે લોર્ડ કીચનરે ૫ લાખ માણસોની અપીલ કરી અને આમની સભામાં તેને માટે લડાઇ ખાતામાં જગ્યા ખાલી કરનાર મી. એસ્ક્વીથે તેને ટેકો આપ્યો ત્યારે તે બન્નેને અને રાજદ્વારીઓને વિશ્વાસ નહોતો

એવડી મોટી સંખ્યા કદાપિ જોડાય ! પરંતુ શો ચમત્કાર કે બે માસમાં તે સંખ્યા થઇ ગઇ અને હવે બીજું પાંચ લાખનું લશ્કર ઉભું થાય છે જે પણ અર્ધ થઇ ગયું છે. જેઓ શાંતિના સમયમાં દેશના કામમાં પાઉંડ આપતાં અચકાય-તેઓ યુધ્ધ કાલમાં શરીર આપી દેવા તૈયાર થયા છે ! યુદ્ધથી એકંદર હાનિ છે,અને લાભના પ્રમાણમાં હાનિ બહુજ વિશેષ છે, છતાં કેટલાક સંગીન લાભ પણ છે એ આ પછી કોણ ના કહી શકશે? ન્યાય સારૂ યુદ્ધમાં જવું પડે તો જવું એવી ઇંગ્લેંડની રાજનીતિ આ કાલમાં સ્વીકારવા વિના બીજો માર્ગ નથી.

જે દેશ, સ્વદેશ રક્ષણ અને ન્યાય લેવા કે અપાવવા યુદ્ધે ચડે છે તે દેશ યુધ્ધના યજ્ઞમાં, સુવર્ણની પેઠે, બળી જવાને બદલે શુદ્ધ અને પવિત્રજ થઇને બહાર આવે છે. તેના મલોજ એ યજ્ઞમાં ભસ્મીભૂત થાય છે. સફ્રેજેટ તકરાર, હોમરૂલ સવાલ ઇત્યાદિ બાબતોનો ફડચો યુદ્ધ પછી ઘણું કરીને એવો થશે કે તેટલો સમાધાનભર્યો અને સંતોષકારક તે યુદ્ધ પૂર્વે આવવાનો સંભવ નહોતો.



સમસ્ત પ્રજાજ નહિ પણ પ્રજાની વ્યક્તિના આત્માને પણ યુદ્ધના પ્રસંગથી કાંઇને કાંઇ લાભ થાય છે. પોતે કેટલું સ્વાર્થી જીવન ગાળે છે, દેશના રક્ષણ માટે તે કેટલો નિસ્પૃહી છે, તે કેટલો ભીરૂ છે અને કેટલા બહાદુર થવાની જરૂર છે તેની પ્રેરણા તેને યુદ્ધને પ્રસંગેજ થાય છે. વિષય ભોગ, સ્વાર્થસિદ્ધિ, અને એશઆરામ છોડીને તે દેશને પોતાના તન મન અને ધનથી કેવી રીતે મદદ કરી શકે તેનો ગંભીર વિચાર, જીવનમાં પ્રથમજ વાર કરે છે. અનેક વંઠેલા છોકરાઓ જેમના ભવિષ્ય માટે તેમના માતાપિતાને ભય અને નિરાશાજ હતી તેઓનાં જીવન આ યુધ્ધથી પલટાઇ ગયાં છે અને પોતાની કુટવોને છોડીને લડવા મરવા ચાલ્યા ગયા છે. કાળા પણ લડાઇના રંગથી ગોરા થાય તો ગોરા તો પારદર્શકજ થાય ! માતાઓએ પોતાના સકલ પુત્રોને લડાઇમાં જવા દીધા છે. પ્રખ્યાત વાનપ્રસ્થ એંગ્લો-ઇંડીયન સીવીલીયન તથા ઇતિહાસકાર સર રેપર લેથબ્રીજ માટે ખબર આવી છે કે તેનું સમસ્ત કુટુંબ યુદ્ધમાં ગયું છે— પુરૂષો લડવા ગયા છે, અને સ્ત્રીઓએ લડતાં ઘવાયલાની સેવા કરવા નર્સનું શ્વેત ઉપવસ્ત્ર ધારણ કર્યું છે ! ડયુકથી માંડી મજુર પર્યંત, સઘળા એક અને એકમેક થઇને રાજા અને કીચનર કહે તે કરવા એક પગે ખડા થયા છે. એક સંપ શું છે અને તેનો પ્રભાવ શું છે તેનું સ્વયંપ્રકાશ જ્ઞાન પૃથ્વીને થયું છે.



મોજશોખ કરતાં કરતાં વૃદ્ધ થનારા સ્ત્રી પુરૂષોનો પણ મદ આ યુધ્ધથી ઉતરી ગયો છે. લાવનાં લાવનાં સહજ પણ ઠંડું ભોજન થતાં છણકો કરનારી ફ્રેંચ ફેશનેબલ બાનુને લડાઇની આફત શી છે તેનું જ્ઞાન થયું છે. નિરપવાદ અને નિરંતર સુખથી મદાંધ અને હદયે કઠણ તથા શરીરે પોચા બનેલા ઉચ્ચતર ફ્રેંચ વર્ગોને તેમજ કોંગોમાં ગુલામોના હાથ પગ કાપીને રબર મેળવી શ્રીમંત થનાર બેલ્જીયન વૈશ્યોને, તેમના જ્ઞાનમાં જે સૌથી મોટી ત્રુટિ હતી તે—પરપીડાનું જ્ઞાન—સ્વાનુભવથી પૂરાઇ છે.



સ્વાભાવિક રીતે પ્રશ્ન થશે કે જર્મનોને લડાઇથી શો લાભ ? તેમને યોગ્ય શિક્ષા થશે અને યોગ્ય શિક્ષણ મળશે એ કાંઇ ઓછો લાભ નથી. પૃથ્વીને કંપાવતી અને રુહોણી મૂકતી આ લડાઇનું મૂલ કારણ મહારાજ કૈસર છે. તેનાજ ઉન્માદથી આ લડાઇ સંભવિત થઇ છે. એક રાજાને સંપૂર્ણ સત્તા આપવાથી, અથવા નબળાઇથી તેના

હાથમાં તે રહેવા દેવાથી શું ભયંકર પરિણામ આવે છે તેનું જ્ઞાન જર્મન પ્રજાને થશે. થવા લાગ્યુંજ હશે. પણ જર્મની જીતશે તો એ ધડો નહીં મળે ! એવી શંકા ઉપસ્થિત કરવામાં આવશે. જેઓ જર્મની જીતશે એ બહુ સંભવિત માને છે તેમને પ્રમાણનું જ્ઞાન ( sense of proportion ) બહુ ઓછું હોવું જોઇએ. તેમ થયું તો તો યુરોપ અને પછી સમસ્ત પૃથ્વી જર્મનીની થતાં વાર નહી લાગે ! પણ એ આકાશ બે બિલ્લસથી વધારે દૂર છે. બેશક એ સંભવિત છે કે કદાચ મિત્ર રાજ્યો જર્મનીને પણ નહીં જીતી શકે. અને બન્ને પક્ષોને પોતપોતાને ઘેર બેસવાનો વારો આવશે. પરંતુ તે પહેલા જર્મની કમમાંકમ, હારવા જેટલુંજ નિર્બળ તો જરૂરજ થશે અને ઓછામાં ઓછા પચાસ સો વર્ષ સુધી આવો બીજો હુમલો તો કરવાની તેની ઇચ્છા હશે તો પણ શક્તિ કે હિમ્મત તો નહીંજ આવે ! તાત્પર્ય કે તે હારે કે ન હારે તો પણ ધડો તો તેને મળી ચુકયો છેજ. ઓસ્ટ્રીયા ઉપર જે પ્રહારો રશીયા તરફથી થયા છે તે અત્યારથીજ પૂરતા છે. સર્વીયાને બીજું બોસનીયા બનાવવા જતાં ઑસ્ટ્રીયાનું ટ્રીએસ્ટનું બંદર અને ટાઇરોલનો પ્રાંત ઇટલી કને ઉડી જવા પાંખ ફફડાવે છે ! અન્યાય, આપખુદી, વગેરે અનીતિઓ તેની બાલ્યાવસ્થામાં તો સુખરૂપ લાગે છે. પરંતુ તેને સ્થાન આપવાથી અને તેના વધવાથી, અંતે તે તેના દાસ થનારાઓને કેટલી હદે રસાતલમાં પહોંચાડે છે તેનો ખ્યાલ આ લડાઇના સંભવિત પરિણામથી આવે છે. જર્મની ૧૮૭૦ માં ઑલ્સેસ-લૉરેન લઇને હવે ૧૯૧૪ માં ફ્રાન્સના સંસ્થાનો લેવાનું લોભી થયું, ઉલટાં તેના સંસ્થાનો ગયાં છે અને ઑલ્સેસ-લૉરેન પણ વમન કરવું પડશે, એ પૂર્ણ સંભવિત છે. વૈરદેવી સદૈવ જાગૃત છે !



લાખો નિર્દોષ મનુષ્યો મરણ પામશે, અને લાખો નહીં પણ કરોડો, તેનાથીએ નિર્દોષ એવા તેના સ્ત્રીપુત્રાદિ કુટુંબીઓ નિરાધાર થઇ જશે ! સદીઓની કરકસરથી ભેગી કરેલી દોલત લડાઇના એક આચકામાં ઘસડાઇ જશે ! લડાઇથી સોએ પંચાણું માણસની રોજી એકદમ ઓછી અથવા નષ્ટ થઇ જશે. અને લડાઇ બાદ પણ ઘણા માસ કે વરસ, પૂર્વ જેવી કમાઇ થવાને જોઇશે. એનો બદલો વળે એટલો લાભ કદાપિ થઇ શકે એ શું સંભવિત છે ? એ પ્રશ્નનો ઉત્તર એ છે કે, એનો લાભ લેતાં આવડે તો બદલો વળી શકે. આવી લડાઇથીજ, લડાઇ ભવિષ્યમાં થવી અશક્ય નીવડવાનો સંભવ છે ! પ્રજાઓ જો પોતાનાં રાજતંત્રો યોગ્ય રીતે સુધારે તો લડાઇ અસંભવિતજ થાય ! દેશ પરદેશ વચ્ચે જે પણ વાંધા ઉઠે તેનો હેગ ટ્રાઇબ્યુનલ જેવી સંસ્થા દ્વારા નિર્ણય કરવો એવો ઠરાવ કરવામાં સર્વે મોટાં રાજ્યો એકમત થવાનો સંભવ આવી લડાઇના તાજા અનુભવ પછીજ છે. જો પૂર્વે જર્મની વિરૂદ્ધ નહીં પડયું હતે તો એવો ઠરાવ ઘણું કરીને થયો પણ હતે ! જે પણ રાજ્ય એવી સંસ્થાનો ચુકાદો માન્ય ન કરે તેની સામા સઘળા અન્ય રાજ્યોએ થવું એવો નિશ્ચય થાય તો બસ છે. બીજાં રાજ્યોએ તેની સાથે લડાઇમાં પણ ઉતરવાની જરૂર નથી. અરે, વધારે તો શું પણ તે રાજ્યનો ટપાલ અટકાવવામાં સઘળા એકમત થાય તો તે, ગમે તેવું બલિષ્ટ હોય તો પણ ઠેકાણે આવી જાય ! બહુ તો તેની સાથે સમસ્ત વ્યવહાર-વ્યાપાર સર્વે રાજ્યોએ.

બંધ કરવો અને તેને ત્યાં એક માસમાં દુષ્કાલ પડશે ! જગતનાં મોટાં રાજ્યોમાં ટ્રાઇબ્યુનલને આવી બાબતોમાં લવાદ તરીકે નીમવા ના પાડનારાં ૨-૩ રાજ્યોજ છે અને તે સંખ્યા આ લડાઇ પછી ઓછી થઇ જવાનીજ અને કદાચ બિલકુલ નષ્ટ થવાનોજ સંભવ છે. પણ જો આ અનુભવનો લાભ નહીં લેવામાં આવે તો પછી આથીએ મોટી લડાઇ તેમની હઠ ભવિષ્યમાં માંગશે.



ભારતવર્ષની પ્રજાને તો આ યુદ્ધનું સાહિત્ય વાંચીને હાલમાં માત્ર વિચાર શુદ્ધિજ કરવાની છે. તે માત્ર academic interest જ લઇ શકશે, કારણ કે તેનો લડાઇમાં સીધો હિસ્સો અલ્પ છે. આ દેશના અનેક શૂરવીર શીખ રજપુત આદિ પુત્રો તેમાં ભાગ લેવા ઉપડી ગયા છે એ ખરૂં છે, પરંતુ શીખો અને રજપુતોની કોમો સામાન્ય પ્રજાથી એટલી નીરાળી છે કે તેમનાં પરાક્રમની પ્રશંસા કરવા ઉપરાંત હીંદી પ્રજા બીજો લાભ બહુ મેળવી શકશે નહીં. જાતે લડાઇમાં ભાગ લેવાથી જે લાભ થાય છે તે ઉદ્દેશીને હમે કહીએ છીએ. જો સમસ્ત હીંદી પ્રજાને વોલંટીયર થવા આમંત્રણ કર્યું હતે, અને જે પણ યોગ્ય જણાય તેને સ્વીકારવાની વ્યવસ્થા કીધી હતે તો હીંદી પ્રજા પ્રફુલ્લિત થતે, અને લડાઇમાં પરાક્રમ કરીને જેઓ પાછા આવતે તેમની વાર્તા કર્ણોપકર્ણ સાંભળવાથી તથા વાંચવાથી હીંદી પ્રજામાં નવીન ચેતન રેડાત. કમનસીબે વોલંટીયરોને યોગ્ય તાલીમ આપવાની વ્યવસ્થા કરવી શકય નથી. તે સારૂ બહુ કાળ જોઇએ. તેમજ તૈયાર લશ્કર હોય ત્યાં એવી ખટપટમાં પડવાનું સરકાર પસંદ કરે નહીં એ દેખીતું છે પરંતુ સરકારના શત્રુઓ સામે ભવિષ્યમાં લડવા માટે હીંદી પ્રજાની સર્વે કોમોની વ્યકિતઓને લશ્કરી તાલીમ સુલેહના સમયમાં આપવાની આવશ્યકતા સરકારને આ લડાઇના અનુભવથી પ્રતીત થયા વિના રહેશે નહીં. હીંદી પ્રજાની વફાદારી વિષે સરકારને શક હતોજ નહીં અને આ લડાઇના પ્રસંગથી જે અંગ્રેજોને ગુપ્ત રીતે કાંઇક હશે તે પણ નીકળી ગયો છે. તે જોતાં લડાઇ બાદ, જો તેને પરિણામે હીંદી યુવાનોને વોલંટીયર તરીકે જોડાવાની તથા લશ્કરી તાલીમ આપવાની વ્યવસ્થા હીંદી સરકાર કરશે તો આપણે આશ્ચર્ય પામીશું નહીં. હમે ઉપર કહ્યું છે તેમ લડાઇને લીધે, સ્વાર્થી વૃત્તિઓ લીન થઇને પારમાર્થિક વૃત્તિઓ પ્રફુલ્લિત થાય છે, ઉચ્ચતા નીચતાની અહંતા દબાઇને ભ્રાતૃભાવની વૃદ્ધિ થાય છે. ઉતરતાને ચડતા કરવાની ઉદારતા એજ પ્રસંગે વિશેષ પ્રગટ થાય છે. તે કારણોથી, લડાઇ બાદ, હીંદીઓને વધુ હકો આપવામાં આવશે એ લગભગ નિસ્શંક છે. જ્યારે 'ઇંગ્લીશમેન' જેવું પત્ર પણ હીંદીઓને સ્વરાજ્યના કેટલાક હકો આપવાની હિમાયત કરતું થાય ત્યાં બીજાની ભલામણની જરૂર રહેતી નથી. સંસ્થાનોમાં વસવાના હકો સંબંધી આપણી લડતનો અંત પણ સંસ્થાનવાસીઓના હૃદયમાં ભ્રાતૃભાવની હાલમાં સ્પષ્ટ પ્રગટેલી દેખાતી જ્યોતિને પરિણામે ઉભયને માનપ્રદ તથા સંતોષકારક રીતે આવવાની આશા રહે છે. હાલ તો લડાઇને લીધે ધંધોધાપો બેસી જવાનુંજ દુઃખ છે. પરંતુ લડાઇના ખરા દુઃખની તે છાયા માત્ર છે. સરકારના પ્રતાપથી ખરા દુઃખની તો લોકોને ઝાંખી પણ થતી નથી એ સારૂજ તેઓએ ધન્યવાદ માનવાનો છે. અને હાલના

ઓછી કમાઇના આઠ દુઃખનો બદલો પણ અવશ્ય મળશે. દુઃખનું પરિણામ સુખ થાય છે. લડાઇથી વાતાવરણ શુદ્ધ થાય છે. હાલની લડાઇથી વિશેષે કરીને તેમ થશે. આ યુદ્ધમાં ન્યાયનો પક્ષ જીતવાનોજ સંભવ છે. તેથી ન્યાયના સિદ્ધાંતની જગતમાં દ્રઢતા થશે. હીંદુસ્તાનને પણ યોગ્ય બદલો મળશેજ. જ્યારે લૉર્ડ કર્ઝન જેવાંએ પણ ઇંગ્લેંડ મુખ્યેના પોતાના એક છેલ્લા ભાષણમાં હીંદીઓના નીતિના, સત્યના તથા ન્યાયના સિદ્ધાંતો આપણા જેવા જ છે એમ સ્વીકારીને, પોતાના કલકત્તા ખાતેનું વિરૂધ્ધ વચન ખેંચી લીધું છે, જ્યારે તેઓ પણ કરારનામાનો ભંગ ન થવો જોઇએ અને તેને કાગળનો ટુકડો કહેનાર પર ફિટ્કાર કરે ત્યારે હીંદીઓને માતુશ્રી મહારાણીના ઢંઢેરાનાં વચનો હવે સંપૂર્ણ અમલમાં મેલાશે એમ આશા રાખવાને દરેક કારણ મળે છે. તે માટેની તૈયારીઓ તો ક્યારના ચાલતીજ હતી પણ તેને હવે વેગ અને બલ મળશે એટલોજ ફેર પડશે. અને તો હીંદની ઉન્નતિ સરકારના હાથમાં નહીં પણ પ્રજાના હાથમાંજ છે. એ જો કે ખરૂં છે તો પણ સરકારની મદદથીજ જાતે ઉન્નતિ કરવાની સરલતા પ્રાપ્ત થાય છે એ પણ તેટલુંજ સત્ય છે.

---

## સાયન્સ ( વિજ્ઞાન ) વિદ્યા ઇ. સંબંધી નવીન શોધો તથા વિચારો ( સટીક ).

**હાંસ તથા ચાંચડનું જીવન-આયુષ્ય**—આ વિષય સંબંધી અખતરાઓ અમેરીકાના ડૉ. વીલીઅમ મેઓએ કર્યા છે. ઉંદરના વાળમાં ભરાઇને જે ડાંસ ( જેને સાખ પણ કહે છે ) તેનું લોહી ચુસી ખાય છે તેનાજ ઉપર મરકીનાં જંતુઓ ( Bacilli ) પ્રથમ પોતાનું ગુજરાન ચલાવે છે ! અને ડાંસો મરી જતાં પછી ઉંદર પર એ જંતુઓ તુટી પડે છે અને ઉંદર જતાં માણસો પર પણ તુટી પડે છે. જુદા જુદા પ્રાણીઓની ચામડીને બાઝીને નીપતિ તેમનું લોહી ચુસનારા ડાંસોનું આયુષ્ય જુદા જુદા સંજોગો વચ્ચે જુદું જુદું માલમ પડયું છે. ઇંગ્લેંડના ઉંદરો પર સ્વાર થતાં ડાંસોનું જીવન ઘણુ અઠવાડીયાં છે. તેટલામાં તેઓ વૃદ્ધ થઇ મરણ પામે છે. જો તેમને માણસનું લોહી પીવા મળે તો આ ડાંસો નેવું દિવસ જેટલી લાંબી મુદત સુધી જીવે છે. વળી બીજી વિચિત્ર શોધ એ થઇ છે કે જો અંધારામાં, પુષ્કળ ગરમીમાં કે ભીનાશમાં એ ડાંસોને રહેવાનું થાય તો તો દશજ દહાડામાં વૃદ્ધ થઇને તેઓ નાશ પામે છે. પણ તેમને ઠંડક બહુ વ્હાલી અને અનુકુળ છે. તેઓને આઇસવાળા એક ઓરડામાં પૂરી રાખતાં, વિના ભોજને તેઓએ ૪૧ દહાડા સુધી પર્યુષણનું પુણ્ય પ્રાપ્ત કર્યું હતું ! આથી વૈજ્ઞાનિક જગત ચકિત થયું એમ કહે છે ! અમરતાં પણ તેઓ એકાદ અઠવાડીયું નકોરા ઉપવાસ ખેંચી કાઢી શકે છે. ઠંડા મુલકમાં ડાંસોનું આયુષ્ય ઉષ્ણ કરતાં વિશેષ લાંબું છે, જો કે અતિશય સુકી તેમજ અતિશય ભીની હવા તેમની કાયાને પ્રતિકૂળ છે. પરંતુ સૌથી ભયાનક શોધ આ વિષયમાં એ છે કે એ ડાંસોનાં ઇંડાં એમને એમ કચરા, ભુસા, અનાજ, કપડાં વગેરેમાં રહે છે ને અનુકુળ સંજોગ આવતાં તેમાંથી તેઓ જીવતાં સલામત નીકળીને જીવનનું કાર્યક્રમ સમાપ્ત કરે છે !

**સ્ત્રીની ઓવરી કાઢી નાંખ્યા પછી તેમાં કેવા ફેરફારો થાય છે?**—સ્ત્રીની ઓવરી ( સંતાન બીજ સ્થાન ) ને કાપી કાઢવાથી સ્ત્રીની હાલતમાં મોટા ફેરફારો થઇ જાય છે. એ ઓવરી વિના સ્ત્રીને ઘણીકવાર ( ૧ ) ઋતુસ્રાવ જતું એકદમ બંધ પડે છે. ( ૨ ) સ્ત્રીનું સ્ત્રીપણું જતું રહે છે. ( ૩ ) સ્ત્રી વાંઝણી બને છે. ( ૪ ) એ ઉપરાન્ત રહેતે રહેતે એવી સ્ત્રી મરદના વેશમાં આવતી જાય છે. ( ૫ ) દેખાવમાં તે એક મરદના જેવી દેખાવા માંડે છે. ( ૬ ) તેણીનો કોમળ અવાજ બદલાઇ મરદના જેવો ભારે થતો જાય છે, અને બીજી વખત ( ૭ ) એવી સ્ત્રીને મૂછ અને દાઢીના બાલ પણ ઉગવા માંડે છે. એટલુંજ નહિ પણ ઓવરી કાપી કઢાવ્યા પછી. ( ૮ ) સ્ત્રીનાં સ્તન ઘણીકવાર ચીમળાઇ જવા માંડે છે, અને કેટલીક વખત ( ૯ ) એવી સ્ત્રીઓ અંગે જાડી થતી જાય છે. ઓવરી કઢાવી નાંખ્યા પછી ( ૧૦ ) ગર્ભસ્થાન, જનન માર્ગ, તેમજ યોનિ ધીમે ધીમે પોતાનું આગલું સ્વરૂપ બદલી એટ્રૉફી ( Atrophy ) યાને ચીમળાઇ જાય છે. ( ૧૧ ) સ્ત્રીની કામવાસના બીલકુલ જતી રહે છે. સામાન્ય રીતે જોતાં એવી સ્ત્રીનું સ્ત્રીપણું તમામ જતું રહે છે.

અને એવી સ્ત્રીઓ એક જુદાજ જાતના રંગ રસ વિનાના આદમીના અવતારમાં બદલાઇ જાય છે. ખરૂં જોતાં જેમ મરદને ખસી કરવામાં આવે છે, તેમ આ પ્રયોગથી સ્ત્રીને પણ ખસી કરવામાં આવી હોય એમ લાગે છે. આવું એક નપુંસ સ્વરૂપ ઓવરી વિના સ્ત્રી ધારણ કરે છે. સ્ત્રીના સ્વરૂપમાંથી ફેરવાઇ જઈ મરદના સ્વરૂપમાં બદલાઈ જવાનો આ એક વૈદક પ્રયોગ છે. પણ એ એક પરિણામ માત્ર છે. સ્ત્રીની ' ઓવરી ' અનેક દરદોનો ઘણી વાર ભોગ થઇ પડે છે, અને અમુક સંજોગ વચ્ચે સરજનોને એ ' ઓવરીને ' કાપી કઢાવવી પડે છે.

સ્ત્રીની ઓવરી કઢાવી નાંખ્યાથી થતા મજકૂર ફેરફારો જાનવરોમાં પણ થાય છે, એમ અખતરા કરી તબીબોએ સાબિત કીધું છે. એક વખત એક મુરગી ( hen ) ના શરીરમાંથી ઓવરી કાપી કઢાવ્યા પછી તેણીના શરીર ઉપર મરઘાના જેવાં પીછાં અને મોટા નખ ઉગી નીકળ્યા હતા. એટલુંજ નહિ પણ તે મુરગી, મરઘાના જેવા મોટા અવાજે બુમ પાડતી થઇ હતી. કેનેડાના મુલકોમાં આજે પણ ખેડુતો નાની ઉમરની વાછરડીઓ ઉપર એવાં ' ઑપરેશન ' કરાવે છે. એ ઑપરેશનથી તેમના શરીરમાં બળદના જેવા ફેરફારો થાય છે, જેથી ખેડુતો બળદ તરીકે ખેતીના કામમાં તેમનો ઉપયોગ કરે છે. એ ઑપરેશનને ' સ્પેઇંગ ' ( Spaying ) કહે છે. ' સ્પેઇંગ ' નો અર્થ પણ ' ખસી કરવું ' થાય છે.

**સમસ્ત પૃથ્વીનું વજન**—પ્રોફેસર પોઇન્ટીંગની ગણત્રીએ પૃથ્વીનું વજન ૧૨૫૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦, પોંડ થાય છે. હરતાં ફરતાં પ્રાણીઓનું કે નાની મોટી ચીજોનું માપ કે વજન થાય પણ પૃથ્વીનું વજન કેવી રીતે કરી શકાય એમ ઘણાને વિચાર આવે એ સહજ સમજી શકાય તેવી બાબત છે. વળી પૃથ્વીનું આટલું બધું વજન કેમ હોય અથવાં તો આવી ગણત્રી કેમ થઇ શકે એવો સહજ વિચાર દરકોઇને ઉપરના આંકડાઓ ઉપરથી જ આવે તેમ છે. નાનાં મોટાં પ્રાણી પદાર્થોનું વજન, પૃથ્વીનું વજન જાણવામાં જે મુશ્કેલી પડે છે તેના પ્રમાણમાં બહુ સહેલાઇથી જાણી શકાય છે. પૃથ્વીનું વજન જાણવામાં ભૂસ્તર શાસ્ત્ર, ખગોળ શાસ્ત્ર ગણિત વિગેરેના જ્ઞાનની ખાસ જરૂર પડે છે. પ્રો. પોઇન્ટીંગએ કથેલ પૃથ્વીનું વજન સત્ય છે એમ નીચેના ફકરા ઉપરથી સમજી શકશો એવી આશા છે:—

પૃથ્વીનો વ્યાસ લગભગ ૮૦૦૦ માઇલનો છે. કોઇ પણ ગોળાકૃતિનો વિસ્તાર તેના વ્યાસના ઘનને ૨૨/૭ વડે ગુણી આવેલી રકમને ૬ વડે ભાગવાથી નીકળે છે. આ નિયમાનુસાર પૃથ્વીનો વિસ્તાર ૮૦૦૦×૮૦૦૦×૮૦૦૦×૨૨/૭×÷૬ ઘન માઇલ એટલે ૮૦૦૦×૮૦૦૦×૮૦૦૦×૨૨/૭÷૬×૫૨૮૦×૫૨૮૦×૫૨૮૦ ઘન ફીટ થાય ( કારણ કે એક ઘનમાઇલના ૫૨૮૦×૫૨૮૦×૫૨૮૦ ઘનફીટ થાય ) આપણી પૃથ્વીની સપાટીના ત્રણ ભાગમાં પાણી અને એક ભાગમાં જમીન છે છતાં જાણે કે પૃથ્વી પાણીની

જ બનેલી છે ( અને ૧ ઘનફીટ પાણીનું વજન ૧૦૦૦ ઔંસ થાય છે ) એ ગણનાએ પૃથ્વીનું વજન ૮૦૦૦×૮૦૦૦×૮૦૦૦×$\frac{૨૨}{૭}$×$\frac{૧}{૬}$×૫૨૮૦×૫૨૮૦×૫૨૮૦ × ૧૦૦૦ ઔંસ કે $\frac{૧૦૦૦}{૧૬}$ પૌંડ એટલે કે લગભગ ૨૫૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦ પૌંડ થાય છે.

જ્યોર્જ હાર્વીન અને ફૅલીન નામના બે વિદ્વાન માણસોએ પૃથ્વીનો અંદરનો ભાગ ઘણો ખરો કાચથી વસ્તો નક્કર છે એમ સિદ્ધ કરેલ છે. વળી પૃથ્વીની બહારની સાંદ્રતા ૫.૫૩ ગણી અને બહારની અને અંદરની બન્ને સાંદ્રતા ગણતાં પૃથ્વીની સાંદ્રતા પાણી કરતાં ૫.૫ ગણી છે એમ આધુનિક વિજ્ઞાન સિદ્ધ કરી આપે છે. આનો અર્થ એ થયો કે એક ઘન ફુટ પાણીના વજન કરતાં પૃથ્વીના તત્વોનું વજન લગભગ સાડા પાંચ ગણું છે. આ ગણત્રીએ પૃથ્વીનુ વજન ૨૫ ઉપર ત્રેવીશ મીંડા × ૫.૫ એટલે કે ૧૨૫૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦ પાઉંથી જરા વધારે થાય છે. આ ઉપરથી મી. પોઇન્ટીગએ કહેલું પૃથ્વીનું વજન સત્ય છે એમ કહી શકાય. ખગોળ અને વિજ્ઞાનની ઉંડી બાબતોનો વિચાર કરતાં વિચારશીળ મગજને વિશ્વની વિશાળતા અને ઈશ્વરની અનંતતાનો વિચાર આવ્યા વિના રહેતો નથી. આવા વિચારોથી માણસ તત્વજ્ઞાનના દિવ્ય પ્રદેશોમાં વિહરે છે, એટલું જ કહેવું બસ છે.

---

# સાહિત્ય સમાલોચન.

**ઇંદ્રજીત વધ**—કર્તા રા. દોલતરામ કૃપારામ પંડ્યા, નડીયાદ. પ્રકાશક રા. નયનસુખલાલ હરિલાલ પંડ્યા, એમ. એ; એલ એલ. બી; સોલીસીટર–મુંબઈ હાઇકોર્ટ, ૩૧, હમમ સ્ટ્રીટ કોટ, મુંબઈ. બીજી આવૃત્તિ, પાનાં ૧૫૦. કાગળ અને પૂઠું ઉત્તમ, છપાઈ " નિર્ણયસાગરની ".

છવીશ વર્ષે બીજી આવૃત્તિનો યોગ પામેલુ આ મહા કાવ્ય જાણીતા વૃદ્ધ સાક્ષર દોલતરામભાઇએ જૂના પ્રકારના હાવકા ઉત્તમ છંદોમા રચ્યુ છે. કર્તા પોતાનો ઉદ્દેશ પ્રસ્તાવનામાં જણાવે છે કેઃ—પશ્ચાત્ કાળમાં અનેક મિશ્ર વ્યવસાયમાં ગ્રસ્ત થયા છતાં મહાકવિ દંડી પ્રણિત " કાવ્યાદર્શ " માં " મહાકાવ્ય " નાં લક્ષણના નીચે લખેલા શ્લોકો વાંચતાં, સંસ્કૃત માતામહીને હતા અને છે તેમ પ્રાકૃત માતાને આ શૃંગાર અવશ્ય હોવા જોઈએ એવી અત્યંત સ્પૃહામાંથી આ કાવ્યની ઉત્પત્તિ છે........'

" કવિતાને કાન્તાની ઉપમા છે. તે રસ જમાવી, મનને રંજીત કરી, આનંદની સાથે ઉપદેશ આપે છે. કંઇક એવા પ્રકારની પ્રક્રિયાથી યથામતિ સદુપદેશ આપવાનો આ ગ્રન્થનો ઉદ્દેશ છે. તે ઉપર દૃષ્ટિ રાખી આ ગ્રન્થ વાંચવા પ્રાર્થના છે. એમાં સંપૂર્ણતા કે કવિત્વ ન જણાય તો પણ એમાંથી ભ્રમરવત્ સારનું ગ્રહણ કરવા સુજ્ઞ પુરૂષોને વિજ્ઞાપના છે. "

આવી ઉચ્ચ અને ' અત્યંત સ્પૃહા ' ના પરિણામ રૂપ કાવ્ય નબળું હોવું સંભવતું જ નથી અને ખરેખર રા. દોલતરામે જો કે ' અનેક મિશ્ર વ્યવસાયમાં ગ્રસ્ત થયા છતાં ' આવું ઉત્તમ કાવ્ય લખ્યું છે અને સ્વ૦ સા૦ શ્રી મનસુખરામ ત્રિપાઠીએ ' પોતાના અતિશય અથિત વ્યવહારમાં ગુંમ થઈ જતા કાળને અટકાવી રાખી આ ગ્રન્થ શોધી તેને રૂપ, તથા કર્તાને અભય આપ્યું છે ' છતાં તે એટલું પૂર્ણત્વ પામ્યું છે કે તે ખાતે ગુર્જર પ્રજા એ બેઉની અનુગ્રહીત છે. જૂનાં પ્રકારનાં આવાં સુંદર, ભાવનામય,

અને સરિતાસમ સ્હેલાં કાવ્યો-આજકાલ કવિઓના રાફડાના રાફડા ફાટી નીકળેલા હોવા છતાં-ગુર્જર પ્રજાને તેનાં કમનસીબે, વાંચવા મળતાં નથી. અમે કેટલીક સુંદર પંક્તિઓ નીચે ઉતારીયે છીએ.

સત્તરમા સર્ગમાં ' મંદોદરિનું સીતા પ્રતિ વચન ' નો પ્રસંગ છે, જેમાં મંદોદરિ રાવણની પશ્ચાત્તાપ કરે છે.

આ વખતે રાવણની સ્થિતિ કેવી પરાધીન થઇ ગઇ હતી તે નીચલી બે સુંદર અને ભાવપૂર્ણ લીટીઓપરથી સ્પષ્ટ થશે. તેમજ કર્તાને જન સમાજના સ્વભાવનું કેટલું ઉંડું જ્ઞાન છે તે પણ એથી સ્પષ્ટ થશે. મંદોદરિ એજ સર્ગમાં સીતાને કહે છેઃ—

જગતમાં પ્રમદાજન આગળ, પતિ કદા ન કહે નિજ પોકળ,
તદપિ અત્ર મને નૃપ મોકલે, પણ પરાધીનતા ગઈ કેટલે !

વિધવાઓની સ્થિતિનો આધુનિક ચિતાર કર્તાએ આ મુજબ ચીતર્યો છેઃ—

મંદોદરિઃ—શરમ લીતિ ત્યજી વિધવા તણી, કુમતિ દૃષ્ટિ કરે વ્યભિચારની,
વિજનમાં ઉપહાસ ઘણાં કરે, વચન ગ્રામ્ય કહી પંચ આંતરે×
વગર કારણ આળ સિરે ચડે, કરમ શુદ્ધ છતાં દૂષણો પડે,
બહુ મળે ઠપકા દશકે મિષે, સઘળું તે અવળું વિધવા વિષે.
સ્વજન કોઇ જુએ ન મને કરી, શુભ સમાગમમાં કરતા પરી,
સરવ રાંડ અને મુડકી કહે, વજન ના જનમંડળમાં રહે.
કૃતિ ગુલામ સમાન કરાવતાં, સ્વજન તોપણ સ્નેહ ન ધારતાં,
ઉચિત ભોજન પાન ન આપતાં, કનડતાં, ઉપવાસ કરાવતાં.
શરીર પુષ્ટ દિસે થઇ બાપડી વરસશે અપવાદ તણી ઝડી,
વદન સ્મેર જરા નજરે પડે, સકલ બાંધવ વર્ગ રીસે ચડે.
વપુ વિષે શણગાર ન ધારવા, શિરતણા પણ કેશ ઉતારવા,
નહિ સુવાસિત લેપ લગાડવા, વસન જીરણ રાખવું પે'રવા.
અસહ્ય કષ્ટ વિષે સુખ માનવું, વિજનમાં સહુ જીવિત તાણવું,
જાણવી અતિ ઘોર વિરૂપતા, સહુ કુટુંબ તણી વિધવા મતા.
શ્વસુરના ઘરનાં ન ગણે અણું, પિયરમાં પણ ભાળી પડે ઘણું,
પર ગૃહે જનની ક્ષણના ધીરે, સગપણી રાખડી પિતુને શિરે.
કદી સખી ગણમાં વિધવા ભળે હરખની કંઇ વાત વિષે ભળે,
જન કહે વકરી મરતાં પતિ, " ફટ " કહી સહુ નાત વગોવતી.
મધુર ગાન ગવાય નહિ જરા, નવલ ભોજનમાં ધોવો જરા,
રમત નિર્મળ તોય રમાય ના, પશુ સમાન ત્રિયા પતિના વિના.
દુઃખણ થાય પ્રતિક્ષણ કેટલી, યુવતિ વર્ગ થકી વિધવા ટળી,
હૃદયમાં ભડકા બહુ થાય છે, દવ સતી યુવતીજન થાય છે.
શરદ ઋતુ વસંત મહા અરિ કનડતા પ્રતિ વર્ષ ફરી ફરી,

× મહાભારતમાં પણ વિધવાઓની સ્થિતિ કંઇક આવીજ વર્ણવી છે. આદિ પર્વ, ૧૬૦, ૧૨, માં લખ્યું છે કે उत्सृष्टमामिषं भूमौ प्रार्थयन्ति यथा खगाःप्रार्थयन्ति जनाः सर्वे पतिहीना तथा स्त्रियम ॥ અર્થાત્ જમીન પર નાખેલા આમિષ પર જેમ પક્ષી ઝડપ મારે છે તેમ પતિહીન થયેલી સ્ત્રીપર સર્વની નજર હોય છે !

ગ્લથ થશે લવ યૌવનભાર ના, પતિવિના ક્ષણ તે ખમરાય ના
અવરનાં સુખ શલ્યસમાં નડે, કપટ ગુપ્ત ક્રિયા સ્મરથી પડે,
વિકલતા અતિસાર કરાવતી, શરમને વિધવા, ભય ત્યાગતી.
હનન ભ્રુણ તણું કરતી ફરે, ગરણ નાગણશી બિફરી ઝરે.
વિષય છંદ થકી નહિ ઓસરે. તમસ અંધ વિષે વિધવા સરે.
કૃતિ વિમાસણ આ વિધવા તણી મન લઇ જગના જન આગ્રહી
પુનર્લગ્ન સુશાસ્ત્ર ગણે સદા મહત દૂર થવા જમદાપદા.
પતિત નષ્ટ અને પરિવ્રાજક મૃત થયે પતિ છેક નપુંસક,
અવરને પરણી સધવા બની, યુવતિ છો બનતી ઉપયોગિની.×

× અમારી સમજ મુજબ હજારો વર્ષ પુર્વેની સ્થિતિ હાલની સ્થિતિ કરતાં જૂદી હોવાથી **એ પ્રસંગને** આ લીટીયો બંધબેસતી આવતી હોય એમ લાગતું નથી જો કે તે બહુ સુંદર છે ખરી,

---

ॐ तत्सत्।

# સત્ય.

ધાર્મિક, સાંસારિક, વૈજ્ઞાનિક, સાહિત્ય સંબંધી તથા મનુષ્યની ઉન્નતિ સંબંધી અન્ય વિષયોની ચર્ચા કરનારૂં ગુજરાતી ભાષામાં દર અંગ્રેજી માસના પ્રારંભમાં પ્રગટ થતું માસિકપત્ર.

પુસ્તક ૪ થું. ડિસેમ્બર, સન ૧૯૧૪. અંક ૬ ઠ્ઠો.

## વિષયાનુક્રમણિકા.



તંત્રી અને વ્યવસ્થાપક,

**મોતીલાલ ત્રિભુવનદાસ દલાલ,**

હાઈ કોર્ટ વકીલ.

નં. ૮૨, માંડવી–મુંબઈ.

---

વાર્ષિક મૂલ્ય રૂ. ૨–૩–૦ તથા પરદેશ માટે રૂ. ૩॥ (૩ શી. ૮ પેન્સ) પોસ્ટેજ સહિત.

વડોદરા—સિદ્ધપુરમાં શ્રી લુહાણામિત્ર સ્ટીમ પ્રિન્ટિંગ પ્રેસમાં ત્રિકુમલાલ આશારામ ઠક્કરે છાપી તેજ ઠેકાણે તા. ૫–૧૨–૧૯૧૪ ના રોજ પ્રસિદ્ધ કર્યું.

## જાનેવારીથી ગ્રાહક થનારાઓને આવતો અંક છ માસનું લવાજમ વસુલ કરવા રૂ. ૧-૨-૦નાં વી. પી. થી મોકલવામાં આવશે.

આ માસિકનું વર્ષ જુલાઇથી શરૂ થાય છે, અને જુલાઇ અથવા જાનેવારીથી ગ્રાહક તરીકે નામ નોંધવામાં આવે છે. પરંતુ જૂદે જૂદે વખતે લવાજમ વસુલ કરવામાં ઘણી અડચણ પડવાનો તેમજ ભૂલ ભુલું થવાનો અનુભવ અમને થયો છે. તેથી આ વર્ષે જાનેવારીથી ગ્રાહક થનારાઓ પાસેથી આખા વર્ષનું લવાજમ વસુલ ન કરતાં ફક્ત આવતા છ માસ એટલે કે જૂન સુધીનું લવાજમ વસુલ કરવાનો ઠરાવ કર્યો છે. તે વસુલ કરવાને આવતો જાનેવારીનો અંક રૂ. ૧-૨-૦ (વી. પી. ખર્ચ મળીને) નો વી. પી. થી મોકલવામાં આવશે, જે સ્વીકારી લેવા તેઓએ કૃપા કરવી. પોસ્ટકાર્ડથી જૂદી ખબર આપવામાં આવનાર નથી પરંતુ જેમનો આખા વર્ષનું જ લવાજમ આપવાનો આગ્રહ હશે તેઓની પાસેથી અપવાદ તરીકે તે સ્વીકારવામાં આવશે. જો આગમચથી ખબર નહીં આપવામાં આવે તો રૂ. ૧-૨-૦નું જ વી. પી. કરવામાં આવશે. જેમને ગ્રાહક રહેવાની ઇચ્છા નહિ હોય તેમને વેળાસર ખબર આપવા વિનંતિ છે કે જેથી અમને નાહક વી. પી. તથા પોસ્ટેજનો ખર્ચ ઉઠાવવો પડે નહીં.

## સાર્વજનિક, મિત્ર મંડળ તથા સર્ક્યુલેટીંગ લાઇબ્રેરીઓના સેક્રેટરીઓને વિનંતિ.

વડોદરા સ્ટેટના આશ્રયથી ચાલતી સાર્વજનિક મિત્ર મંડળ તથા સર્ક્યુલેટીંગ લાઇબ્રેરીઓ ઘણું ખરૂં જાનેવારીથી ગ્રાહક છે તેમને પણ રૂ ૧-૨-૦નું જ વી. પી. કરવામાં આવશે પણ જો તેમને તેથી આવતા જુલાઇથી પાછું લવાજમ આપતાં અડચણ થાય તેમ હોય તો એક વર્ષનું લવાજમ મોકલી આપવું. વખતસર મનીઓરડરથી મોકલવામાં આવશે તો ઉપકાર થશે,

## આફ્રિકાના ગ્રાહકો.

આફ્રિકાના ગ્રાહકો જેઓ જાનેવારીથી ગ્રાહક થયા હોય તેમને પણ છ માસના લવાજમના રૂ. ૧-૬-૦ સત્વર મ. ઓ. અથવા પોસ્ટેજ એકથી મોકલી આપવા વિનંતિ છે. જો જાનેવારી સુધીમાં તેઓ તરફથી લવાજમ નહીં મળે તો તેઓ ગ્રાહક રહેવા ખુશી નથી એમ અનુમાન કરીને, તેમનાં નામ ગ્રાહકની ટીપમાંથી કમી કરવામાં આવશે.

મુંબઇના ગ્રાહકો વી. પી. થી આપવાને ખરીદે જાતે અથવા માણસથી મોકલવા ચહાતા હોય તો તેમણે લવાજમની રકમ આવતી તા. ૩૧મી ડીસેંબર પહેલાં નીચેનાં એપી ઠેકાણે રૂબરૂ ભરવી અને તેની પહોંચ લેવી.—

ઘેર—નં. ૮૨ કાંદાવાડી ( તંબાકુવાળાનો નવો માળો ). મુંબાઇ.

ઓફીસ—સ્મોલ કોઝ કોર્ટની સામે સેમીંગટન રોડ હીંદુ ગાર્ડન હોટેલની પાસે સર મંગળદાસ હાઉસ ૧લે માળે. મુંબાઇ.

મોતીલાલ ત્રિ. દલાલ.
તંત્રી અને વ્યવસ્થાપક, " સત્ય "




सुविज्ञानं चिकितुषे जनाय सच्चासच्च वचसी पस्पृधाते ।
तयोर्यत्सत्यं यतरदृजीयस्तदित्सोमोऽवति हन्त्यसत् ॥ ऋग्वेद, ७-१०४-१

અર્થઃ—( चिकितुषे ) જ્ઞાની ( जनाय ) જનને માટે, એ ( सुविज्ञानम् ) જાણવા જોગ છે કે, ( सत्+च, असत्+च ) સત્ અને અસત્ ( वचसी ) વચનો ( पस्पृधाते ) પરસ્પર એક બીજાને દબાવવાની સ્પર્ધા કરે છે; પરંતુ, ( तयोः ) તે બેમાંથી, ( यत्+सत्यम् ) જે સત્ય છે, ( यतरत् ) એ બેમાં જે ( ऋजीयः ) ઋજુ અકુટિલ છે ( तद्+यत् ) તેનું જ ( सोमः ) પરમાત્મા ( अवति ) રક્ષણ કરે છે, તથા ( असत्+आ+हन्ति ) જે અસત્યજ છે, તેનું હનન કરે છે.

પુસ્તક ૪ થું. ] ડીસેમ્બર, સન ૧૯૧૪. [ અંક ૬ ઠ્ઠો.

## શરદ્‌ના ઉદ્ગાર.

( શાર્દૂલ. )

આજે વૃષ્ટિ તણાં ન ચિહ્ન જરીએ, ખાલી દિસે વાદળી,
ચંદાએ નવલાં ધરી પટકુળો સાડી તજી શ્યામળી.
ઉદ્યાને કુસુમો ખીલ્યાં વિવિધ ને ભૃંગો ભમે વ્હાલમાં
ગુંજી રમ્ય રવે રુડી મધુર કો વૃક્ષો તણી ડાળમાં.

સિન્ધુ શાંત થયો અને સલિલમાં નાચે હવે નાવડી.
ઊર્મિઓ ભરતી મિષે કહીં કરે ચંદા સહે ગોઠડી
આલિંગી રસ વેલડી વિટપ શું સાચી પ્રીતિ ઘેરને
ક્ષેત્રે લાગી વિષાદ એકંત જનો માણે અતિ લ્હેરને.

" આહા ! સુન્દર આ ઋતુ શરદ છે કિન્તુ ન વ્હાલી મ્હને
આયુઃસ્વલ્પ ન હોત જો મનુજનું તો તે ખરી શોભતે
સૌંદર્યે ઉપભોગ ને પ્રકૃતિ અલ્પાયુને ના ગમે
ઇચ્છું દીર્ઘ જીવિત જો કહીં મળે સંતોષ પામે મ્હને

ધરી ફકરની ફકીરી ત્હેં લીધી, ઉસ્તાદ ! ઓ ! સાધુ !
મુસાફિર ! ઇશ્કના ત્હારે " જહાં બાજે થઇ ચૂક્યું "
મીરાં મજનુ અને લયલા શીરીં, ફરહાદ ને મનસુર
સહુની રાહદારી ત્હેં લીધી, વ્હાલા ! વિયોગી સુર !
શરાબો પી, પીવાડયા ત્હેં, શીશા મોંઘા અરે ! સાકી !
સીના ચીરી શીખાવ્યું કૈં અજબ જાદુ સખે ! બાકી !
પ્રણય વેદી વિષે પ્રેમિ ! જિગરની આહુતિ આપી,
શરાબોમાં મઝા માની, ખુદાની ખોળ ત્હેં કીધી.
સદા પ્રીતિ જગતની ત્હેં અરે ! બુલબુલ ! જુઠી જાણી.
ગુલિસ્તના ખારમાં બાકી ! અજબ ખુશકો સદા માની.
જહાંની ત્હેં હણી પરવા બિમારી ઇશ્કની લીધી.
વળી દરકસ ! ખુવારીમાં ખુમારીની મઝા લીધી.
સહી ઝહેમત કરી યારી, ભરી રહેમત દિલે ભારી.
' ખુની ઉત્સવ ' જગાવ્યા ત્હેં સખે ! શીખવી વફાદારી.
સખે ! મગરૂર મસ્તાના ! અજબ મસ્તી વધારીને
બતાવ્યો ' રાહન્યારો ' ત્હેં ગઝલ મીઠી ઉચારીને.
ફિતુરી ત્હેં હણી વ્હાલા ! વહાવી આંસુની ધારા.
ફકીરીમાં અમીરી ત્હેં ગણી મુર્શિદ ! સદા મ્હારા.
સખે ! સ્નેહે ! વિકટ પંથે નિડર થઇ ભેખ તેં લીધો.
કબર પર ગુલ ચ્હડાવાનો, અનલ મહબૂબ ત્હેં દીધો.
અહિં ઇશ્કે રીબાવાનું, સતમ ઝુલ્ફે છૂપાવાનું,
જિગર દર્દે પીડાવાનું ગુરો ! શીખવ્યું ચહાવાનું
ખુણી માની ઝખમ ખાઇ, પીધું ત્હેં મોતનું પ્યાલું
ગુરી ! બાપુ ! શીખાવ્યું એ હતું જે જે, ત્હને વ્હાલું.
ફિરસ્તા ! ઇશ્કના ત્હારી, ખુદાના વસ્લમાં યારી.
મુબારક ! એ મઝેદારી મુદ્દલ દેકા મ્હને પ્યારી.
અહિં ગુજરાત ગુલઝારે, કલામો ત્હેં ઉચારી જે
અમી ઝરણાં હૃદય પટને, કલાપી ! આજ રેલે છે.

ધીરજ.

## સંસારની અસારતા.

( ધન્યાશ્રી )

મૂર્ખ મન રંજ પણ ના શરમાય !
લોભ, લાલસા, લલનામાં તું, લંપટ શું લલચાય ? —મૂર્ખ૦

મલિન મક્ષિકા પેરે મીંડું, વિષ્ટા વિષયની ખાય,
તૃષ્ણાની તારતમ્ય વૃત્તિ તો, તલભર પણ ન ત્યજાય. —મૂર્ખ૦

કાલ રૂપિણી કામિની સંગે મોહ મધુ પીવાય,
બુદ્ધિ, તેજ, બળ નષ્ટ થાય પણ દુષ્ટ સ્વભાવ ન જાય. —મૂર્ખ૦

રાગદ્વેષ મદ લોભ મોહનો માર સદાયે ખાય;
કામ, ક્રોધ, રિપુ પૂંઠ પડતાં, આધિ ઉર ઉભરાય. —મૂર્ખ૦

મળમાટીની થેલી જેવી, મૂત્ર બુંદની કાય;
પાપ કરે મગરૂર બની, તું શું દેખી ફૂલાય ! —મૂર્ખ૦

માત, તાત, સુત, દાર, બંધુની માયામાં લપટાય;
" મ્હારાં મ્હારાં " માને મનથી ભ્રમથી શું ભરમાય ? —મૂર્ખ૦

અંત સમય તો નિજ જન હાથે વસ્રો પણ લુટાય;
કરે પથારી ભીની ભોં પર, શય્યા પણ ન અપાય. —મૂર્ખ૦

યમદૂતો ગઢ ઘેરે ત્યારે, કોઇ થાય નહિ સાથ;
બે ત્રણ દિવસો રડે સ્વાર્થને, છેવટ ભૂલી જાય, —મૂર્ખ૦

શિક્ષાથી નહિ કોઇ બચાવે, કોઈ ન ન્હારૂં થાય;
એક ધર્મ વિણું ભવ તરવાનો, અન્ય નથી ઉપાય. —મૂર્ખ૦

રાય, રંક, નિર્બળ, બળિયાની એજ ગતિ દેખાય;
દેખે પેખે તોય મોહજલ-ભ્રમરીમાં અટવાય. —મૂર્ખ૦

ચેત સવેળા મૂર્ખ શિરોમણી ! વસંત વીતી જાય;
ગુરૂપદ નાવ શરણ ન્હડ વીરા ! તરવા કર સદુપાય. —મૂર્ખ૦

વસન્ત.

## કર્ત્તવ્યની કિંમત.

( ભૈરવી ગઝલ ).

હાર શું હિંમત હરામી ? યત્નથી સહુ થાય છે;
    હારતાં, હિંમત નકામી, જીંદગાની જાય છે.
જ્યાં પડે પાછો લથડતો, પાય ત્યાં દ્રઢાર થઇ;
    દમ ધરીને બરકદમ તું, ગમ ગુરૂની ગાય છે.
એક શ્વાસે આકરાં કામો કદિ થાતાં નથી;
    ફળ પ્રબળ એ પ્રેમ ને પુરૂષાર્થથીજ પમાય છે.
લેખાં બધાં આ જીંદગીનાં ભૂલતાં ફરીથી ગણો;
    ફૂલે અને ભુલે બધા, એ કાયદોજ જણાય છે.
તાકયાં નિશાનો લક્ષથી તે ચોટમાં ચોંટી રહે;
    ધાર્યાં ફળોને પામતાં, નરવિશ્વમાં વખણાય છે.
શરવીર નર હારે કદિ, પણ ઝુઝતા સંગ્રામમાં;
    કીર્તિ તણા કિલ્લા અચળ તેના અહિંજ ચણાય છે.
જે બીજ વાવ્યાં ખંત ને ઉત્સાહથી ભૂમિ વિષે;
    વાવ્યાં યથા કાળે ફળે ત્યારેજ એજ લણાય છે.
છે કર્મમાં અધિકાર તારો, ત્યાં ઉચ્ચારો ના ઘટે;
    કટિબદ્ધ થઇને ખેડ કરવી, એજ ધર્મ મનાય છે.
સીધાં હશે જો ભાગ્યને વર્ષાદ જો સીધા થશે;
    નહિં તો કરેલા યત્નમાં કર્ત્તવ્યથી છૂટાય છે.
માટે ધરીને હોંસ અગ્રેસર બની કર્ત્તવ્ય કર;
    યા નિડર આજ વસંત અહિં કર્ત્તવ્ય વાયુ વાય છે.

વસન્ત.

## સોળમી સદીનો ગુજરાતી સમાજ–"વિમલપ્રબંધ" થી તે પર પડતો પ્રકાશ.*

રા. રા. મણિભાઇ બકોરભાઇ વ્યાસે, સંવત્ ૧૫૬૮ માં પાટણના જૈન મુનિ લાવણ્યસમય ગણિએ જૂની ગુજરાતીના પદ્યમાં રચેલો 'વિમલપ્રબંધ'* તેમાં સંશોધન કરીને, ગદ્ય ભાષાંતર તથા ટીપ્પણું સહિત પ્રગટ કરવા માટે હમે તેમને હાર્દિક ધન્યવાદ આપીએ છીએ. તેમ કરીને તેમણે ગુજરાતી સાહિત્યની એક અનુપમ સેવા કરી છે. રા. દેરાસરીએ બે વર્ષ ઉપર "કાન્હડદે પ્રબંધ" પ્રગટ કર્યો તે પછી પ્રાચીન ગુજરાતી ભાષાના નમૂનાનું આ બીજું પુસ્તક છે. પ્રાચીન ગુજરાતી સાહિત્ય તરફ હાલમાં ગુજરાતી વિદ્વાનોની દ્રષ્ટિ વળી છે એ આનંદની વાત છે. પરંતુ તેનું પ્રયોજન તે તે કાળના પુસ્તકોની ભાષા તથા શબ્દોનો પ્રયોગ હાલની ભાષા તથા શબ્દોના પ્રયોગ સાથે સરખાવીને, ને બેમાં શું કાલક્રમે ફરક પડ્યો તે બતાવવાનો વિશેષ હોય છે. હમારા નમ્ર મત પ્રમાણે એ ઉદ્દેશ ગૌણ હોવો જોઇએ. તે કાલના રાજદ્વારી તથા સામાજીક ઇતિહાસનાં સંશોધનના હેતુથી પ્રાચીન હસ્તલિખિત ગ્રંથોનું નીરિક્ષણ થવું વધારે જરૂરી છે. હમે મુર્દા ચૂંથવાના હિમાયતી નથી. તેનાં જે અવયવો તથા હાડકાંઓ મનુષ્યોને ઉપયોગી હોય તે કાપી લેવા પૂરતોજ તેનો ખપ છે. તે કાલની રાજદ્વારી તથા સામાજીક સ્થિતિનું જે જ્ઞાન તેમાંથી જડે તે ભેગું કરીને સંતોષ માનવો જોઇએ. હમે આ સ્થળે લાવણ્યસમય મુનિના સમયની અર્થાત્ સોળમી સદીમાં ગુજરાતની સામાજીક અને રાષ્ટ્રીય સ્થિતિ પર એમના ગ્રંથથી કેટલો પ્રકાશ પડે છે તે સંબંધીજ મુખ્ય કરીને અવલોકન કરીશું.

સંશોધકે 'પ્રસ્તાવના' માં 'વિમલ પ્રબંધ' નો સાર આપ્યો છે. તે એવી સુંદર રીતે લખાયો છે કે તેમાં સુધારો કરવો શક્ય નથી. તેથી કેટલાક ભાગો છોડી દઇને કર્તાનાજ શબ્દો હોળ ઉતારીએ છીએઃ—

### વિમળ અને અંબાજી માતા.

વિમળ વાણિયો હતો, દયાધર્મ પાળનારો શ્રાવક હતો. પણ હાલના વાણિયા કે શ્રાવકો કલ્પના પણ ન કરી શકે એવા પુરૂષાર્થ વાળો હતો. ગુર્જરેશ્વરના સેનાપતિ તરીકે એણે મોટી મોટી જીતો મેળવી હતી. એનું ચરિત્ર પૂરેપૂરું આપણા હાથમાં આવે તો તે ઘણું શિક્ષણીય થઇ પડે દુર્ભાગ્યે સુસંગત ચરિત્ર આપણને મળે એવું નથી. બીજા બધા પરાક્રમી પુરૂષોનાં ચરિત્રો કોઇ દેવદેવીના ચમત્કાર સાથે જોડી દેવાયાં છે તેમ વિમળનું ચરિત્ર પણ અંબાજીના ચમત્કાર સાથે જોડી દેવાયું છે. વિમળ નિર્ધનાવસ્થામાંથી એકાએક કોટ્યધિપતિ અને રાજમાન્ય મહાપુરૂષ થયો, એ બનાવ અચંબો ઉપજાવે

* **વિમલપ્રબંધ**—સંશોધક તથા પ્રકાશક રા. રા. મણિલાલ બકોરભાઇ વ્યાસ—નાગર ફળીયા—સુરત. પૃ. ઉપોદ્ઘાતનાં ૧૦૨ તથા ગ્રંથના બીજાં ૩૯૮ (સુપરરોયલ ૧૬ પેજી)—બાઇંડીંગ કપડાનાં પૂઠાં—મૂલ્ય રૂ. ૨॥.

તેવો છે. અને અચંબો ઉપજાવે તેવું હોય તે કોઈ પણ દેવ દેવીની મદદ વગર બનેજ નહિ એવી એ કાલના લોકોની દ્રઢ માન્યતા હતી. વિમળ અંબાજીનો આરાધક હતો એટલે અંબાજીના પ્રતાપથીજ એ બધું પામ્યો એવી માન્યતા બંધાય એ સ્વાભાવિક હતું. ગમે તેમ હોય, પણ વિમળ મોટો ધનવાન અને પરાક્રમી પુરૂષ થયો એ નિર્વિવાદ છે. એના ચરિત્ર વિશે આ પ્રબંધ ઉપરથી અને બીજાં પુસ્તકો ઉપરથી આપણે જે જાણી શકીએ એવું છે તે આ પ્રમાણે છે,

## વિમળના પુર્વજો.

પ્રબંધ કર્તા કવિ કહે છે કે:આઠમા સૈકાની આખરે વિમળના પૂર્વજ નીનમંત્રી નિર્ધનતાને લીધે શ્રીમાળનગર છોડીને ગાંભુમાં રહેવા આવ્યા. વનરાજ ચાવડો એ વખતે દેશપરદેશના વહેપારીઓ તેડાવીને અણહિલપુર પાટણ વસાવતો હતો. નીનમંત્રીને ખબર પડતાં તે પાટણમાં વસવા ગયા. એમનો પુત્ર લહિર પ્રતાપવંતો જણાયાથી વનરાજે તેને દંડનાયક ( સેનાપતિ ) બનાવ્યો. વનરાજ પછીના ચાર રાજાઓ સુધી લહિર (ચંદ) દંડ નાયક રહ્યો. લહિરમંત્રીનો પુત્ર વીર (ચંદ) થયો. અને વીર (ચંદ) નો પુત્ર વિમળ થયો. વિમળ ભીમદેવ ( પહેલા ) ના વખતમાં થયો અને લહિરમંત્રી વનરાજના વખતમાં થયો. વનરાજથી ભીમદેવ સુધીનાં ૨૫૦ વર્ષમાં વિમળના પૂર્વજોમાં લહિર અને વીર સિવાય બીજું કોઇ ન હોય એ માની શકાય એવું નથી. કવિએ આપેલી વંશાવળી ખરી લાગે તેવી નથી.

## દશા કે વિશા પોરવાડ?

વિમળ પોરવાડ કુળદીપક હતો. દશા પોરવાડ એ પ્રશ્ન વિમળને માટે નકામો છે. **દશા વીશાના ભેદ વિમળના પછી લગભગ બસેં વર્ષે ચાલતા થયા છે.**

પ્રબંધકર્તાના કહેવા પ્રમાણે વિમળના પિતાએ વિમળને નાનો મુકીને દીક્ષા લઇ લીધી હતી. દુશમનોથી દુર રહેવાને માટે વિમળની માતા વિમળને લઇને પોતાના પિયરમાં વસવા ગઈ.ઘરબાર પાટણમાં રહ્યું અને છેક નિર્ધનાવસ્થામાં માદીકરાએ મોસાળમાં દહાડા કાઢવા માંડયા. વિમળ ઉમર લાયક થતાં પાટણના એક ધનવાને પોતાની કન્યા શ્રીદેવીનું વિમળ સાથે સગપણ કર્યું. વિમળ ઉજડ થએલા ગામમાં ઢોર ચારતો હતો એવામાં તેને દાટેલું ધન મળી આવ્યું. પરણ્યા પછી વિમળ પાટણ રહેવા ગયો અને થોડાજ વખતમાં રાજાનો માનીતો દંડનાયક થયો " બુદ્ધિ પ્રકાશ " પુસ્તક ૬૪ માં કેટલાક ગ્રંથો ઉપરથી ' ભોજકથા ' આપવામાં આવી છે, તેમાં ભોજ સાથેની લડાઇમાં વિમળે જીત મેળવ્યાની હકીકત આ પ્રમાણે છેઃ—

" વિમળ સેનાપતિ સહુ સેના સજ કરીને ભીમ રાજાની સાથે આવ્યો...ભીમ અને વિમળ સેનાપતિ મળીને ભોજ સામા થયા. ભોજ દેખતાંજ તેમણે ભોજ સેનાનો ચૂરો કર્યો. કેટલાએક કાયરો પેઠે નાશી છૂટયા. ભોજની સેના ઘણી મરાઇ...ભીમે જીતનાં વાજાં વગાડતો પાટણમાં પેઠો. "

દહાડે દહાડે વિમળનું માન અને ધન વધતાં ગયાં. કવિ કહે છે કેઃ—" ધમ ધન ઘરિ વાધઇ આપણુઇ, વિમલ ન કહિનઇ માંનઈ ગણઇ. "

( જેમ જેમ ઘરમાં ધન વધતું ગયું તેમ તેમ વિમળ કોઈને લેખામાં ગણવા ન લાગ્યો. )

## અતિ અભિમાનનું પરિણામ.

વિમળ-ચરિત્રમાં લખે છે કે વિમળ સ્વભાવથીજ અતિમાની હતો.

" રાજમાન અને ધનમદથી ફાટીને " વિમળ સેનાપતિ બ્રાહ્મણ ક્ષત્રિયાદિકને તૃણતુલ્ય ગણતો હતો એક દિવસે પુરોહિતે તેને વિનય ગુણ ધારણ કરવા શિખામણ દીધી. વિમળે તેને કહ્યું કે તું " પંડિત મૂર્ખ " છે. મારામાં પરાક્રમ છે તેજ મને રાજાદિક સહુ ચાહે છે. પુરોહિતને હુંકારો કરીને મૂર્ખ કહ્યો

તેથી તે રીસે ભરાયો ને રાજા પાસે જઇને રાજાને એ વાત કહી એથી વિમળ ઉપર રાજા કોપાયમાન થયો. ”

પ્રબંધકર્ત્તા કહે છે કે વિમળના દુશ્મનોએ રાજાને ભંભેર્યો કે વિમળ બહુ અભિમાની થઈ ગયો છે, તેણે ઘણી લડાયક સામગ્રી ભેગી કરી છે ને તે બહુ બળવાન થઇ પડયો છે; માટે કદાચ તે તમારું રાજ્ય પણ લઇ લે ! રાજાને એ વાત ખરી લાગી ને જે તે રીતે તેણે વિમળનો નાશ કરવાની યુક્તિઓ શોધવા માંડી; કંઇ ના ચાલ્યું ત્યારે છેવટે રાજાએ વિમળની પાસે તેના પૂર્વજોનું લેણું બાકી કાઢ્યું. વિમળે જાણ્યું કે મારૂં ધન હરી લેવાની આ યુક્તિ છે, માટે અહીંથી ચાલ્યા જવું. એક હકીકત મેળવતાં એટલું નક્કી થાય છે કે રાજખટપટથી વિમળને ભીમદેવ સાથે અણબનાવ થયો ને તેથી તે પોતાનું ધન લઇને છાનોમાનો પાટણ છોડી ચાલ્યો ગયો.

## બાર સુલ્તાન પર જીત.

પાટણમાંથી નીકળીને તે ચંદ્રાવતીમાં આવ્યો. વિમળચરિત્રમાં લખે છે કે ધારના પરમાર રાજા ધુંધક સાથે પોતાને જુની મૈત્રી છે એમ જાણીને તે ચંદ્રાવતી ગયો હતો,પણ રાજા વિમળને આવતો જાણી ને ડરથી નાસી ગયો; અઢારસેં ગામનો ચંદ્રાવતીનો રાજા ડરીને નાસી ગયો એથી ત્યાંના માંડલિકોએ વિમળને ચંદ્રાવતીનો રાજા બનાવ્યો. શાકંભરી (અજમેર), મરૂસ્થલી (મારવાડ), મેદપાટ ( મેવાડ ), જવાલાપુર વગેરે સૌ રાજાઓને સાધીને વિમળ અર્બુદ ઉપર છત્રધારી થયો. भूपालशत सेवितः થયા પછી તેણે પૂર્વના રોમનગરના બાર સુલતાનો ઉપર ચઢાઇ કરીને તેમને જીત્યા અને તે પછી ઠઠ્ઠાના બ્રાહ્મણ રાજાને જીત્યો. કવિની કહેલી આ હકીકતને અત્યાર સુધીના બીજા કોઇ ઐતિહાસિક પૂરાવાથી ટેકો મળ્યો નથી. વિમળ ચંદ્રાવતીનો રાજા થયો હોય તો કવિની પૂર્વે થયેલા બીજા જૈન ગ્રંથકારોએ અવશ્ય એ હકીકત નોંધી હોત. ગુર્જરેશ્વરના સેનાપતિનું પદ ભોગવનાર અને મોટી મોટી જીતો મેળવનાર પુરૂષ ચંદ્રાવતીમાં રાજા જેવું માન ભોગવતો હતો એમ કહેવામાં આવે તો તે અતિશયોક્તિ ભર્યું કહેવાય નહિ, પણ તે ચંદ્રાવતીનો રાજા થયો એમ કહેવાને માટે તો ઐતિહાસિક પુરાવો જોઇએજ. આગળ ચાલતાં કવિ કહે છે કે ભીમદેવે પોતાના બે પ્રધાનો મોકલીને વિમળને છત્રચામર ભેટ મોકલાવ્યાં. ' कथाकोष ' અને પ્રબંધ સંગ્રહની સંવત્ ૧૫૧૨ માં લખાયેલી પ્રતિમાં લખ્યું છે કે " विमलः पत्तनेश भीमेन छत्रचामरादि दत्वा नृपति कृतः विमलः " એ શબ્દનો અર્થ ' વિમળને ' એવો કરીએ તો " વિમળને પાટણના અધિપતિ ભીમે છત્રચામર આપીને રાજા બનાવ્યો " એવો એ વાક્યનો અર્થ થાય; આ તદ્દન બનવાજોગ છે. વિમળ છૂટો પડવા છતાં વિમળના પરાક્રમ માટે ભીમદેવને માન હોય ને પાછળથી તેને પોતાની ભૂલ સમજાઇ હોય અથવા એવા પરાક્રમી પુરૂષને પોતાની સામે દુભાયેલો રહેવા દેવો એ રાજનૈતિક દૃષ્ટિએ અહિતકર ધારીને ભીમદેવે તેને સંતુષ્ટ કરવા છત્રચામર અને રાજાની પદવી આપી હોય તો તે સંભવિત છે. આ પદવીને ઉદ્દેશીને વિમળના સંબંધમાં ' ચંદ્રાવતીધણી ' ' ચંદ્રાવતીશ ' વગેરે શબ્દો વપરાયા હોય એમ લાગે છે.

વિમળ રાજા હોવાનું આ પ્રમાણે સમાધાન થશે, પણ પૂર્વના રોમનગર અને ત્યાંના બાર સુલતાનો ઉપર વિમળે જીત મેળવી એવું કવિ કહે છે, રોમનગર કયું ? કવિ બાર મૂકીને કહે છે કે " રોમનગર તે પૂરવ પાસિ. " પૂર્વ તરફના રોમ[illegible] માટે આપણે કંઇ જાણતા નથી. સરતચૂકથી કવિએ પશ્ચિમને બદલે પૂર્વ લખ્યું ના હોય ? બાર સુ[illegible] વાત ગપ ગણી કાઢવા જેવી પણ નથી. " જૈન-સંપ્રદાયશિક્ષા ' નામના પુસ્તકમાં પણ તે વિષે [illegible]

' ઉપદેશસાર ' અને ' ઉપદેશમાળા[illegible] ગ્રંથમાં લખે છે કે વિમળે બાર સુલતાનો પર અચાનક છાપો મારીને તેમને જીતી લીધા. સંવત્ ૧૦[illegible] માં શાહબુદ્દીન ઘોરીએ ગુજરાત પર ચઢાઇ કરી તે વખતે સુલતાનનું સૈન્ય પાછું વળતાં વિમળે લાગ [illegible] તેના કેટલાક પ્રદેશો ઉપર જીત મેળવી હોય

ને એ પઠાનતોને જૈન સાધુઓ સુરત્રાણ નામે ઓળખતા હોય તો તે હકીકત સંભવિત છે. બાકી વિમળના વખનમાં પૂર્વહિંદુસ્તાનમાં બાર સુલતાનોનાં અમલવાળું ગામ અથવા બીજું કોઇ નગર હોય એ સંભવિત નથી વિમળે બાર સુલતાન જીત્યા ' એ શબ્દોનો ખરો ભેદ આપણને હાથ લાગતો નથી, પણ એમાં કંઇ પણ ઐતિહાસિક તત્ત્વ તો હોવુંજ જોઇએ. પૂરાવા મળતા ન હોય તે ઉપરથી પ્રાચીન હકીકતોને ગપ ગણી કાઢવાની ઉતાવળ કરવી જોઈએ નહિ.

## સિંધમાં વિમળની જીત.

ચંદ્રાવતીના રાજકર્તા તરીકે વિમળે ઠઠ્ઠાના ' બંભણીયા–પંડીયા ' રાજાને જીત્યો એમ કવિ કહે છે. રા૦ બા૦ ગોવિંદભાઇએ સંગ્રહેલા ગુજરાતના પ્રાચીન ઇતિહાસમાં ભીમદેવે ઠઠ્ઠાના રાજા ઉપર જીત મેળવી હતી એમ લખ્યું છે. એ જીતમાં વિમળ ભીમદેવનો સેનાપતિ હોય ને એ વાતને દંતકથામાં વિમળની સ્વતંત્ર જીત માનવામાં આવી હોય એ બનવા જેવું છે. ' દ્વાશ્રય ' માં તેમજ ઇતિહાસમાં ઠઠ્ઠાના રાજાનું નામ હમ્મુક આપ્યું છે.જાણીતા શોધક પંડિત ગૌરીશંકર ઓઝા કૃત " शिरोही राज्यका इतिहास " માં પણ એ રાજાનું નામ હમ્મુક આપીને સંશય બતાવવા સાથે પ્રશ્નચિહ્ન કર્યું છે. પ્રબંધકર્તા કવિ તો તેને બંભણીઓ, એ નામ આપે છે. ઠઠ્ઠાના બંભણીઆ પંડિઆ રાજા વિષે પણ કશી માહિતી મળી શકે એવી નથી. બુદ્ધિપ્રકાશના પુસ્તક ૧૫માં કવીશ્વર દલપતરામ સિંધના ઉજડ થયેલા 'બ્રાહ્મણાબાદ'ની હકીકત લખે છે.એ બ્રાહ્મણાબાદનો આ હકીકત સાથે કંઇક સંબંધ હોય તો કોણ જાણે !

વિમળે કયી કયી જીતો મેળવી એ જોઇયે નક્કી 'કહી શકાય એવું' નથી, તો પણ જે હકીકતો મળે છે તે ઉપરથી એટલું તો નિઃસંશય સમજાય છે કે વિમળ એક બહાદુર યોદ્ધો હતો. પોરવાડ અને ઓશવાળ શ્રાવકો મૂળમાં ક્ષત્રિય હતા ! ક્ષત્રિય જુસ્સાની ચીણગારીઓ એ કાળે એમના લોહીમાં હયાત હતી.તેરમા શતકની આખરે થયેલા વસ્તુપાળ તેજપાળ પણ બહાદુર યોદ્ધા હતા અને તે પણ પોરવાડ હતા.

પોરવાડ જ્ઞાતિનું બિરદ ( પદવી ) કવિ આ પ્રમાણે કહે છેઃ—

રણિ રાઉલિ સૂરા સદા, દેવી અંબાવિ પ્રમાણ;
પોરવાડ પરગટ્ટમલ, મરણિ ન મૂકઈ માંણ.

ચંદ્રાવતીમાં રહીને વિમળે ચંદ્રાવતીને નવેસર વસાવી. જૈન ગ્રંથોમાં ચંદ્રાવતીનું નામ ઘણે ઠેકાણે આવે છે. ઉજડ થયેલા ચંદ્રાવતીની ભવ્યતાનો ખરો ખ્યાલ અત્યારે આપણને આવી શકે એવું નથી. પણ તેરમાં ચૌદમા શતકના ચંદ્રાવતીનાં શ્રીમંતોએ બંધાવેલા કુંભારીયાનાં દેહરાં, દેલવાડાનાં દેહરાં અને ચંદ્રાવતીનાં ખંડેરોના પથ્થરોપર સચવાઇ રહેલી કોતરકામની કારીગીરી આપણે જોઇએ છીએ ત્યારે આપણને લાગે છે કે ચંદ્રાવતી એ ખરેખર ઇંદ્રપુરીનું બચ્ચું હોવું જોઇએ. એકલા વિમળેજ નહિ, વિમળની પછીના બીજા ધનવાનોએ તેની શોભામાં ઘણો વધારો કર્યો હશે. પણ ચંદ્રાવતીને એ શિખર મૂકવાનું માન તો વિમળનેજ હતું. વિમળના દેહરાંની પેઠે વિમળની ચંદ્રાવતીનો નાશ કરવાનું પાપકર્મ અલ્લાઉદ્દીનની ફાૈજના મુસલમાનોએ કર્યું. હશે.

## દહેરાં બંધાવવાંનું તેમ વિમળની પહેલ.

વિમળની પ્રસિદ્ધીનું સાૈથી મોટું કારણ તેણે બંધાવેલાં દેલવાડાનાં જગપ્રસિદ્ધ દેહરાં છે. જાણે દેહરા બંધાવનાર તરીકે ઇતિહાસમાં વિમળનું નામ સાૈથી પહેલું છે એના પહેલાં કોઇ પણ જૈનદેહરાં

* ચંદ્રાવતીનાં ખંડેરાં આબુરોડ સ્ટેશનની દક્ષિણે લગભગ ચાર માઇલના છેટાપર છે.

પાછળ 'આટલી મોટી રકમ' ખર્ચાઈ હોય અથવા આવી અદ્ભુત કારીગરી થઇ હોય એવો કોઈ ઐતિહાસિક પુરાવો મળતો નથી. વિમળના દૃષ્ટાંતથી શ્રાવકોમાં ભવ્ય દેહરાં બંધાવવાની હોંશ ઉશ્કેરાઇ. વસ્તુપાળ તેજપાળના પ્રબંધમાં સ્પષ્ટ જણાવ્યું છે કે દેહરાંવડે વિમળનું નામ અમર થયેલું જોઇને વસ્તુપાળે પોતાના મરનાર ભાઈ લુણિગ અને પોતાની પત્ની અનુપમાદેવીના નામનાં દેહરાં બંધાવ્યાં. વિમળને દેહરાં બંધાવવાની પ્રેરણા કરનાર "ગચ્છાધિપતિ ધર્મઘોષ" સુરિ હતા. આબુ જેવું રમણીય સ્થાન બ્રાહ્મણોના તીર્થ તરીકે પંકાય અને જૈનોનું ત્યાં કંઇ પણ નહિ, એ જોઇને એમને બહુ ખેદ થયો. ચંદ્રાવતીમાં એમણે ચોમાસું કર્યું ત્યારે અપાતો દરરોજનો ઉપદેશ સાંભળીને વિમળને લાગ્યું કે લડવૈયા તરીકે મેં બહુ પાપ કર્યું છે, કંઇકના દંડ લીધા છે, કંઇકને ત્રાસ આપ્યો છે, કેટલાંએ નગર ઉજાડયાં છે અને અસંખ્ય જીવોનો ઘાત કર્યો છે. આ ઘોર પાપથી છૂટવાને સદ્ગુરૂને શરણ થયા વિના બીજો રસ્તો નથી. ગમે તેમ કરીને મને પાપમાંથી છોડાવો, એવી તેણે ગુરૂને વિનંતિ કરી. ગુરૂએ કહ્યું કે તારા જેવા પાપીને આલોયણ આપવાનો કોઈ ઉપાય નથી: માત્ર એક માર્ગ છે ને તે એ કે જ્યાં 'મિથ્યાત્વી' લોકોનું તીર્થ હોય ત્યાં જૈનતીર્થ સ્થાપે તો તું આરાધક થઇ શકે. આબુ મિથ્યાત્વીઓનું મોટું તીર્થ છે અને તું સર્વ રીતે સંપન્ન છે માટે આબુ ઉપર જૈનતીર્થ સ્થાપન કર. ગુરૂની પ્રેરણાથી મહત્તાકાંક્ષી વિમળ દેહરાં બંધાવા પ્રેરાયો. 'જૈનસંપ્રદાય શિક્ષામાં લખે છે કે પહેલાં તો વિમળે સત્તાને બળે જમીન લીધી; પણ પછી પોતાની ઉદારતા બતાવવા ધન પણ આપ્યું. કવિ કહે છે કે જેટલી જમીન જોઇતી હતી તેટલી જમીન ઉપર 'સુવર્ણ ટંકા' પાથરીને તેણે જમીન વેચાતી લીધી. . . .

બહુ બહોળું દ્રવ્ય ખર્ચીને વિમળે દહેરાં બંધાવ્યાં. અને સંવત્ ૧૦૮૮ માં નાગેંદ્ર, ચંદ્ર, નિવૃત્તિ અને વિદ્યાધર ( જૈન શ્વેતાંબરમતના મુખ્ય સંપ્રદાય ) પ્રમુખ ગચ્છના આચાર્યો અને ચતુર્વિધિ સંઘની સમક્ષ ધર્મઘોષ સૂરિને હાથે આદીશ્વર ભગવાનની અઢાર ભારની પીતળમયી પ્રતિમા પ્રતિષ્ઠિત કરાવી. 'પ્રબંધકોશ' 'વિમળ ચરિત્ર' અને બીજા ઘણા ગ્રંથોમાં લખે છે કે ભાટ ચારણ વગેરે યાચકોને દાન આપીને તેણે એટલા ખુશી કર્યા કે ભાટ લોકો હજુ પણ આશીર્વાદ આપતાં विमल श्री सुप्रभातं ( વિમળ અને તેની પત્ની શ્રીદેવીને જેવો સુખકારક દિવસ થયો તેવો તમને સુખકારક દિવસ હો. ) એમ કહે છે.

વિમલનું દેહરું કયારે તોડવામાં આવ્યું તે કોઇ પણ ઇતિહાસ કર્તાઓના જાણવામાં આવ્યું નથી. "વિમલ ચરિત્ર" ઉપરથી એ હકીકત મળે છે.

સંવત્ ૧૩૬૮ ના વૈશાખમાં કાન્હડદે મરાયો અને ઝાલોર પડ્યું તે પછી તરત અથવા ચોમાસું પુરૂં થતાં મ્લેચ્છોએ અર્બુદાચલનાં તીર્થોનો વિનાશ કર્યો હોવાનું અનુમાન છે. અને એ નાશથી કરોડો રૂપીયાનો કરેલો ખર્ચ નકામો ગયો એટલુંજ નહીં પણ જૈન ધર્મ, જૈન તીર્થંકરો અને હીંદુ દેવો એ સઘળાનું મુસલમાનોને હાથે અપમાન થયું. ધર્મની શ્રેષ્ઠતા, તેની રચનામાં ગમે તેવા દુષ્ટને હાથે પણ અપમાન તો થઇ શકેજ નહીં, એવો તે હોવામાં છે. ધર્મમાં પ્રત્યક્ષ ખંડન થઇ શકે એવી બાહ્ય સામગ્રીઓ અને ઉપાધિઓ હોવી એ ધર્મની દ્રઢતા કે બલ નથી પણ તે તેનાં છિદ્રો તેની દુર્બલતાંઓ, તેને તોડવા માટેનો ખુટતા હાથારૂપ છે. પરંતુ બાહ્ય સુંદરતા સાથે ધર્મનો જ્યારથી યોગ થયો ત્યારથી એ બાહ્યોપાધિઓ થતી અને વધતી અટકાવવી અશક્ય હતી. જીતતા અને જનુનથી બળતા મુસલમાનોને તેથી ઉત્તરો આનંદ આનંદ થઇ ગયો. ધર્મ આંતરિક હોવો જોઇએ. તે ચિત્તમાં જ હોવો જોઇએ. જેટલો મનની બહાર વિશેષ તેમ મનની અંદર ઓછો એ નિયમ સર્વાંશે સત્ય નહીં હોય તોપણ અધિકાંશે

રંભ સંસ્કાર ) હાલ જેવી ધામધુમથી થતો ને નિશાળે વરઘોડો ઉતરતો કલિયુગના કૌતકની વાત લાવણ્યને બહુ સાંભરે છે. તેનાં લક્ષણ આ પ્રમાણે કહે છે:—

**साट वरसां डोसा येह, तरणी कन्या परणइ तेह.**

૩૦૦ વર્ષ થયાં કલિયુગનું જોર બહુ વધ્યું નથી ! ૩૦૦ પૂર્વે હાલ જેવાંજ વૃદ્ધ લગ્નાદિ થતાં એજ દિલાસાની વાત છે ! " ગાય વાછરડીને ધાવે " એ પણ કલિના લક્ષણનું તે એક કૌતક કહે છે. સાંપ્રત અને સોળમી સદીના હીંદુ સમાજની રીતિનીતિ સંબંધી આવા આવા ઘણાંક તુલના કરતાં મઝા પડે એવા દાખલા આ ગ્રંથમાં ઠેર ઠેર જોવામાં આવે છે. જો સમય અને અવકાશ હશે તો હવે પછી વિશેષ દ્રષ્ટાંતો આપીશું.

આ પરથી જણાશે કે મૂલ ગ્રંથ ઘણો વાંચવા જેવો છે. ગુજરાતની ૧૧ મીને નામે ૧૬ મી સદીનાં અંધકારને પ્રકાશિત કરતો આ દીપક છે. જૈનો માટે ધર્મબુદ્ધિની દ્રષ્ટિએ પણ આ ગ્રંથ વિશેષ આવકારદાયક થઇ પડવો જોઇએ, અને તેઓ તેમજ અન્ય ગુર્જરાતીઓ, આ સસ્તા મૂલ્યનો ગ્રંથ ખરીદીને તેના વિદ્વાન્ સંશોધક અને પ્રકાશકના અસાધારણ પરિશ્રમની કદર કરશે એવી હમે અંતઃકરણથી આશા રાખીએ છીએ.

---



## નાસિક-પંચવટીની યાત્રા.

( ગતાંકથી અનુસંધાન ).

### તપોવન.

આ ઘણું સુંદર સ્થળ છે. પંચવટીની પૂર્વે ૧ માઇલ દૂર આ સ્થળ આવ્યું છે. અહીં ગોદાવરી ને કપિલાનો સંગમ થાય છે. સંગમને સ્થળે તેટલામાં કુદરતી ખડકો છે તે માત્ર ૧૨ થી ૩૦ ફીટ ઉંચી છે. ૨૦૦–૩૦૦ વાર જેટલી પ્હોળી છે. તેનો દેખાવ ઘણોજ રમણીય છે, કેમકે ખડક ઉંચી નથી, અને તે ખડબચડા સપાટ રેતાળ તેના પર ખુબીથી ફરાય. ફરાય છે. તે નદીમાં બેટ જેવી લાગે છે અને ચોમાસા શિવાય ત્યાં પાણી નહી જેવું હોય છે. વચમાં ખાડી માત્રમાં પાણી રહે છે. આ ખડકમાં ચાર છિદ્રો આશરે ૪–૫ ફુટ પ્હોળાં છે. તેમાં બે છિદ્રો એવાં છે જેની અંદર વચમાં છિદ્ર હોવાથી એક બીજામાં અંદરથી જવાય છે. આને પાપ પુણ્યની કોડી કહે છે ને જે માણસ એકમાં ઉતરી બીજામાં ન જઇ શકે તે પાપી તરીકે પરખાઇ આવે છે. અંદરનું છિદ્ર નાનું છે તેથી ઘણાજ પાપી ઠરાવનો ભય છે. આ ચાર નાની કોડીનાં જુદાં જુદાં મોટાં નામો છે, જેની પૂજા કરાવીને બ્રાહ્મણ દક્ષિણા સિદ્ધિ કરે છે. ઉક્ત બે જોડાલાં છિદ્ર નાકના નસ્કોરાં જેવાં હોવાથી તે શૂપર્ણખાના રામની સૂચનાથી કાપી નાંખેલું નાક છે, એમ પણ કહે છે ! એ નાક ગમે તેનું પણ ચામડાનું હતું તે પત્થર-કેમ થયું,

ખડકમાં એકરસ કેવી રીતે થયું, તે બધું, આવડું મોટું શું ? એ પ્રશ્નો શંકાશીલને ઉદ્ભવશે. એક ભાટીયાની ઉદારતાથી ગૌતમની ૧૧ા ફુટ લાંબી પત્થરની મૂર્તિ ૧૫-૨૦ વર્ષ થયાં અહીં ઉભી કરવામાં આવી છે જેની પણ પૂજા કરીને પૂજારી ઠીક કમાય છે. પ્રાચીન ઋષિઓ આ વનમાં તપ કરતા, જેથી તેનું નામ તપોવન પડયું છે. અહીં તે કાળનાં વટવૃક્ષો તથા આમલીનાં ઝાડો હોવાનું કહેવાય છે, અને વન અવશ્ય ઘણું રમણીય છે. લક્ષ્મણ પોતાના બંધુ રામ સારૂ ફળ આણતા તે આજ સ્થળેથી એવી માન્યતા છે. અંહી રામની પ્રખ્યાત મૂર્તિ તથા મંદિર પણ છે. થોડે દૂર લક્ષ્મણ બોગડા નામના ૧૧ ભોંયરાં ખડકમાં કોતર્યાં છે. તેને દરવાજા પણ છે. પરંતુ તેમાં મૂર્તિ જેવું કાંઈ નથી તેમજ કારીગીરીનો લેશ નથી, તેમ કોઇ લેખ પણ નથી, તેથી તે ક્યારે અને કોણે કીધાં તેનો કશો ખ્યાલ આવી શકતો નથી.

## ગોવર્દ્ધન-ગંગાપુર-પાણીના ધોધવા.

નાસિકની પશ્ચિમે ૭ માઇલ દૂર આ બે સંયુક્ત ગામો આવ્યાં છે. ગોદાવરીના તટ ઉપર તે છે. નાસિકની પાંડુ ગુફાના પાંચ લેખોમાં બાર વાર આ ગોવર્દ્ધનનું નામ આવ્યું છે. એ કાળમાં એટલે ઇસવી સનના પ્રારંભકાળના પૂર્વે તથા તે પછીના થોડા સૈકાઓમાં તે આ જીલ્લાનું રાજનગર હતું, અને આંધ્રભૃત્ય રાજાઓના દંડાધિકારી ( વાઇસરોય )નું વડું મથક હતું. નદીનો તટ વિશાલ છે અને અનેક દેવળોનાં ખંડીયેરો ત્યાં છે. દેવગિરિના રાજા પાંચમા રામચંદ્રના અમાત્ય હેમાદપંતે ૧૨ મી સદીમાં બંધાવેલાં આ દેવાલયો છે. ઘાટ પણ ઘણો મોટો છે-૧૦૦ વાર લાંબો છે. ગોવર્દ્ધનેશ્વર તો હોવાજ જોઇએ એ સ્પષ્ટ છે. દરેક ગામના, અથવા શિવાલય બંધાવનારના નામને ઇશ્વર પ્રત્યય ઉમેરીને તે નામના શિવનું લિંગ સ્થાપવાની પ્રાચીન પરિપાટી અત્યાર પર્યંત પ્રવર્તે છે. કેટલાક પ્રાચીન સુંદર રીતે કોતરેલા સ્થંભો પણ છે. આ સ્થળે નદીની મધ્યમાં એક ખડક છે, જેના પર નિરંતર જલ વહે છે. અને પછી ખડક એકદમ નીચાણમાં આવી જાય છે તેથી નદીનું પાણી બે ભાગમાં વહેંચાઇ જઇને ૮ ફુટ ઉંચેથી તેના બે ધોધવા નીચે પડે છે. તેથી પાણી સફેદ દુધ જેવું થઇ જાય છે. તેથી તે **દુધસ્થલી** કહેવાય છે. અંહી ઘાટ તેમજ બે ધર્મશાળા બાંધી છે. બંધાવનાર ૪થા પેશ્વા માધવરાવ ( ૧૭૬૧-૭૨ ) ની માતા ગોપિકાબાઇ હતી. ધર્મશાળાની પાછળ જે મકાન છે તેમાં ગોપિકાબાઇ પોતે નિવાસ કરતાં તે મકાનનો નીચલો ભાગ પત્થરનો તથા ઉપલો ઇટનો છે. આ સ્થળ અસાધારણ રમણીય છે, ને જોવા લાયક છે. આ સ્થળ જો દૂર નહીં હતે તો ગુરૂકુલ માટે સર્વત્ર યોગ્ય હતું.

## નાસિકનાં માહાત્મ્યનાં કારણો.

આર્યાવર્તના પાંચ મુખ્ય મહાતીર્થોમાં નાસિક એક છે. બીજાં ચાર તે પ્રયાગ ( અલ્હાબાદ ), ગયા ( કાશીથી ૧૩૦ માઇલ ) પુષ્કર સરોવર ( અજમેરથી ૧૦ માઇલ ) તથા નૈમિષ (કાનપુરમાં રીહર પાસે) છે. મુખ્યતાની માન્યતાનું એક મુખ્ય કારણ એ છે કે, પુરાણોમાં લખ્યું છે કે, જ્યાં ગંગા ઉત્તરે, યમુના પશ્ચિમે, પયોસ્ની પૂર્વે તથા ગોદાવરી દક્ષિણે વહે તે તીર્થો અતિ પવિત્ર છે, અને નાસિકમાં ગોદાવરી દક્ષિણમાં કરવટ લે છે. આ આર્યું-

ઈંગન્ડન-આ-સર્કલ જેવું છે, કેમકે પ્રવાહની દિશા પરથી નહીં- પરંતુ તીર્થોની પ્રસિદ્ધિ પરથી એ દિશા નિશ્ચિત કરવામાં આવી છે. સિદ્ધ કરવાનો પક્ષ સિદ્ધ માની લઇને નિયમ આપવામાં આવ્યો છે.

## રામકુંડના બ્રાહ્મણો.

હવે પછી નાસિકની વસ્તી તરફ આપણે દ્રષ્ટિ કરીશું. આ નગરમાં ઉદ્યોગ કાંઇ નથી. બહાર ગામથી આવતા યાત્રાળુઓજ નગરની કમાઇનું સાધન છે. બ્રાહ્મણો યજમાનોને પોતાને ત્યાં રાખી સઘળી ક્રિયા કરાવે છે, ને તેમને ખાસ કરીને સિંહસ્થના વર્ષમાં, સારી પ્રાપ્તિ થાય છે. તેમની સંખ્યા બે ત્રણ હજારની હશે. દરેક ક્ષેત્ર ઉપાધ્યાય પાસે હીંદુસ્તાનમાંથી નાસિક આવેલા તેમના તથા પૂર્વજોના સમયમાં આવેલા યજમાનોના નામના ચોપડા હોય છે. જેના ચોપડામાંથી યાત્રાળુનું કે તેના પૂર્વજનું નામ નીકળે તેને ત્યાં તેને જવું પડે અને પછી બીજો બ્રાહ્મણ તેને છેડે નહીં. આવી રીતે જૂના બ્રાહ્મણો પાસે ૧૦ થી ૫૦ હજાર નામો છે. આ ચોપડાના નામો તેમને બહુ સારી પેઠે યાદ છે, અને તેઓ પાસે જ્ઞાતિવાર અનુક્રમણિકા તૈયાર હોયજ છે ને તમારા પૂર્વજનું નામ ઝપાટામાં કાઢી આપે છે. નાસિકના બ્રાહ્મણો પાસે જે સૌથી જૂનાં નામો છે તે ૩૦૦ વર્ષથી પણ અધિકનાં છે. છેક ઇ. સ. ૧૫૭૨ થી છે! ક્રિયા કરાવનારા બ્રાહ્મણો મુખ્ય કરીને રામકુંડ પર બેસી રહે છે તેથી તેઓ રામકુંડયા પણ કહેવાય છે. રામકુંડ સૌથી પવિત્ર છે તેમજ ઉત્તર હીંદના ભાવિક લોકોમાં એવી માન્યતા છે કે પિતૃશ્રાદ્ધ જેવી ઉત્તમ રીતે ગયામાં તેમ માતૃશ્રાદ્ધ રામકુંડ પરજ થઇ શકે છે. તેથી તેઓનો ત્યાંજ જમાવ હોય છે. સિંહસ્થમાં તો ત્યાં માવાની પણ મારામારી, કેમકે આખા વર્ષમાં સહેજે આશરે ચાર લાખ યાત્રાળુઓ આવે છે, જ્યારે આડે વર્ષે દોઢ લાખ ટીકીટો પણ નાસિક માટે લેવાતી નથી. સિંહસ્થમાં સૌથી વધારે ગીર્દી માર્ચ માસમાં રામનવમીના રામમંદિરના રથયાત્રા પ્રસંગે થાય છે. જ્યારે રેલ્વે નહોતી ત્યારે લોકો સંઘ રૂપે, બ્રાહ્મણોનાં વરૂપણ હેઠળ આવતા. હવે વૈરાગીઓ શિવાય બધાજ રેલ્વેથી આવે છે. એવી માન્યતા છે કે યાત્રાળુઓએ ત્રણથી ઓછી રાત (એટલે દિવસ આવીજ ગયા) પંચવટીમાં રહેવું નહીં. આનું પ્રયોજન એ લાગે છે કે, બ્રાહ્મણોને વધારે દિવસ રહેવાનું ફરવાનું થવાથી જરૂર વિશેષ દાન મળે. બ્રાહ્મણોમાં ઘણાખરા યજુર્વેદી કે માધ્યાન્દિન્ છે, શ્વેત યજુર્વેદ અથવા વાજસનેયી સંહિતાના અનુયાયી છે. તેઓ મૂળ ગુજરાતથી આવેલા. તે અનુમાનનું એક કારણ એ છે કે દક્ષિણમાં તેઓ અન્યગ છેજ નહીં, અને તેથીએ પ્રબળ બીજું કારણ એ છે કે, જ્યારે દક્ષિણમાત્રમાં માતાના ગોત્રમાં લગ્ન થઇ શકે છે. અને તેઓ નથી કરી શકતા, અને ગુજરાતમાંજ તેમ થઇ શકતું નથી. તેઓ ગુજરાતમાંથી આશરે કમમાં કમ ૫૦૦ વર્ષ થયા આવેલા હોવાથી તેઓ હવે દેશસ્થ બ્રાહ્મણો જેવાજ થઇ ગયા છે, ને ગુજરાતી તદ્દન ભૂલી ગયા છે. એ નાસિક બ્રાહ્મણો સામાન્ય રીતે પૈસે ટકે ઘણા સુખી છે. કેટલાક તો લક્ષાધિપતિ છે ને શરીરની ગોળમટોળ આકૃતિ તથા મેલાં કપડાંમાં પણ ચકચકતી કાંતિ પરથીજ તેમની અંદરની સ્થિતિ વર્તાઇ આવે છે. તેમાંનાં ત્રણ કુટુંબો, પારાશરે, પ્રભુ તથા પંચભદ્ર તો સૌથી પ્રસિદ્ધ છે. પારાશરે કુટુંબના ૩૦ રાજપુત રાજાઓ યજમાન છે! પંચભદ્રા તથા સીંગણે કુટુંબના પંજાબનો શિખો

માત્ર યજમાન છે. ગાયકણી કુટુંબને મુંબઇના ભાટીયા લુહાણા મળેલા છે. દેશી રાજાઓ તરફથી તેમનામાંના ઘણુંજ સાળીયાણા ઘેર બેઠાં મળે છે ! ગાયકણીઓને નીઝામ સરકાર તરફથી પણ, જ્યારથી ચંદુલાલ દિવાન-પેશકર થયા ત્યારથી વર્ષાસન મળે છે. આશ્રયદાતાની મહેરબાની ધનના સ્વીકારમાં બાધારૂપ નહીં થવા દેવાની તેમની ધાર્મિક ઉદારના પ્રશંસાને પાત્ર છે. પ્રથમ ત્યાંના દેશસ્થ કોકણસ્થ વગેરે જૂદી જૂદી કોમના બ્રાહ્મણો વચ્ચે એટલું વેર, વૈમનસ્ય તથા દ્વેષ હતો કે એક પંક્તિએ ભોજન કરવા તો શું પણ સરાવવા પણ સાથે બેસતા નહીં ! કમાઇનું બીજું સાધન એ છે કે, ચાંદી વગેરેનાં પાત્રો તેઓ પોતાના યજમાનો વગેરેને બેસવાનો ધંધો પણ કરે છે, ને તેઓ એ પાત્રો બનાવવાને પાંચાલોને નિયમિત રીતે નોકર રાખે છે. કેટલાક તો હવે ઝાઝા પૈસા થવાથી માત્ર વ્યાજવટું તથા દુકાનદારીજ કરે છે. ભીખતો કોઇને માંગવી પડતીજ નથી.

ચિત્પાવન અથવા કોંકણસ્થ બ્રાહ્મણો જેઓ હમેશાં ગૌર વર્ણના, તથા નાજુક બાંધાના હોય છે તેમની વખ્યા નાસિક પેશ્વાઓનું થયા પછી થઇ છે. પેશ્વા રઘુનાથરાવનો નિવાસ ( રાઘોબા ) નાસિકમાં ( ૧૭૭૨-૩ ) હોવા ઉપરાંત, તેનો ભત્રિજો નારાયણરાવ પેશ્વા પણ ત્યાંજ રહેતા. અને મરાઠા સર્દારો તથા મોટા માણસો પણ એ કાળમાં ત્યાં નિવાસ કરતા. રાઘોબાની પત્ની પણ ત્યાં રહી હતી ને પાસેના ગામને આનંદવેલ નામે આપી ત્યાં સુધી નાસિક લંબાવવાને તેણે અનેક પ્રયત્ન કર્યા હતા. ૪ થા પેશ્વા માધવરાવની માતા ગોપિકા બાઇનો નિવાસ ત્યાં હતો ને તેણે નાસિકને અનેક કુંડો, મંદિરો તથા આશ્રમોથી વિભૂષિત કર્યું હતું. પેશ્વાના આ જાહોજલાલીના સમયમાં ચિત્પાવનો નાસિકમાં વધી ગયાં હતાં. હવે તેઓમાંના થોડાજે ભિક્ષાવૃત્તિ કરે છે. તેઓ ધન એકત્ર કરવાના બહુ શોખીન છે.

### નાસિકની વેશ્યાઓ-તેમનાં બે વિચિત્ર સંસ્કારો-ક્રિયાઓ તથા ધર્મ.

આ વિચિત્ર જ્ઞાતિની નોંધ લેવા વિના નાસિકનું વર્ણન અપૂર્ણજ ગણાશે. તેઓની સંખ્યા તો ન્હાની, સો બસોનીજ છે. પણ તેઓ આ તરફ પ્રખ્યાત છે. તેઓની ભાષા હીંદુસ્તાની છે. તેમની બે ક્રિયાઓ વિચિત્ર છે. એ નાયકિણો પ્રથમ પોતાના રજસ્વલા થવાના ૩ દિન વીતતાં ધંધામાં પ્રવૃત્ત થાય છે. આજ તેમનું લગ્ન છે. એની ધામધુમ ૧૫ દિવસ ચાલે છે. નાયકિણો આ પ્રસંગે લગ્ન કરનારને ત્યાં આવે છે ને નાચે છે ને બદલામાં જમે છે. વધારે વિચિત્ર ક્રિયા તે **મીસીની ક્રિયા** છે. આ ક્રિયા તેજો ખર્ચે તેનો વીંટ આપવા તૈયાર હોય તોજ કરવામાં આવે છે, કેમકે તેનો ખર્ચ મોટો છે. મીસીનો અર્થ દાંત રંગવાનો છે. તે વખતે જમાતને રોજ ભોજન મળે છે ને મુજરા થઇ છે. એક દિવસે એ છોકરીને ફુલોની વાડીથી નખથી ચોટલા સુધી શણગારવામાં આવે છે અને મુસલમાન કન્યાનાં લગ્નનો વિધિ થાય છે. આ વેશ્યાઓ મૂળ હીંદુ હોઇ પતિત થઇ મુસલમાન ધર્મ પાળે છે. નાસિકના પીરઝાદાની પ્રખ્યાત કબરમાં દફનાવેલા સૈયદ મહમદ પીરની તેઓ ખાસ ભક્તાણીઓ છે ને તેના વફાતને દિને તેની કબરની આસપાસ મહત નાચે છે. તેઓમાં પણ નાતિવારણ, બીજા હીંદુ નાતિનાં રીવાજોના જેવુંજ છે. કોઇ નવીને જમાતમાં દાખલ થતાં

નાતિભોજન આપવું પડે છે. જમાતનો અપરાધ કરનારને દંડ આપવો પડે છે અથવા નાતિ બહાર મેલાય છે !

## નાસિકના સાધુ મહાત્માઓ.

આ અભ્યાસ કરવા લાયક માણસોની સંખ્યા નાસિકમાં બહુ મોટી છે. તેમની માં મુખ્ય સાત જાત છે. સન્યાસી, વૈરાગી, ગોસાઇ, માનભાવ, કાનફટા, નાનકશાહી, તથા ઘારભંગી. આ સાધુઓના કેટલાક રામકુંડપર બેસી રહે છે. કેટલાક ઉન્હાળામાં મધ્યાન્હમાં પંચાગ્નિ તપ તપે છે, એટલે કે ચોતરફ અગ્નિ સળગાવીને પાંચમા સૂર્યનો અગ્નિ તેનો તાપ ૧-૨ કલાક સહન કરીને તેથી મુક્તિ થતી માને છે ! સિંહસ્થ વર્ષમાં હજારોનાં ઝુંડો આવીને રામકુંડપર સખત્ સત્યાનાશ વાળે છે. ૧૮૭૨ ના સિંહસ્થમાં તેઓ ભાંગ પીને ગોદાવરીપર બેઠા હતા. તેવામાં એકાએક રેલ આવી ચઢવાથી આશરે ૧૫૦ ધસડાઇ ગયા હતા, ને તરતજ મોક્ષપદને પ્રાપ્ત થયા હતા.

## શહેરનાં નરકમાંથી નફો !

નાસિકની આ સૌથી જાણવાજોગ વાત કહીને આ ધાર્યા કરતાં લાંબો થઇ ગયેલો લેખ સમાપ્ત કરીશું. નગરથી એક માઇલ દૂર ટાકળી રસ્તા ઉપર આશરે પાંચ એકર જમીન મ્યુનીસીપેલીટીએ વેચાતી લીધી છે. તેમાં ત્રણ મોટા પણ છાછરા ખાડા કર્યા છે. તેમાં થોડી રાખ પાથરી હોય છે ને તે પર શહેરનું મેલું નાંખવામાં આવે છે. ભંગીઓ રાખ તથા મેલાનું પાવડેથી રોજ સવારે મિશ્રણ કરી દે છે. તે પછી એ મિશ્રણ પાથરીને કે દહાડા સુકાવા દેવામા આવે છે. આ સુકવેલાં મિશ્રણનો ઢગલો એક કોરે એકઠો કરવામાં આવે છે. દર વખતે નવી રાખ જોઇતી નથી. ઉક્ત સુકવેલું મિશ્રણ રાખને બદલે તે ઠેકાણે અનેકવાર કામ આવે છે. માત્ર વરસાદમાં સુકવવાની વ્યવસ્થા અશક્ય હોવાથી દરરોજ નવી રાખ જોઇએ છે. સુકી ઋતુનું એ પ્રમાણે મેળવેલું નરક ખાતર તરીકે બહુ કામ આવે છે, જો કે વરસાદનાં વખતનાં મિશ્રણની કીમ્મત ઓછી આવે છે. આથી ખર્ચ બહુજ ઓછું પડે છે. બીજો લાભ એ થાય છે કે, મેલું ગંધાયા માટે તે પહેલાં હમેશાં સુકાઇ જવાથી શહેરમાં તેનો દુર્ગંધ કદાપિ આવતો નથી. હીંદમાં આ પદ્ધતિ સૌથી ઉત્તમ ગણાય છે. બીજી મ્યુનીસીપેલીટીઓ માટે આ અખતરો અનુકરણ કરવા લાયક છે. આવતા અંકમાં ત્ર્યંબકનું વર્ણન આપીશું. ( સમાપ્ત )

# ખનીજ પદાર્થ
## અને
## તેનાથી બનેલી ઉપયોગી વસ્તુઓ.

( લેખક-રા. ચુનીલાલ બાપુજી, 'નેપોલીયન બોનાપાર્ટ,' 'પીટર ધી ગ્રેટ' વગેરેના કર્તા-સુરત ).

( ૨ )

### ચાક ( સુપેતો ).

ચૂનાના કાર્બોનેટની અનેક જાતો છે. તે માંહેનો ચાક ઘણો જથાબંધ મળી આવે છે. ઇગ્લાંડ દેશમાં એ ઘણો મળી આવે છે. કોઇ કોઇ ઠેકાણે તો છેક જમીનના પૃષ્ટ ભાગ સુધી ઉપર આવેલો ઘણા વિસ્તારમાં પથરાએલો હોય છે. ને તેના ઉપર ટુંકું ઘાસ ઉગે છે. તે ઢોરાં ચરી ખાય છે, અને કેટલાએક ભાગમાં જમીનને તળીએ ઘણે ઉંડે સુધી હોય છે. ને તેના ઉપર ચીકણી માટી, રેતી, પથરા ઇત્યાદિના થર સો સો ફુટની ઉંડાઇ સુધી આવેલા હોય છે. કેટલીક વાર ટેકરીના મથાળા ઉપર પણ એ નજરે પડે છે. વળી ચાકવાળા ભાગમાં ચકમકના પથરાના થર પણ માલમ પડે છે. ચાક જો કે યુરોપમાં ઘણે ઠેકાણે મળી આવે છે તો પણ, એ પદાર્થ પૃથ્વી ઉપર બીજે ઠેકાણે મળી આવતો નથી. કેટલાએક ભાગમાં તો તે બીલકુલ હોતો નથી. જેમ કે ઉત્તર અમેરિકામાં તે લગારે મળી આવતો નથી. ચાકની ઉત્પત્તિ સમુદ્ર માંહેલા પ્રાણીથી થએલ છે. ઘણીએક છીપો, કેટલાંએક જળચર પ્રાણીના દાંત અને બીજા પદાર્થ પડીને દટાઇ રહેવાથી ચાકની ઉત્પત્તિ થઇ હશે. સને ૧૯૦૯ માં મુંબાઇમાં ચોપાટીથા ગામ દેવી જવાનો નવો રસ્તો નીકળ્યો ત્યારે ત્યાં ખોદાયલી ગટરના ખાડાગાંથી છ સાત ફુટની ઉંડાઇએ એવો જ ભુકો નજરે પડતો હતો. તેકાળે કરીને ચાકનું તળીયું થઇ જવાનો સંભવ છે. કચ્છના રણ ઇત્યાદિ પુરાઇ ગએલા દરિયાના તળીઆમાં તે ઘણો મળી આવવાનો સંભવ છે. હિંદુસ્તાનમાં તે ઘણે ઠેકાણે મળી આવે તેમ છે તથાપિ તે કહાડવાની ખટપટ હજી કોઇ ઠેકાણે થઇ હોય એમ જણાતું નથી. આ દેશમાં વપરાતો ચાક પરદેશથીજ આવે છે.

ચાક રંગે ધોળો, અને અપારદર્શક અને બરડ ખનિજ પદાર્થ છે. તેના ઉપર હાથ ફેરવતાં તે લીસો લાગે છે. તેને દેવતામાં ગરમ કરીએ તો તેનો રસ થતો નથી. પણ તેનું રૂપાંતર થઇને ચુનો થાય છે. પણ તેનું વજન ત્રિપ્રમથી અરધું થાય છે. કેમકે તેમાંથી કાર્બોનિક આસિડગ્યાસ ઉડી જાય છે. એનું વિશીષ્ટ ગુરૂત્વ ૨.૭ હોય છે.

**ઉપયોગ**—ચાક અનેક કામોમાં ઉપયોગી પડે છે. તે ઇમારતના કામમાં આવે છે અને ખેનીના કામમાં આવનારા સફેત જાતના ચાકને પકાવીને ચુનો બનાવે છે. અને ઘણા કઠણ જાતના ચાકના ઢેફાને ઘર બાંધવામાં પથરાની જગાએ વાપરે છે. ચાક રંગે સફેદ અને બરડ હોય છે. તેથી નિશાળોમાં પાટીયા ઉપર લખવાને સારૂ પોચી જાતનો સફેતો વપરાય

છે. વળી તેને વાટીને પાણી મેળવીને અક્ષર લખવામાં પણ આ દેશની નિસાળોમાં ઉપયોગ થાય છે.

વળી ચાકનો ભૂકો કરીને પાણીમાં પલાળે છે. ને તેને ઠરવા દઇને તેમાંની કાંકરીઓ તળીએ બેશી જાય ત્યાં સુધી ઠરવા દઇને ઉપરનું પાણી નીતારી લે છે. તેમાં પણ તેના ઝીણા કણ પસરેલા હોય છે. તેને પણ ઠરવા દઇને પાણી કહાડી નાંખે છે. એવી રીતે તૈયાર થએલા પરસુદી જેવા ભુકાને ધાતુ અને કાચ સાફ કરવાને વાપરે છે. વળી એવીજ ભૂકીને સુંદર મેળીને ભીંતો ધોળવામાં પણ વાપરે છે.

ચાકમાં આસિડ સાથે સંયોગ પામવાની શક્તિ હોય છે. વાસ્તે માણસના કોઠામાં અપચો થઇને આસિડ ઉત્પન્ન થવાથી ખાટા ઓડકાર આવવા લાગે છે, ત્યારે એનો ઉપયોગ કરવામાં આવે છે. છોરો વગેરેને ચાકના કકડા પાણીમાં નાંખીને તેને ચાટવા આપે છે. એ ધર્મને લીધે આસિડના ઝેર ઉપર તેના ઉતાર રૂપે ઉપયોગ થાય છે. આકસેલિક આસિડ, સલફ્યુરિક આસિડ, નેટ્રિક આસિડ, સ્પિરિટ ઓફ સાલ્ટ, ઇત્યાદિ આસિડથી ઝેર લાગ્યું હોય તો તરત ચાક વાટીને પાઇ દીધાથી તે ઉતરી જાય છે. ભીંત ઉપરની સફેતી સોહોરી લઇને તે પાઇ દીધી હોય તો તેથી પણ ફાયદો થાય છે.

ઉત્તમ ફળદ્રુપ જમીનમાં સ્વાભાવિક રીતે કેટલોક ચાક હોય છે. જૂદી જૂદી જાતની જમીનમાં તે વધતા ઓછા પ્રમાણમાં હોય છે. પણ સારી જાતની જમીનમાં લગારે હોતો નથી એમ કદી બનતું નથી. જે જમીનમાં ચાક ઓછો હોય તે જમીનને ફલદ્રુપ કરવા સારૂ એક એકરે ૪૦૦ ટન પ્રમાણે ચાકનું ખાતર કોઇ કોઇ વાર નાંખવામાં આવે છે. ચૂનાના ખાતર કરતાં તેનાથી બે ફાયદા વધારે થાય છે. એક તો એ કે ચૂના કરતાં તેની અસર લાંબા વખત સુધી રહે છે. વળી બીજું તેનાથી માટી હલકી થાય છે. જે જમીનમાં ચાક સેંકડે પાંચથી વધારે હોય છે તે જમીન ઘણી ચીકણી અને પાકવાળી હોય છે, અને તે જમીનમાં સેંકડે ૨૦ ટકા ચાક હોય તે એના કરતાં ઘણી ફળદ્રુપ હોય છે. વળી ચાકની ઝીણી લોટ જેવી ભુકી કરીને તેની સાથે અળશીનું તેલ ભેળી લુગદો તૈયાર કરે છે. તે વડે બારીના બારણામાં કાચ બેસાડવામાં આવે છે એ લુગદાને પટી કહેવાય છે.

### ચૂનાના પથરા.

ચૂનાના પથરાની બે જાતો જણાય છે. (૧) ચૂનાના ગોળ પથરા જે કળીચુનાના પથરા કહેવાય છે તે (૨) ચૂનાની સિલા એ બંને ચાક કરતાં કઠણ અને ભિન્ન હોય છે. ચુનાના ગોળ પથરા કાળી જમીનમાં અને કાંપવાળી જમીન ઉપર પસરેલા હોય છે. તેને એકઠા કરીને ભઠ્ઠામાં પકવે છે એટલે કળી ચૂનો તૈયાર થાય છે. ઘાટ એટલે સહ્યાદ્રી પર્વતની તળેટીમાં અને તેને મથાળે જ્યાં રાતી માટી હોય છે ત્યાં એવા ગોળવા જડતા નથી. પણ કાળી જમીનવાળા પ્રદેશમાં એ ઠામ ઠામ મળી આવે છે. ગુજરાતમાં કળીચુનો સુરત જીલ્લામાંજ એ કારણથી બનાવે છે. ચરોતર અને અમદાવાદ જીલ્લામાં એનો અભાવ છે. અને એવા ગોળવાથીજ કાળી જમીનમાં ફલદ્રુપતા આવે છે.

ચૂનાની સિલાઓ ખાણોમાંથી કહાડવામાં આવે છે. અને તેનો ઉપયોગ ઇમારત

બાંધવામાં થાય છે.આપણા દેશમાં એ પુષ્કળ ઠેકાણે મળી આવે છે ને બીજા દેશોમાં એ મળે છે.મુંબાઇ ઇલાકામાં સિંધ, કચ્છ, કાઠીયાવાડ, ગુજરાત, અને દક્ષિણનાં કેટલાંએક ઠેકાણાં,નિઝામના રાજ્યમાં શાહાબાદની આસપાસ તેજ પ્રમાણે ઉત્તર અને દક્ષીણ હિંદુસ્તાનમાં પણ ઘણે ઠેકાણે ચુનાના પથરાની ખાણો છે શાહાબાદ તરફ અને કાઠીઆવાડમાં તો ચુનાના પથરાનેજ ઇમારતના કામમાં સર્વત્ર ઉપયોગ કરે છે, અને કાઠીઆવાડ માંહેલા પોરબંદરના પથરા આ દેશના ઘણા ભાગમાં ઇમારતને માટે જાય છે તે પથરા પોરબંદરથી દક્ષિણ તરફ રાણાવાવ કરીને કસ્બો છે, ત્યાં આગળ ગીરનો ડુંગર છે ત્યાં એ પથરાની માતબર ખાણ છે, તેમાંથી કહાડે છે. અને તે ખાણ સુધી રેલવેનો ફાંટો લીધો છે તેથી એ બહાર ગામ ચઢાવવું સહેલું પડે છે.

ચૂનાના પથરા પણ અનેક જાતના થાય છે, પોરબંદરના પથરા જેવા કેટલાએક સફેદ અને મોટા દાણાના હોય છે. શાહાબાદના પથરા કાળા, લીસા, ઘટ અને ઝીણા દાણાના હોય છે: બીજા કાળા પથરા કરતાં તેના ઉપર સહેલથી કામ થઇ શકે છે, એ પથરા સાધારણ રીતે જો કે નરમ હોય છે તથાપિ ખુલ્લી હવામાં રહેવાથી તેનામાં થરપણું આવે છે. પણ હવા અને પાણીની અસરથી તેને ક્ષીણતા આવે છે વાસ્તેં જૂદા જૂદા પથરાની જાતનું ટકાઉપણું જૂદું જૂદું હોય છે. કાઠીઆવાડ માંહેલા એકલા પથરા ઘણા નરમ હોય છે, તેમાં રાજકોટની પાસેની લાલપરીની ખાણના પથરા તો આપણી ઇંટ કરતાં એ પોચા હોય છે. તેથી તે ઝટ ઘસાઇ જાય છે તેનો ઉપયોગ ઇંટ પ્રમાણે કરે છે. પણ પોરબંદર અને સહાબાદના પથરા ૧૦૦૦ વરસ ટકી શકે છે.

એવા પથરાનો ઇમારતના કામમાં ઘણો ઉપયોગ કરવામાં આવે છે. કારણ કે તે પથરાને પોલાદી કરવત વડે પાણી રેડીને કાપી શકાય છે. અને હથિઆરથી તેને તાસી પણ શકાય છે. ગ્રેટબ્રિટનમાં પણ એવા પથરા ઘણા મળી આવે છે. અને મોટી મોટી જાહેર ઇમારતો એથીજ બાંધવામાં આવે છે. એડીનબરોમાં શહેરના મોટા ભાગની ઇમારતો એવાજ પથરાથી બાંધેલી છે અને લંડનનું પાર્લામેન્ટ સભા ભરવાનું મકાન તથા સેંટપાલનું દેવળ એવાજ પથરનું બાંધેલું છે. એ પથરા ચુરાને પકવીને ખરચી ચુનો ( છો ) બનાવે છે. અને લીસી જાતના એવાજ પથરાની જાતને છાપવાની શિલા બનાવવામાં આવે છે.

## આરસ પહાણના પથરા.

આરસ પહાણના પથરા પણ ચુનાનોજ કારબોનેટ છે. અને ઉપર જે ચુનાના પથરા કહેવામાં આવ્યા તેના કરતાં એ ઉંચી જાતના હોય છે: જે ચુનાના પથરાની ઘટના સ્ફટિક રૂપ કણદાર સાંદ્ર હોઇને રેતી અથવા બીજી કોઇ ભુકી વડે ઘસીને જેના ઉપર સરાઇદાર ચળકાટ આવી શકે છે, તેને આરસપાહાણ અથવા સંગમરમર નામ આપવામાં આવે છે. આરસપહાણ ઉપર બીજી જાતનાં પથરા કરતાં છીદ્રો ઓછાં હોય છે, અને તેનાં પાનગાં પતરાં તો અરધા પારદર્શક પણ હોય છે- એ પથરા ઘણા રંગના હોય છે. તેમાં કેટલાએક કાળા અને કેટલાએક સફેદ દુધ જેવા હોય છે. અને કેટલાએક રતુમડા, પીળચપા, લીલા કે બદામી રંગના હોયછે. અને કેટલાએક ઉપર જૂદા જૂદા રંગના ડાઘા અથવા રેખા હોય છે. બીજા ખનિજ પદાર્થના ભેળથી તેને એ રંગ મળેલો હોય છે. હિંદુસ્તાનમાં એ પથરા ઘણી જગાએથી મળી,

આવે છે. જોધપુર સંસ્થાનમાં મકરાણાની ખાણનો પથર સફાઈદાર અને સફેદ હોવાથી તેના ઉપર નકશી કામ સારૂં થાય છે. પાલણપુરના રાજ્યમાં રજપુતાના, માળવા રેલવેનું સ્ટેશન રોહેથી પૂર્વના પ્રદેશમાં એવા પથર મળી આવે છે. અને અંબાજીની પાસેના પ્રદેશમાંથી પણ ઘણી જગાએથી મળી આવે છે. વળી રાણીના સ્ટેશનથી પૂર્વમાં એક સોનારાની ખાણ છે. તેમાંનો આરસ મોટા દાણાનો છે. તે પથરા વડે જૈનોનું ત્રીભુવન દીપના નામે પ્રચંડ દેરૂં સંવત ૧૪૯૬ માં કુંભા રાણાના અમલમાં બંધાયું છે. અને તે જૈનોનું મોટું ધામ છે. એ ઇમારતમાં ૧૪૪૪ એ જાતના આરસપહાણના સ્થંભો છે. અને રજપૂતાનામાં એવા આરસથી બાંધેલા દેરાં ઠામ ઠામ છે કેમકે ત્યાંથી એવા પથર ઘણા મળી આવે છે. કીસનગઢની પાસેથી પીળો આરસ મળી આવે છે. અને જબલપુરની પાસે નર્મદા નદીને બને કિનારે આ સફેદ પથરાના ખડક છે. તેમજ ઉત્તર હિંદુસ્તાનમાંથી એ જાતના પથરા મળી આવે છે. તેનો તાજમેહેલ જેવી સુંદર ઇમારત બાંધવામાં ઉપયોગ કરેલો છે, એવાજ પથરાની જયપુરની મૂર્તિઓ તો પ્રસિદ્ધ છેજ.

અલવર સંસ્થાનમાં ઝરી ગામ પાસે ધોળો આરસપહાણ મળી આવે છે, તેમજ ત્યાંથી પૂર્વમાં ૭ મૈલ ઉપર દાદિકર ગામ આગળથી પણ મળે છે. ત્યાંથી ૧૬ મૈલ ઉપર રામગર્ગની પાસે આવેલા મંડલામાં કાળો આરસપહાણ મળે છે. અને જયપુર સંસ્થાનમાં રૈવાલામાં ગુલાબી તથા કરડા રંગનો આરસ જડે છે.

**ઉપયોગઃ**—સફેદ આરસની મૂર્તિઓ, અને પુતળા કરવામાં ઘણો વપરાય છે. એ કામને સારૂ ઇટાલી દેશમાંથી તેની આવક ઘણી થાય છે. અને જમીન ઉપર ફરસબંધી કરવામાં તથા કબર ઉપરના લેખ કોતરવા સારૂ તખતિઓ તેમજ શોભાયમાન ઇમારતો અને દેરાંઓમાં નકશી કામ કરવામાં તે ઘણો વપરાય છે. હિંદુસ્તાનમાં હાલમાં ઇટાલીથી એવા પથરા ઘણા આવે છે, અને જાહેર બાવલાંઓ ઘણાખરા યુરોપથીજ આવે છે. તથાપિ આપણા દેશમાં એ કામ કરનારા નામીચા સલાટો છે કે જેણે દુનિયામાં પ્રસિદ્ધિ પામેલાં આબુ ઉપરના દેરાં બાંધ્યા છે. તેવા કારીગરો છે. અને આરસ પણ ઠામઠામ જડે છે, તો ચુડાવાળાઓએ આ ઉદ્યોગ તરફ ધ્યાન દોડાવવાની જરૂર છે. અને સરકારે તેને ઉત્તેજન આપવું જોઇએ છીએ.

## કમાવેલો ચુનો એટલે કોલ.

મકાન બાંધવામાં પથરા તથા ઇંટોને એક બીજા સાથે બેસાડવા સારૂ પીસેલા ચુનાનો ઉપયોગ કરે છે. તાજો પકવેલો ચુનો તથા ઝીણી રેતી અને પાણી એકઠાં કરીને ચક્કીમાં નાંખીને પીસીને તેનો કોલ બનાવે છે. જે જાતની છો હોય અને કામ વાસ્તે કોલ વાપરવાનો હોય તેના પ્રમાણમાં રેતી અને છોનું પ્રમાણ જૂદું જૂદું હોય છે; તથાપિ સાધારણ રીતે એક ભાગ છો અને ત્રણ ભાગ રેતી મેળવવામાં આવે છે. પથરા કે ઇંટની વચ્ચે કોલ પાથરીને તેને એક બીજા ઉપર બેસાડે છે. તે ચુનો હવા માંહેલા કાર્બોનિકઆસિડ ગ્યાસ ને શોષણ કરીને કઠણ થાય છે. ને તે વડે બંનેને પકડી રાખે છે. ચુના માંહેલું પાણી સુકાઇને વરાળ રૂપે ઉડી જાય છે. અને ચુનાએ હવા માંહેલો કાર્બોનિક આસિડ ગ્યાસ શોષણ કર્યાથી તે પાણીથી ઓગળતો નથી. ને તેને લીધે પાણી અથવા સરદીથી પણ તે પોચો થતો નથી.

ચુનામાં ઝીણી રેતી તથા ચિકણી માટી અને બીજા કોઈ ખનિજ પદાર્થ હોય તો તેનો કોલ સારો બને છે. અને તે પાણીમાં ઘટ્ટ અને કઠણ થઈને અગાસી કે ટાંકં જેવો પાણીને લગતાં કામો ઘણાં મજબૂત બને છે. તેમજ એવો બનાવેલો કોલ નદી ઉપરનાં પૂલના પાયા બાંધવા તથા સમુદ્ર અને નદીઓના કાંઠાના પુસ્તા બાંધવા વગેરે મજબુત બનાવવા કામમાં વપરાય છે. એકલી છોથી પાણીના કામ વાસ્તે મજબૂત બાંધકામ થઈ શકતાં નથી. તેમાં રેતી અને માટીની જરૂર છે.

## સિમેંટ.

સિમેંટ બનાવવામાં પથરા પણ કેટલીક જગ્યાએથી મળી આવે છે. તે કોઈ ખનિજ વસ્તુ સાથે મળેલા ચુનાના પથરા હોય છે. તથાપિ સિમેંટ મુખ્યત્વે કરીને પાણીના બાંધકામ કરવા સારૂ બનાવવામાં આવે છે. બજારમાં હાલમાં રોમન સિમેંટ અને પોર્ટલાંડ સિમેંટ એ નામની બે જાતની સિમેંટ વેચાવા સારૂ આવે છે. તેનું ટુંકું વર્ણન આ પ્રમાણે કરીએ છીએઃ—

પલાળેલા ચુનાની ભૂકી અને પુઝોલાના નામના નરમ અને સછીદ્ર પથરાની ભૂકીને સરખા પ્રમાણમાં ભેળીને રોમન સિમેંટ તૈયાર કરવામાં આવે છે. નેપલ્સના ઉપસાગરના કિનારા ઉપર પુઝોલી ગામની પાસે એવા પથરાની બનેલી રેતી મળે છે. તે ઉપરથી એ નામ પડેલું છે. અને રોમન લોકોએજ એનો શોધ કરીને પાણીના કામમાં ઉપયોગ કીધો તે ઉપરથી તે રોમન સીમેંટ કહેવાય છે. પુઝોલા રેતીમાં સેંકડે ૪૫ ટકા રેતી અને દશ ટકા લોઢાનો કાટ એટલે આક્સાઇડ હોય છે. ચાક અને ચીકણી માટીને હોજમાં નાંખીને તેમાં પાણી રેડી કુટે છે. ને ત્યાર પછી તે કુટેલા ગારાને બીજા હોજમાં મૂકીને કેટલાએક દિવસ રાખી મુકે છે. ને પહેલા હોજમાં જે તળીએ રહે છે તેને લોઢાના તાવડામાં સુકાવીને ગરમ કરે છે. ને પછી એક બે દિવસે ટાઢું પડયા પછી ભઠ્ઠીમાં મુકીને પકવે છે. ને પછી ખાણીયામાં ઘુંટીને ભુકો કરે છે. એટલે પોર્ટલાંડસિમેંટ તૈયાર થાય છે. તેનો ઉપયોગ કરતી વેલાએ તેમાં થોડી એક રેતી ભેળે છે, જે કામને વાસ્તે સિમેંટ વાપરવી હોય તે કામના પ્રમાણમાં રેતીના ભેળનું પ્રમાણ જૂદું જૂદું હોય છે. ઇમારતના કામમાં એક ભાગ સિમેંટ અને ત્રણ ભાગ રેતી નાંખે છે. અને ફક્ત ઉપર નાંખીને કુચો કરવાનો હોય તો એક ભાગ સિમેંટ અને નવ ભાગ રેતી મેળવે છે. અને એ એકઠા થએલા મિશ્રણનો એક તૃતિયાંશ પાણી ભેળે છે. હિંદુસ્તાનમાં કલકત્તામાં એ બને જાતની સિમેંટ બનાવવાના મોટા કારખાનાં છે. તેમજ મેસર્સ ટાટા કંપનીએ હાલમાં પોરબંદરમાં સિમેંટ બનાવવાનું એક કારખાનું ખોલ્યું છે.

## જીપ્સમ અને પ્લાસ્ટર ઓફ પારીસ.

તેજ આપણા દેશના ચિરોળી અથવા શારગોળા. જિપ્સમના પથરા હિંદુસ્તાનમાં કેટલેક ઠેકાણે મળી આવે છે. ગુજરાતના કાઠિયાવાડ પ્રાંતમાં ગોંડળના રાજ્યમાં એ જથાબંધ મળી આવે છે. તેમજ મારવાડના કોમલમેરના કિલ્લાની પશ્ચિમ તરફ રાણુકપુરના જંગલમાં મકરપારાના આકારનાં ચોસલાં જેવાં મળી આવે છે. એ બંને ઠેકાણાના નમુના મારી પાસે છે. મારવાડવાળા ચોસલાં પારદર્શક છે. તેને ઇંગ્રેજીમાં સેલેનાઇ કહે છે. વળી કોલ્હાપુર

સ્થાને માહેલા બુદરગઢની પાસેથી પણ એવા પથરા મળે છે. અને તે વિલાયતી પ્રમાણેજ ઉપયોગમાં આવે છે. ઇંગ્લાંડમાં પણ ચાર પાંચ ઠેકાણે એની ખાણો છે. અને ફ્રાન્સમાં રાજધાની પારિસ શહેરની પાસેજ તેની ખાણ છે.

જિપ્સમ એ નરમ સફેદ અનિજ પદાર્થ છે, અને તે નરમ હોવાથી નખ વડે છોલી શકાય છે. અને એને ચળકાટ પણ છે. એ લગારેક પારદર્શક અથવા પ્રકાશ ભેદ હોય છે. આનીજ એક બીજી જાત છે તેને આલાબાસ્ટર કહે છે. તેનો ઉપયોગ નકશીદાર વાસણો બનાવવામાં કરે છે. તે અતિ પોચો હોવાથી તે વાસણો તેનું કામ સરાણ ઉપર પણ થઇ શકે છે. તેનાં પવાલાં, પુતળાં, પેટીઓ વગેરે બનાવે છે. એનાથી ઉતરતી જાતના પથરાને પકવીને ભૂકી કરે છે. જીપ્સમ સલફ્યુરિક આસિડ સાથે ચુનો ભળીને તૈયાર થએલો પદાર્થ છે. તેથી એને ચુનાનો સલફેટ કહે છે. અને એમાં કુદરતી રીતેજ કેટલોક પાણીનો અંશ રહેલો છે.

જિપ્સમના પથરા ભઠ્ઠીમાં પાકીને કુટવાથી એનું ચુર્ણ ઝટ થાય છે. તેનેજ પ્લાસ્ટર ઓફ પારિસ કહે છે. એ ચુર્ણ પહેલ વહેલું પારિસ શહેરની પાસેજ કરવામાં આવ્યું હતું, તે ઉપરથી એનું નામ પડેલું છે. એ ભુકો પાણીમાં પલાળવાથી તેની લુગદી બને છે. ને સુકાયા પછી કોલની પેંઠે સખ્ત થાય છે. તેથી એનો છોની પેઠે ઉપયોગ થાય છે. ઇમારતો માંહેલી નકશીદાર છત, થાંભલા, મેહરાવ ઉપરના વેલબુટા, ફુલો વગેરે બનાવે છે. અને આરસપહાણના સાંધા બેસાડવા સારૂ ઉપયોગમાં લે છે. તેજ પ્રમાણે પદક, પુતળાં, ઢીંગલીઓ તથા તેનાં બીબાં બનાવનામાં તથા સ્ટીરીઓ ટાઇપ એટલે કાયમ છાપવાના અક્ષરોના બીબાં બનાવવા માટે પણ એ વપરાય છે. આપણી ગુજરાતી હોપવાંચનમાળા આ પ્રમાણે તૈયાર કરેલા દસ્સાથી છપાતી હતી. વળી એના બનાવેલા બીબાં ( મોલ્ડ ) માં ધાતુનો કે કાચનો રસ રેડવાથી આબેહુબ તેની નકલ થાય છે. અને છોલાણું કરવા સારૂ જ્યારે તે ઉપયોગમાં લે છે ત્યારે એ ત્રાપાણની બરાબર માંહે રેતી ભેળીને કામમાં લે છે. પણ બીબાં તૈયાર કરવામાં તે એકલુંજ વાપરે છે. આપણા દેશી વૈદો પણ તેનો ઓસડના કામમાં ઉપયોગ કરે છે. સંપૂર્ણ.

# મારી આભડછેટ.

( લેખક—શા. અમૃતલાલ સુંદરજી પદીયાર. )

બંધુઓ ! પ્રથમ મને આભડછેટ પાળવામાં બહુ મજા પડતી, કારણ કે હું એમ સમજતો કે આભડછેટ પાળવાથી બહુ પવિત્રતા રહી શકે છે, આભડછેટ પાળવાથી મનને અંકુશમાં રાખવાનું શીખાય છે, આભડછેટ પાળવાથી કેટલીક જાતની અગવડો ભોગવી લેતાં આવડે છે, આભડછેટ પાળવાથી કેટલીક જાતની તિતિક્ષા સહન કરી શકાય છે, આભડછેટ પાળવાથી મનમાં કેટલીક જાતનું બળ આવી જાય છે, અને આભડછેટ પાળવાથી ધર્મના કેટલાક નિયમો એની મેળે પાળી શકાય છે. માટે આભડછેટ પાળવામાં મને બહુ મજા પડતી હતી. પણ અફસોસ કે એ કાંઇ એટલામાંજ અટકી રહેતી નહોતી. પણ જેમ જેમ આભડછેટ વધતી જતી હતી, તેમ તેમ મારૂં અભિમાન પણ વધતું જતું હતું. તેથી મને એમ લાગતું કે, અમેજ સૌથી ઉંચા છીએ અને બીજા સૌ અમારાથી નીચા છે. એટલુંજ નહિ પણ આવી લાગણી દ્રઢ થઇ જવાથી ભ્રાતૃભાવની ઇશ્વરી સગાઇમાંથી હું ખસતો જતો હતો. અને છેડા વગરના અભેદના રસ્તામાં જવાને બદલે હું ટુંકા 'સરકલ' માં પડી ગયો હતો. તેમાંથી બચાવી લેવા માટે મારા વિચારોમાં આવીને એક દિવસ મારા વ્હાલાએ મને કહ્યું કે બેટા? મોક્ષ ક્યાં છે? મોટાઇના અભિમાનમાં કે નમ્રતામાં? સૌને નીચા ગણવામાં કે સૌને ઉંચે ચડાવવામાં? બીજાઓનો તિરસ્કાર કરવામાં કે બીજાઓને મદદ કરવામાં? ભાઇબંધી વધારવામાં કે ભાઇબંધી તોડવામાં? ભિન્નભાવ રાખવામાં કે સમાનતા રાખવામાં? નાનકડા કુંડાળામાં કે છેડા વગરના અનંતપણામાં? બનાવટી બંધનોમાં કે કુદરતી છુટાપણામાં? અને તને ગમતી તારા નજીવા સ્વાર્થની કલ્પના પ્રમાણે રમ્યા કરવામાં કે પ્રભુના હુકમો પાળવામાં? બોલ, મોક્ષ ક્યાં છે? એ સાંભળીને હું શરમાઇ ગયો અને શું જવાબ દેવો તેનાં વિચારમાં પડી ગયો. એટલામાં મારા વ્હાલાએ કહ્યું કે બેટા! હવે તારે આભડછેટની જાળમાંથી છુટવું જોઇએ. અને હવે તારે જગતમાં ભ્રાતૃભાવની ઇશ્વરી સગાંઇ વધારવી જોઇએ. એ સાંભળીને મેં પૂછ્યું કે "ત્યારે શું આભડછેટ પાળવી એ ખરાબ છે? શું એથી ઘણી જાતનાં પ્રાપોથી નથી બચાતું? શું એથી મન નથી રોકાતું? અને શું એથી ધર્મ પાળવામાં એક જાતનું બળ નથી આવતું!" એ સાંભળીને મારા વ્હાલાએ કહ્યું કે, "બેશક, શરૂઆતના વખતમાં સાધકને આભડછેટની કેટલીએક બાબતો પાળવાની જરૂર છે, એ વાત સાચી. પણ આભડછેટના અભિમાનમાં કાંઇ મારા જીવોને હલકા ગણાય નહિ. આભડછેટના ખુમારીમાં કાંઇ ભ્રાતૃભાવની ઇશ્વરી સ્નેહની સાંકળને તોડી નંખાય નહિ. આભડછેટનાં બહારનાં બનાવટી બંધનો સારૂ કરીને કાંઇ અલૌકિક આત્મિક શક્તિઓને દાબી નંખાય નહિ. અને ચોક્કસ સંજોગોને લીધે પોતાના મનને ગમી ગએલી આભડછેટ પાળવા સારૂ કરીને કાંઇ મારા હુકમો તોડાય નહિ. માટે તારે હવે આભડછેટની જાળમાંથી છુટવું જોઇએ. કારણ કે

આપદાદાની રીતિ પ્રમાણે અમે સૌથી ઉંચા છીએ એમ સમજ્યા કરવું અને એ ખુમારીમાં બીજાઓનો તિરસ્કાર કરીને મનમાં ફુલાયા કરવું એમાં કાંઇ મોટી વાત નથી. પણ વ્યવહારિક દ્રષ્ટિએ પોતે ઉંચો છતાં પણ પોતાના સ્વાર્થનો ભોગ આપીને પોતે નીચે ઉતરવું અને બીજા નીચે રહેલાઓને ઉંચે ચડાવવા એજ ખૂબીની વાત છે, એજ મારૂં વ્હાલું કામ છે. અને જે મારા કૃપાપાત્ર હોય તેનેજ એ કામ હું સોંપું છું. માટે જો તારે મારા રસ્તામાં આગળ વધવું હોય તો તું નીચે ઉતર અને નીચે રહી ગએલા તારા બંધુઓને ઉપર ચઢાવ. એમ કર્યા વિના તારો આરો આવવાનો નથી ".

બંધુઓ ! મને મારા વ્હાલાનો આવો હુકમ થયો છે. માટે હું તમને કહું છું કે જો તમે પણ આમનું કાંઇ પાળી શકો તો ધ્યાનમાં રાખજો, જો કે હું પોતે તો હજી સુધી એ હુકમ જેવો પાળવો જોઇએ તેવી રીતે પાળી શકતો નથી અને પોલમપોલમાંજ પડયો જાઉં છું। પ્રભુ ! દયા કરો. દયા કરો. દયા કરો. આ તમારી કૃપાનો લાભ નહિ લેનાર ઉપર દયા કરો.

---

# સાહિત્ય સમાલોચન.

**ઇંદ્રજીત વધ**—કર્તા રા. દોલતરામ કૃપરામ પંડયા, નડીયાદ. પ્રકાશક રા. નયનસુખલાલ હરિલાલ પંડયા, એમ. એ; એલએલ બી; સોલીસીટર-મુંબઇ હાઇકોર્ટ, ૩૧, હમમ સ્ટ્રીટ, કોટ, મુંબઈ. બીજી આવૃત્તિ, પાનાં ૨૫૦. કાગળ અને પૂઠું ઉત્તમ, છપાઇ " નિર્ણયસાગરની ".

( ગતાંકમાં ઉક્ત ગ્રંથનું અવલોકન સ્થલાભાવથી અપૂર્ણ આપેલ હોવાથી બાકીનો ભાગ નીચે આપવામાં આવે છે. તંત્રી-' સત્ય ')

સીતા પણ આનો ઉત્તર આપતાં આદર્શ શું છે, તે ટુંકમાં જણાવે છે, અને કહે છે કે તેવે આદર્શ જો પાળી ન શકાતો હોય તો પુનર્લગ્ન ભલે થાય:—

મતત અસત સ્વપ્ન સુષુપ્તિમાં, મગ્ન નહુ ગ્રહું ગૃહાશ્રમાં,
વિષયથી પણ જે પરનું ચરે પુનરલગ્ન ભલે કરતાં ફરે.
મૃતધણી વિસરી જઇ સુંદરી, ધરમત્યાગ કરી મદની ભરી,
વિજનમાં વ્યભિચાર ઘણા કરે, પુનરલગ્ન ભલે કરતી ફરે.
યુવક વાકપટુ સુંદર ને બળી, નિરખતાં વિષયે થઇ પુંશ્ચલી,
કુટિલ કર્મ અહોનિશ આદરે, પુનરલગ્ન ભલે કરતી ફરે.
અમર અંતરમાં મન ધારતાં, હૃદયવલ્લભની છવિ ધારતાં,
ન શિખતાં રમણી રમતી ફરે, પુનરલગ્ન ભલે કરતી ફરે.
મૃત સજીવન તો પણ જો પતિ, હૃદયથી સમજે પ્રમદા પતિ,
મન વિકાર પછી ક્ષણ ના ટકે, પતિવ્રતા છારો પતિને છકે.

—— રાવણ અનીતિથી સીતાનું હરણ કરી લાવ્યો હતો, તેથી યુદ્ધ જાગતાં રાવણપુત્ર ઇંદ્રજીતને રણાંગણમાં જવું પડ્યું. તેની સ્ત્રી સુલોચના એ પ્રસંગે કહે છે:—

જય ને યશ આજ લગી કરતા, અબળા જનના ભય સંહરતા;
અતિ પ્રીતિ ધરો જવ હોય સતી, કયમ છેક ગઇ અટલાઇ મતિ !
જયમ આપ તણી ત્યમ અન્ય-પ્રિયા, કયમ તે પ્રતિ થાય અયોગ્ય ક્રિયા ?
કુળ ધર્મ થકી પતિ ! તાત ખસ્યા ! ધિક ! કેમ થઈ વિપરીત દશા !
કદિ સારસ-જોડ જુદી કરતાં, ટળવી મરશે વપુને ઘસતાં;
કકળી ઉડતાં મસ આંતરડી, કરશે વિભુ આંખ ઘણી કરડી.
રવિવંશજ સાથ પ્રપંચ કરી, અબળા-જન સાહ્ય-વિહીન હરી;
રાક ભિક્ષુક શ્રી અધિરાજ થયા, ઉપકાર છતાં ન અણાઈ દયા.
ન ઘટે, ન ઘટે, મુજ પ્રાણપતિ, હરવી વિષયાર્થ પવિત્ર સતી:
કુળ-દીપક કાજળ કેમ ઝરે ? સ્વપ્ને ન સુધા વિષ દોષ ધરે.

વીરત્વપૂર્ણ વાણી અને સુંદર અલંકારવાળી આ લીટીઓ બોલ્યા પછી સુલોચના ઉપદેશે છે.—

શશિહીણ ભયાન્વિત છે રજની, પતિવીણ જણાય સુકી સજની;
જયમ પુત્રવિના ઘર માણસનું, ત્યમ નીતિવિના અતિ શૂરપણું.
ધન વીર જનો કદી મેળવશે, પણ ધર્મ વિના ન ગ્રહી શકશે;
નય ન્યાય વિવેક સુધર્મ ધરો, સુખ શાંતિ સુધારસ પાન કરો.
ગજશૂકર સિંહ બલિષ્ઠ ઘણા, પણ સર્વ અધીન મનુષ્ય તણા;
પળ નીતિ સમીપ ન શૌર્ય ટકે, જગચક્ર સુનીતિવિના અટકે.

સાર કે,—

( દોહા. )

કોય વાત્રીને હોંસથી કેશાં લણવા જાય,
મૂરખ તેને માનવો, હોય રંક કે રાય.
રાવણના વ્યભિચારનો, કરી સુરારિ પક્ષ,
અજીત નામ ધરાવતો, થયો કાળનો ભક્ષ.
માટે ત્યજીને દુષ્કૃતિ, ગ્રહી સુકૃતિનો સંગ,
સિદ્ધ કરી પુરુષાર્થને પ્રકટ જણો શ્રીરંગ.

કાવ્ય બહુજ સુંદર છે, અને હાથમાં આવ્યા પછી પૂર્ણ કર્યા વિના છોડવાનું મન થતું નથી, આજકાલ તો આવાં કાવ્યોનાં સ્વપ્નાંજ થયાં છે ! અમારી ભલામણ છે કે આ કાવ્ય રસિકે કાવ્ય જરૂર વાંચવું ઘટે છે. રા. નયન પંડ્યાએ આવા સુંદર કાવ્યનો રસ અમને ચખાડવા માટે અમે તેમના અનુગ્રહીત છીયે.

**સ્વર્ગની સડક**—પાકું પૂઠું. પાનાં ૫૦૦ ઉપરાંત. કાગળ એન્ટીક, કિંમત રૂ. ૨ ] હાથી બીલ્ડીંગ, કાલબાદેવી રોડ, મુંબઈ. કર્ત્તા પાસેથી પ્રાપ્ય.

પુસ્તકના નામની પછી અમે હમેશાં લેખકનું નામ લખીએ છીએ, પણ આ પુસ્તકમાં અમે તેમ જાણી જોઈને કર્યું નથી. કારણ સ્પષ્ટ છે. ' સ્વર્ગ ' નું નામ આવતાંજ તેના લેખક હોવાનો ઈજારો પટો રાખનાર રા. અમૃતલાલ સુંદરજી પઢીયારનું નામ તરત યાદ આવે છે. આ પુસ્તક રા. પઢીયારની ' સ્વર્ગસીરીઝ ' માં ઠરાવ્યું આવે છે, અને પ્રસ્તાવનામાં પોતાના આગલાં પુસ્તકો જોડે એ પુસ્તકનો ભેદ બતાવતાં કર્ત્તા લખે છે કે: " આ પુસ્તકનું નામ ' સ્વર્ગની સડક ' પાડવાનું કારણ એ છે કે એમાં જે જે બાબતો આવેલી છે તે દરેક સ્વર્ગનો સીધો રસ્તો બતાવનારી છે." પોતાના પુસ્તકોમાંના પુનરુક્તિ દોષનો

બચાવ કરતાં લેખક લખે છે કે:—" ભક્તિ માર્ગનાં પુસ્તકોમાં, તો નવા નવા રૂપમાં અને જુદાં જુદાં દૃષ્ટાંતોથી વારંવાર એની એ વાતો કહેવીજ પડશે. કારણ કે જ્યાં સુધી એની એ વાતો વારંવાર લોકોને કાને પડે નહિ ત્યાં સુધી સાંસારિક લોકો જલદીથી તેને પકડી શકતા નથી. " અમે કહીશું કે જ્યાં સુધી એમનાં પુસ્તકોનાં નામ સ્વર્ગ સંબંધી હશે ત્યાં સુધી તેમાં પુનરૂક્તિ દોષ આવવો સર્વથા સ્વાભાવિકજ છે!

પ્રસ્તુત પુસ્તકમાં ૧૬૬ દાખલા આપવામાં આવ્યા છે, અને તે હમેશની માફક 'ચૂરણ પાચક'ોજ નીવડશે, એવો પૂર્ણ સંભવ છે!

**જગવિખ્યાત પુરૂષો** ( ભાગ ૨ જો. )—અનુવાદક રા. રત્નસિંહ દીપસિંહ પરમાર તથા નગરલાલ જાદવજી ઠક્કર. પ્રકાશક " સસ્તું સાહિત્ય ". પાનાં ૩૦૭. પાકું પૂઠું. કીમત ૦॥≡ (પોસ્ટેજ માફ).

ચરિત્રમાળા, પુસ્તક ૩૫–૩૬ ના આ મણકામાં કાર્લાઇલ, જૉનસન, અને બર્કલી એ ત્રણ પાશ્ચાત્ય મહા પુરૂષોનાં ચરિત્રો આપવામાં આવેલાં છે. જૉન્સનના ચરિત્રમાં આ માસિકમાં પ્રકટ થયેલા ચરિત્રનો પણ આધાર લેવામાં આવ્યો હોત તો વધારે સારૂં થાત, એવો અમારો નમ્ર મત છે. એ ત્રણે મહાપુરૂષોના ફોટાની પણ ઓછી અગત્ય જણાતી નથી.

પણ ભાષાંતરવિષે કંઇક લખવું અત્રે અમને જરૂરી જણાય છે, કારણ કે આ પુસ્તકના ભાષાંતરકારોએ અત્યાર પૂર્વે અનેક ભાષાંતરો કર્યાં છે અને કરશે, અને તેથી જો તેમને વિશેષ પ્રયત્ન શિવાય સુધારી શકાય તેવી ભૂલો બતાવી દેવામાં આવે તો સારૂં. પણ તેથી કોઇએ એમ ન ધારવું કે એ ભૂલોથી રસમાં ક્ષતિ થાય છે. એ ભૂલોથી ચરિત્રના લેખની ઉત્તમતામાં વાંધો આવતો નથી. ભાષા સરળ છે, અને મૂળ ચરિત્રો પણ સારાં લખાયલાં જણાય છે.

અનુવાદકોએ અમારી નીચલી સૂચનાઓપર ધ્યાન આપવાનું છે:—' હમણા ' ને બદલે ' અધુનો ' ' પોતાનાં ' ને બદલે ' સ્વતના ', ' ઘરમાં ' ને બદલે ' ગૃહમાં, ' ' જો ' ને બદલે ' યદાકદાચિત્ ', ' તત્વજ્ઞાનીમાં ' ને બદલે ' તત્વજ્ઞાનીની અંદર, ' વગેરે પ્રયોગો જેમ કર્ણ–કઠોર લાગે છે તેમજ ' કામ ' ને બદલે ' કામગીરી ', ' બનાવ ' ને બદલે ' પ્રકાર, ' ' સભા ' ને બદલે ' મંડળી, ' નવલકથાકાર ' ને બદલે ' કાદંબરીકાર, ' ' સ્વાભાવિક રીતે ' ને બદલે ' સાહજીક રીતે ' જેવા મરાઠી પ્રયોગો પણ સારા લાગતા નથી. આ અપરિચિત મરાઠી શબ્દોને લીધેજ એક ઠેકાણે ( પાનું ૨૭ ) કદાચ મુદ્રકરે પોતાની અક્કલનો ઉપયોગ કરી ' સાહજીક રીતે ' ને ઠેકાણે ' સાહસિક રીતે ' કરી નાંખ્યું છે! વળી મરાઠી ઉચ્ચારો મુજબ લખાતા ઇંગ્રેજી શબ્દોને પણ તેમનું મૂળ સ્વરૂપ આપવું ઘટે છે. મરાઠીઓ સાદા ' વ ' ને બદલે ' વ્હ ' લખવાના, કેટલાક આધુનિક સાક્ષરોના માફક, બહુ શોખીન જણાય છે, તેમજ તેમના બીજા કેટલાક ઉચ્ચારો પણ વિચિત્ર હોય છે. દાખલા તરીકે આજ પુસ્તકને ૧૪૬ મે પાને ફુટનોટમાં મહાકવિ મીલ્ટનના Paradise Lost નો ઉલ્લેખ છે. મૂળ મરાઠીમાં તે " પ્યારા ડૈસ લૉસ્ટ " લખાયું હોવું જોઇએ જે પરથી અનુવાદકે પણ તેમજ રાખ્યું છે, જે ઉચિત નથી. ગુજરાતીઓ હજુ, સારે નસીબે, ' પૅરડાઇસ લૉસ્ટ ' જ બોલે છે તેથી મીલ્ટનના ઉક્ત પ્રખ્યાત કાવ્યનું નામ પણ જેણે સાંભળ્યું હોય તેવો અનુવાદક કદી પણ મરાઠી ઉચ્ચાર રાખત નહિ. અમે આશા રાખીએ છીએ કે અનુવાદકો અમારી આ સૂચના પર લક્ષ આપશે.

**અહિચ્છત્ર–કાવ્યકલાપ**—સંયોજક અને પ્રકાશક રા. દયાશંકર ભાઇશંકર શુક્લ, આસિ. માસ્તર, સાર્વજનિક હાઇ સ્કુલ, સુરત. પૃષ્ઠ સંખ્યા ૨૨૫. કિંમત દશ આના, કાચું પૂઠું.

અહિચ્છત્ર કહેતાં પ્રશ્નોરા નાગર જ્ઞાતિના પ્રાચીન અને અર્વાચીન કવિઓનાં કાવ્યોમાંથી ચૂંટી કાઢેલાં કુલામ કાવ્યોનો આ સરીક સંગ્રહ છે, અને રા. મણીશંકર રત્નજી ભટ્ટ તથા રા. કેશવલાલ હરિરામ ભટ્ટ જેવા પ્રખ્યાત લેખકોનાં કાવ્યોનો રસ એ સંગ્રહમાંથી પીવા મળતો હોવાથી તે જ્ઞાતિઅભિમાની પ્રશ્નોરાઓને તેમજ અન્યોને પણ ઉપયોગી થઇ પડવાનો પૂરતો સંભવ છે.

૩.

**સસ્તાં સાહિત્યનું શાંતિપર્વ**—પાનાં ૮૫૦ મોટા કદનાં. મૂલ્ય રૂ. ૨॥ સોનેરી પાકું પૂઠું. ૧૯૭૧ દીવાળી સુધી ચાર આનાં ઓછા. કાગળ ઉંચા–એન્ટીક.

બૃહદ્ગ્રન્થમાળાના બૃહદ્ સાહસનો આ સાતમો મણકો છે, અને તે સંશોધન કરાતી દરેક શ્લોકની સંખ્યાસાથે, તેમજ દરેક અધ્યાયની વિસ્તૃત અનુક્રમણિકા સહિત, પ્રક્ષિપ્તવિક્ષિપ્તને જુદું પાડવાની માથાફોડમાં પડયા શિવાય, પ્રકટ કરવામાં આવ્યો છે. "ગુજરાતી" પ્રેસે મહાભારતનું આખું ભાષાંતર રૂ. ૩૦ની કીંમતે જ્યારે બ્હાર પાડવા ધાર્યું છે, ત્યારે આ સંસ્થાએ તે રૂ. ૧૨) માં, અને પહેલાએ **અગાઉથી નાણાં આપી** ગ્રાહક થાય તેને રૂ. ૨૫) માં ત્યારે આ સંસ્થાએ **માત્ર રૂ. ૧) ડીપોઝીટ મેલી** ગ્રાહક થનારને રૂ. ૧૦) માં, તે આપવાની યોજના કરી છે ! મહાભારત, કે જે પાંચમા વેદ સમાન ગણાય છે, તેનો આવી સસ્તી કિંમતે પ્રચાર કરવા સારૂ પ્રકટકર્તા સંસ્થાનો જનસમાજપર ખચિત બહુ ઉપકાર થશે. મહાભારતના અઢારે પર્વમાં શાંતિપર્વ નિરશંક સૌથી સુંદર તથા સર્વોત્તમ ધર્મ પ્રતિપાદક પર્વ છે. તે પ્રથમ પ્રકટ કરવામાં ઉત્તમતાનો ક્રમ સચવાયો છે. કિંમત આશ્ચર્યકારક રીતે અલ્પ છે.

**ભારતના મહાન પુરૂષો** ( ભાગ ૨ જો ) પ્રકાશક "સસ્તું સાહિત્ય," અમદાવાદ. પૃષ્ઠ સંખ્યા ૩૦૦. સુંદર પાકું પૂઠું. ઉત્તમ કાગળ. મૂલ્ય રૂ. ૧)

ચરિત્રમાળાના ૩૨–૩૪ મા મણકા તરીકે પ્રસ્તુત પુસ્તક પ્રકટ થયું છે. જેમાં મહાત્મા તુકારામ અને રાનડેનાં ચરિત્રો આપવામાં આવેલાં છે. પ્રથમ ચરિત્ર ભરૂચ નિવાસી રા.મગનલાલ હરિકૃષ્ણ મહેતાએ મરાઠી પરથી અનુવાદિત કર્યું છે અને બીજું મુંબઇ નિવાસી રા. મગનલાલ માણેકલાલ ઝવેરીએ મીસીસ રાનડે લિખિત ચરિત્રને મુખ્ય આધારે, પણ પુષ્કળ બીજા ચરિત્રોનો આધાર લઇ, લખેલું છે. પાછલા લેખકે રાનડેના સંસાર સુધારાના વિચારોનો અભ્યાસ કરી સંસાર સુધારાપર એક જુદું વાંચવા યોગ્ય પ્રકરણ પણ લખ્યું છે. બેઉ મહાત્માઓ એટલા બધા જાણીતા છે કે તેમના ચરિત્રોની ઉત્તમતા વિષે બે મત છેજ નહિ અને તેથી વિશેષ કહેવાની કશી જરૂર રહેતી નથી.

**નશીબ ફેરવવાની કુચી**—લેખક રા. અમૃતલાલ સુંદરજી પઢીયાર. પ્રકાશક મકનલાલ મ. ગુપ્ત વ્યવસ્થાપક અને માલિક–"આર્ય સુધારક" વડોદરા. પાનાં ડેમી આઠ પેજી ૧૩૨. કાગળ છપાઈ સારાં. કિંમત માત્ર ચાર આના.

રા. અમૃતલાલે પોતાની સ્વર્ગની સોલ એજન્સીથી અન્ય જે કાંઈ બેચાર ચીજોનો વ્યાપાર કર્યો છે તેમાંની આ એક છે, અને તે **यादशी भावना यस्य सिद्धिर्भवति तादशी** ના સિદ્ધાંતપર રચવામાં આવેલી જણાય છે. દરેક ચીજ નશીબથીજ થાય છે એવી ભૂલભરેલી સાધારણ જનસમાજની માન્યતા દૂર કરવાનોજ લેખકનો પ્રયત્ન હોવાથી તેમણે આ પુસ્તકને **નશીબ ફેરવવાની કુંચીનું** નામ આપ્યું જણાય છે. લેખક પુસ્તકની સમાપ્તિમાં કહે છે: "શુભેચ્છા એ આપણું **હોકાયંત્ર** છે...માટે શુભેચ્છા હોકાયંત્રને ( કે જેને ગમે તેવા તોફાનમાં પણ ખલાસીઓ અળગા કરતા નથી ) પકડી રાખો એટલે ધીરેધીરે, આગળ વધશો...ઉંચી જાતનો આનંદ મેળવવો હોય અને ઉન્નતિના રસ્તામાં આગળ વધવા માટે મહાન્ ગતિ મેળવવી હોય તો શુભેચ્છારૂપી વિજળીપર કાબુ મેળવતાં શીખો,...શુભેચ્છારૂપી સોમરસ પીતાં શીખો. નરમાંથી નારાયણ થવું હોય તો શુભેચ્છા રાખતાં શીખો ( કારણ કે ) મહાત્માઓની એજ શીખામણ છે, શાસ્ત્રનો એજ હુકમ છે, ઈશ્વરની એજ ઇચ્છા છે." "આઇબંધ, આર્ય સુધારક".ના પ્રથમ વર્ષની ભેટ દાખલ તેના ગ્રાહકોને અપાયેલું આ પુસ્તક સાધારણ પ્રજાએ ખાસ વાંચવા યોગ્ય છે, અને ચાર આના કીંમત પણ બહુ વાજબી છે.

**ઇન્દિરા**—( એક સમાજીક નવલકથા ) કર્ત્તા રા. વિષ્ણુ ધોંડદેવ કર્વે, અનુવાદક શ્રીમતી સૌ. પ્રિયમતી શુકલ. પાકું પૂંઠું. પાનાં ૨૮૦. કિંમત રૂ. ૧ કાગળ છપાઈ સાધારણ.

શ્રીમતી સૌ. પ્રિયમતી શુકલ, કે જેઓ અમારી સમજ મુજબ આજદિન સુધી એકલાંજ સ્ત્રી લેખક છે, કે જે મરાઠી ભાષામાંથી ગુજરાતી અનુવાદો કરી શક્યાં હોય, તેમનાથી અમારા વાંચકો સુપરિચિત છેજ, તેઓ એક લેખક પિતાનાં લેખક પુત્રી છે. તેમના એક પુસ્તક " જ્યારે સૂર્યોદય થશે " ની સમાલોચના ઓગસ્ટના ' સત્ય ' માં કરવામાં આવ્યા પછી તેમના તરફથી અમને આ બીજી ભેટ થઇ છે. અમે ગઇ વખતે એમની અનુવાદશક્તિની પ્રશંસા કરતાં દુઃખદ હૃદયે જણાવ્યું હતું કે એ બ્હેન લેખ કરતાં લેખક પર વધુ વિશ્વાસ રાખવાથી ઉત્તમ પુસ્તકની ચુંટણી કરવામાં નિષ્ફલ નીવડયાં છે. પણ પ્રસ્તુત પુસ્તકમાં તેમના જણાવવા મુજબ " જે પાત્રો લાવવામાં આવ્યાં છે તે વ્યવહારમાં વારંવાર નજરે પડનારાં છે. વ્યભિચાર અને મદિરાદિ દુર્વ્યસનોમાં ફસાઇ પડવાથી મનુષ્ય પોતાપણું વિસરી જાય છે, અને થોડીક ઠોકરો ખાય, પછી કેવા ઠેકાણે આવે છે એ આ પુસ્તકમાં વિસ્તાર પૂર્વક દર્શાવવામાં આવ્યું છે. પુનર્વિવાહની આવશ્યકતા છે; પરંતુ તે કરવામાં જે વિચાર કરવાની જરૂર છે તે ન કર્યાથી પાછળથી કેવી ફજેતી થાય છે એ ભાઉસાહેબના ઉદાહરણપરથી ચોકખું માલમ પડે છે. વૃદ્ધાવસ્થામાં લગ્ન કરી દુનિયામાં પોતાની હાંસી કરાવનારા ઘણા લોકો આપણા સમાજમાં દ્રષ્ટિગોચર થાય છે, તેઓને શશીપંતનું ઉદાહરણ વિચારવા જોગ થઇ પડયા શિવાય રહેશે નહિ. સખારામભટ જેવા પૈસાને માટે ગમે તે કરનારાં ઇસમો પણ ડગલે ડગલે નજરે પડે છે. ત્હેમની સ્થિતિ આખરે દુઃખી થાય છે. અને કોકીલા જેવી વેશ્યાઓ કોઇ કોઇ વખત મિટવાઈફ કિંવા મુહેતી બની સારા ખાનદાન કુટુંબોમાં પગપેસારો કરતી દ્રષ્ટિએ પડે છે, તેવાઓના દેખાવપર ન ભૂલતાં તેવાઓને દૂરજ રાખવાં એ નૈતિક દ્રષ્ટિથી જોતાં હિતકારક છે. એક બીજાની પસંદગીથી થએલાં લગ્ન કેવાં સુખરૂપ અને આનંદકર નીવડે છે તે કૃષ્ણરાવ અને ઇન્દિરાના લગ્નપરથી સ્પષ્ટ જોઇ શકાય છે. જાતિભેદના બંધન તોડી નાંખવાથી કૃષ્ણરાવને જેમ જુદી જુદી જાતની બે સદ્ગુણી સ્ત્રીઓનો લાભ થયો તેવો લાભ થવાનો સંભવ છે. જાતિભેદથી સમાજની હાડમારી થાય છે, એ કૃષ્ણરાવનું કહેવું મનન કરવા યોગ્ય છે. સારાંશ, સમાજ, રૂઢિ, અને ચાલુ જમાનાની સુધારણા સંબંધી સમયાનુસાર વિચાર કરી સાંપ્રત સમયમાં ગ્રાહ્ય અને અગ્રાહ્ય શું તે, તેમજ ગૃહસ્થાશ્રમમાં સુખકર અને દુઃખકર માર્ગ કયો ઇત્યાદિ અનેક પ્રકારના પ્રસંગનાં ચિત્રો યથાશક્તિ આલેખવાનો આ પુસ્તકમાં પ્રયત્ન કરવામાં આવ્યો છે. " જો કે જોડણીમાં, ભાષામાં, તથા અનુવાદપદ્ધતિમાં સુધારાની હજી ઘણી આવશ્યકતા છે, અને મરાઠી નામોને બદલે ગુજરાતી નામો મેલ્યાં હત તો વધારે સારું થાત, છતાં એક ' અબલા ' ને હાથે થયેલા આ સ્તુત્ય પ્રયત્ન વધાવી લેવા યોગ્યજ ગણાવો જોઇએ, કારણ કે અર્થનો અનર્થ કરનારા કેટલાક પુરૂષ અનુવાદકો કરતાં એમનો અનુવાદ ઘણું દરજ્જે ચઢીયાતો છે. વૈધવ્યનાં તાજાં કારી ઘા સહન કરવામાં એ બ્હેનની સાહિત્યપ્રવૃત્તિ મદદ કરે, અને એ દિશામાં એમનો ઉત્સાહ વધે, એવું અમે ઇચ્છીએ છીએ.

**શુદ્ધ સનાતન ધર્મ કેવો જોઈએ?**—( અર્થાત્ " આત્મારામ અનુભવ, પુસ્તક ૧ લું, નો ઉત્તરાર્દ્ધ )—કર્ત્તા અને પ્રકાશક ડોકટર આત્મારામ કેશવજી દ્વિવેદી, ડિસ્પેન્સરી, કચ્છ–અંજાર. પાનાં ૬૮, મોટાં કદનાં. કિં. ૪ આના ( પણ કોઇ ગૃહસ્થ પ્રતિજ્ઞાપૂર્વક લખી મોકલે કે તેની પાસે પૂર્વાર્દ્ધ છે, અને તે તેણે શ્રદ્ધાપૂર્વક વાંચ્યો છે, તો માત્ર બે આનાની ટીકીટ બીડવાથી મફત. )

ડોકટર આત્મારામજીના " આત્મારામ–અનુભવ " ની લાંબી સમાલોચના અમે ગયે વર્ષે ઓગસ્ટના " સત્ય " માં કરી હતી. ( એ આખી સમાલોચના પ્રસ્તુત પુસ્તકને અંતે ઉતારી લેવામાં આવી છે. ) પૂર્વાર્દ્ધની પ્રસ્તાવનામાં ડોકટર સાહેબે લખ્યું હતું કે " જો હજી જીવનદોરી લંબાઇ અને ઉત્સાહ છે તેવો કાયમ રહ્યો તો બીજા ભાગો સાહિત્ય, રાજ્યપ્રકરણ અને વૈદક વગેરેના નોંધના છે તે

પ્રગટ કરવા વિચાર છે. " પરંતુ કર્તા જણાવે છે કે તેમના " ધર્મપ્રેમી મિત્રોએ ધર્મ સંબંધી પ્રકરણ કંઇક અધુરૂં રહી ગયું હોય તેમ સૂચનાઓ કરી, " જે આ પુસ્તક રૂપે પરિણમી છે.

પ્રસ્તાવનામાં જ્યોતિર્વિદ પંડિત કાર્તાતિકર્ને કેટલાક આક્ષેપો મારી સનાતન ધર્મ વિષે કર્તાને પોતાને "એક તટસ્થ તરીકે એક સનાતની મિત્ર સાથે જે સવાલ જવાબ થયા છે" તે આપ્યા છે; જેમાં તીર્થોનો પોતાનો અનુભવ તથા ત્યાં ચાલતી ધૂર્તતા પર સારો પ્રકાશ નાંખ્યો છે અને શુદ્ધ સનાતન ધર્મ તે વૈદિક ધર્મજ છે, એમ સિદ્ધ કર્યું છે. કર્તાને આવો સનાતની પંડિત—કે જે, કંઇ નહિ તો ખાનગીમાં પણ, સત્યનો આટલો બધો સ્વીકાર કરવા ઉદ્યુક્ત થાય—મળ્યો એ સદ્ભાગ્યજ ! આગલા પુસ્તકની સમાલોચનાથી અમે કર્તાની લેખનપદ્ધતિ વિગેરેનો સારો પરિચય કરાવી આપેલો હોવાથી આ પુસ્તકની ઉપયોગિતા વિષે કશું કહેવાનું રહેતું નથી.

**ભાર્ગવ—**ત્રિમાસિક. કાર્તિકનો અંક.

રા. કનૈયાલાલ માણેકલાલ મુન્શી, એડવોકેટ, આ ત્રિમાસિકના તંત્રી છે. છમાસના બેગા લગભગ ૧૭૦ પાનાંના આ અંકમાં પાંચ સુંદર ચિત્રો પણ આપવામાં આવ્યાં છે, અને તે દીવાળીને પ્રસંગે પ્રકટ થયો છે, તેથી તેને દીવાળીનો ખાસ અંક ગણવામાં વાંધો નથી. અંક સુંદર છે અને લખાણો પણ વાંચવા યોગ્ય છે.

**ઉદિચ્ય ઉજ્વલ—**માસિક. દીપાવલીનો ખાસ અંક. પાનાં ૧૨૦. કીંમત આઠ આના.

વિદ્યાર્થી હરિશંકર ઓઘડભાઇના તંત્રીપણા નીચે ઉદિચ્ય જ્ઞાતિના હિતાર્થે પ્રગટ થતું આ નવીન માસિક ભવિષ્યની સારી આશા આપે છે. શરૂઆતમાં " ઉદિચ્યકુલરત્ન, આદિત્યબ્રહ્મચારી શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય મહામુનિ દયાનંદ સરસ્વતી " નો અને " ભારતવર્ષીય ઉદિચ્ય બ્રહ્મસમાજના પ્રમુખ મહાત્મા શ્રી નથુરામ શર્મા " નો—એમ બે ફોટા આપેલા છે. કેટલાક જાણીતા વિદ્વાનોના સારા લેખો આ અંકમાં આવેલા હોવાથી તે વાંચવા યોગ્ય છે.

**અખબારે-સોદાગરનો દીવાળીનો ખાસ અંક. કિંમત ચાર આના.—**સૌથી પ્રથમ લડાઇના વધારાઓ પ્રકટ કરી ગુજરાતી વાંચકોનું પ્રિય થયેલું " અખબારે સોદાગર " એક પારસી પત્ર મટી જ્યારથી એકનું એક ગુજરાતી હિંદુ દૈનિક થયું છે ત્યારથી તેમાં અનેક સુધારાઓ થતા અમે જોયા છે. આ ખાસ અંકમાં ઘણાં સુંદર ચિત્રો આપવામાં આવ્યાં છે, અને જો કે હલકા કાગળ તથા જૂના ટાઇપથી એ અંક છપાયલો છે છતાં તેમાંના સારા લેખો તથા કવિતાઓ એ ત્રુટિ તરફ આંખમીંચામણાં કરવા વાંચકને લલચાવે છે. રા.રા. નૃસિંહરાવ વિભાકર બેરિસ્ટરે લખેલો ભાવિ સ્રીઓ વિષેના લેખ જેવો એક લેખ, 'ભાર્ગવ' ના અંકમાં, ' વીરાંગના ' ની સહીથી, ' ક્રીટીકલ કલ્ચર ' નામના અમેરિકન માસિકમાંના " મોડેલ મધર્સ " નામના લેખના તરજુમા તરીકે પ્રકટ થયો છે ' એ શું ? રા. રતનલાલ આત્મારામ શાહ જેવા ઉદ્યોગી અને અનુભવી તંત્રીના હાથમાં એ પત્ર આવેલું હોવાથી જલદીજ ઉન્નતિ પામે તો નવાઈ નથી.

**ધી ભૂલેશ્વર ફ્રી નાઈટ સ્કુલનો ત્રીજો વાર્ષિક રીપોર્ટ—**સારા સારા ગૃહસ્થોની દેખરેખ નીચે ચાલતી આ સંસ્થા બહુ ઉપયોગી કામ બજાવે છે, એમ રીપોર્ટ જોતાં જણાય છે.

**નૂતન વર્ષાભિનંદન—**મેસર્સ મેઘજી હીરજીની કાં., પાયધોની, મુંબઇ, તરફથી અમને નવા વર્ષનાં ફેન્સી કાર્ડો તથા પંચાંગ મળ્યાં છે, જે બે રંગમાં છાપેલાં હોઈ બહુજ સુંદર છે, એટલુંજ નહિ પણ કિંમતમાં પણ મોંઘાં નથી.

**પાંચાલ ઉન્નતિ મંડળનો ત્રીજો વાર્ષિક રીપોર્ટ—**રીપોર્ટ જોતાં માલુમ પડે છે, કે આ મંડળ પોતાની જ્ઞાતિના હિતાર્થે યથાશક્તિ બનતું કરી રહ્યું છે. ઉન્નતિ પામો.

**નડીયાદ હિન્દુ અનાથાશ્રમ ચિત્રાવળી—**નાનાં મ્હોટાં આઠ ચિત્રો તથા તે સાથે દાનની અપીલ કરનારાં લખાણો સાથેની આ ચિત્રાવળી છે, જે અનાથાશ્રમની સ્થિતિનો ખ્યાલ આપે છે. ધનિકોએ

પોતાનો હાથ આવાં ખાતાંઓ તરફ લંબાવવો ઘટે છે. આશ્રમના આહોરા મંત્રી-વકીલ ગોકળદાસ તલાટી તથા અન્યોને આશ્રમની ઉન્નતિ સારૂ ધન્યવાદ ઘટે છે.

M. M. J.



## જીવંત ચૂલાઓ.

પ્રાણિજ ઉષ્ણતાનું ઉત્પાદન હવામાંના ઑક્સીજન તેમજ આપણે લીધેલા ખોરાક વાટે પ્રાપ્ત થતા કાર્બનના સંયોગીકરણ દ્વારા થાય છે. આ કાર્બન જેને આપણે ખોરાકના મૂખ્ય અંશરૂપે મુખવાટે શરીરમાં સ્થાન આપીએ છીએ. તેનો વ્યય સ્થુલ શરીરની ખીલવણી અર્થે થાય છે, એટલે જે પદાર્થનો આપણો દેહ સ્થાપેલો છે તેમાં તે નિરંતર ઉમેરાતો રહે છે. માત્ર આ એકજ ક્રિયા જો નીરંતર ચાલ્યા કરતી હોય તો તો શરીર એક Heap of lumps એટલે લોચાઓના સમૂહરૂપે થઇ રહે. પરંતુ પ્રતિક્રિયા પણ તેવીજ રીતે નીરંતર ચાલુજ હોય છે. હૃદય, ફેફસાં, તેમજ સમગ્ર શરીરના અવયવોના સ્નાયુઓને સ્હેજ પણ ગતિ મળતાં, કાર્બનના સૂક્ષ્મ પરમાણુઓનું પૃથક્કરણ થઇ શરીરની અતિસૂક્ષ્મ રક્તવાહિનીઓ ( Capillaries ) વાટે તેઓ નકામાં બની છુટાં પડે છે. શારીરીક તેમજ માનસિક કોઇ પણ ક્રિયા ચાલતી હોય છે ત્યારે ઑક્સીજન તેમજ કાર્બનના સંયોગીકરણ દ્વારા ઉત્પન્ન થતો અગ્નિ પોતાના સ્વભાવાનુસાર પોતાનું પરમાણુ પૃથક્કરણનું કાર્ય કરી રહ્યો હોય છે. આ પ્રમાણે જેટલા પ્રમાણમાં આપણે શારીરિક તેમજ માનસિક મહેનત કરીએ છીએ તેટલાજ પ્રમાણમાં આપણા શારીરિક કાર્બનનો વ્યય થાય છે. જેટલા પ્રમાણમાં વ્યય ઓછો તેટલા પ્રમાણમાં સ્થુલ પરમાણુઓનો સંચય વધે છે, તેમજ તેટલા પ્રમાણમાં ઘટે છે. આ રીતે પડતી ખોટ પુરવાને બિચારી કુદરતને બીજા માર્ગો યોજવા પડે છે, છતાં પણ લાંબે સમયે દેહની અંતિમ સ્થીતિ એ મૃત્યુ છે, એમ આ પરથી સિદ્ધ થાય છે. જેટલી ઝડપથી આપણે શરીર વ્યય કરીએ છીએ તેટલીજ ત્વરાથી આપણે તેનો અંત આણીએ છીએ—આપણો શારીરિક કાર્બન, શારીરિક અગ્નિ દ્વારા ભસ્મીભૂત થાય છે. ઉક્ત ક્રિયા સંબંધે કંઇક સિદ્ધાંતો દર્શાવવા એ આ લેખનો આશય છે.

હવે મારે સ્પષ્ટવક્તા બનવું જોઇએ. વિજ્ઞાનના વિષય સંબંધે ઝીણામાં ઝીણી બાબતોનું રટણ કરી વાંચકોના મન ઉપર નિરર્થક દબાણ કરવું મને પાલવે તેમ નથી. મિષ્ટાન્નપ્રિય મહાત્માઓ—આપણા માનવંત લાડુભક્તોને મારી વાત રૂચશે કે નહિ તે વિષે હું શંકાશીલ છું. પરંતુ મારે કઠોર થઇને નિચલા સિદ્ધાંતનું પ્રતિપાદન કરવું પડશે કે—આપણે સૌ જીવતા જાગતા ચૂલાઓ છીએ—હાલતી ચાલતી સગડીઓ છીએ—માંસથી આચ્છાદિત થયેલી ભઠ્ઠીઓ છીએ.

બીડીનો વ્યસની એમ માને કે શરીરરૂપી સગડીથી હું સીગાર સળગાવી મારી તૃષ્ણા

તૃપ્ત કરીશ. તો તેથી નાસીપાસ થવું. રસોઇ બરાને પણ મારે દિલગીરી સાથ જણાવવું જોઇએ કે આ શરીરરૂપી ચુલા તે બરેડું સરખું પણ બાળી શકશે નહિ. એટલુંજ નહિ પરંતુ એક દીવાસળી પણ સળગાવવાને તેને અન્યનો આશ્રય લેવો પડશે. છતાં પણ હું બાર દઇને કહીશ કે આપણે-ચુલાઓ-સગડીઓ-ને ભઠીઓ છીએ કારણ આપણે ઉતનામો અગ્નિ ઉત્પાદન માટે બનાવેલાં સાહિત્યોને આપેલ છે. શું આપણા શરીરમાંનો અગ્નિ, ઉપર કહ્યાં સાધનોના અગ્નિની માફક, ઑક્સીજન અને કાર્બનના સંયોગ દ્વારા ઉત્પન્ન થતો નથી ? અને એ સંયોગ શું રક્તવાહિનીઓના અતિ સુક્ષ્મ છિદ્રોમાં નથી થતો ?

આપણા શરીર ખરેખરા જીવંત ચુલા છે એમ માન્યા બાદ વાંચકને આપણે એ ચુલા માટે ઇન્ધન કયે સ્થળથી મેળવીએ છીએ એ જાણવા ઇચ્છા થાય એ સ્વાભાવિક છે. સુભાગ્યે આપણા શારીરિક ચુલાઓનું બળતણ—કોલસા અને લાકડાં—અદ્ભુત આનંદજનક રૂપે રચાયેલાં છે. રંક મનુષ્યની સમક્ષ તે ઘાસ રોટલાંના રૂપમાં તેમજ શ્રીમંતોની સમક્ષ ભાત ભાતની વાનીઓનાં રૂપમાં શરીર રૂપી ચુલામાં ઓરવા માટે, આંખને અપ્રિય એવા કકડાઓ તેમજ ધાડાઓને બદલે આકર્ષક પાત્રોની અંદર ગોઠવાઇ પીરસવામાં આવે છે.

ખરું જોતાં તમે જ્યારે તમારાં સ્નેહી સંબંધીઓને ભોજનાર્થે તમારે ત્યાં આમંત્રો છો ત્યારે વાસ્તવિક રીતે તમે તેમને તેમના શરીર રૂપી ચુલાઓમાં ઇન્ધન ઓરવા મદિર બોલાવો છો અને જ્યારે તે અનેક તરેહની મિષ્ટ વાનિઓને યુક્તિપૂર્વક સુખદાર હોજરીમાં ગોઠવતા હોય ત્યારે તેઓ આપણા માનવંત પાકશાસ્ત્રીઓની માફક ચુલામાંના અગ્નિને સળગાવતી ઓરવે છે. એમ ખુશીથી કહી શકાશે. કાર્બન, ઑક્સીજન, થોડા હાઇડ્રોજન અને સલ્ફરનાં સંયોગીકરણનું જે પરિણામ આવે છે તેજ પરિણામ એ આપણા જીવંત દેહરૂપી ચુલામાં ઓરેલાં ઇન્ધનની અંતિમ સ્થીતિ છે. નીચેનાં પદાર્થો એ આપણા દેહ ચુલામાં ઓરવા માટેનું અનુકુળ ઇન્ધન છે.

૧. ચરબી વાળા પદાર્થો.
૨. ખેલ ( starch ) વાળા પદાર્થો.
૩. સાકર મિશ્રિત પદાર્થો.
૪. તેલવાળા બીયાં તેમજ સુકામેવાદિ.

આજે કાલ ધીરેધીરે પ્રસરેલાં ચા જેવા ઉત્તેજક પીણાં, માદક દ્રવ્યો તેમજ મરીમસાલામાં ખરેખરી ગરમી આપવાનું સામર્થ્ય નથી એટલુંજ નહિ પરંતુ કાર્બનનાં અણુઓને પૃથક કરવામાં કુદરતનાં વિનાશક કાર્યને આહાર આપવાનો દોષ રહેલો છે. દસ ભાગ ચરબીનું ઇન્ધન શરીરમાં જેટલી વખત ગરમી આપશે તેટલી ગરમી માટે પચીસ ભાગ ખંડવાળા તેમજ સાકર મિશ્રીત પદાર્થોની જરૂર પડશે.

માણસ જાતે આંતરિક પ્રેરણા વડે કયા પદાર્થો પોતાનું જીવન ટકાવવાને પુરતી ગરમી પુરી પાડશે તેનો પ્રથમ દેહરૂપી ચુલા સંબંધે પુરતું જ્ઞાન ન હોવા છતાં અનુકુળ ઇન્ધન નક્કી કર્યું છે એ બીના આશ્ચર્યજનક છે. દાખલા તરીકે શીત કટિબંધના રહેવાસીઓ ચરબીવાળા પદાર્થોના અદ્ભુત પક્ષપાતી છે. ધ્રુવ પ્રદેશના એસ્કીમોએ પ્રાણિજ ઉષ્ણતાના સિદ્ધાંતો સંબંધી

કદી વિચાર નહિ કર્યો છતાં, સીલ અથવા રીંછની ચરબીજ પોતા માટે અનુકુળ ખોરાક છે એ જાણ્યું છે. તેને મકાઇ કે બટાટા પર રાખવાની કૃપા તે દેહાંતદંડ તુલ્યજ લેખાશે.

એટલે એસ્કીમોની ખોરાક સંબંધી પસંદગી બીલકુલ વાસ્તવિક છે. બરફમાં રહેઠાણ, ખુલ્લું વિકાળ શીત આકાશ તેમજ આસપાસનું પ્રાણઘાતક વાતાવરણ તે બિચારાની પ્રાણિજ ઉષ્ણતા હરક્ષણે હરી લેતા હોય છે. આથી તેને ચરબીવાળા પદાર્થોની ખાસ આવશ્યકતા છે. કારણ કે તેથી તેના શરીરમાં વધુમાં વધુ ઉષ્ણતા ઉત્પન્ન થાય. એવીજ રીતે ઉષ્ણ પ્રદેશનાં માનવી પ્રણિજ રસાયનના જ્ઞાતા નહિ હોવા છતાં, અનાજ વનસ્પતિ વગેરે શીત પદાર્થો પર વધુ આધાર રાખે છે. આ પરથી સિદ્ધ થાય છે કે ઉષ્ણ પ્રદેશવાસીઓને માટે માંસ, મસાલા, માદક દ્રવ્યો, તેમજ અતિશય સ્નિગ્ધ પદાર્થો કુદરતી રીતે ખાસ આવશ્યક નથી.

આથી જણાશે કે એક મજબુત માંસલ મનુષ્ય, ખોરાક વગર, નબળા કૃશ શરીર વાળાં મનુષ્ય કરતાં વધુ વખત શારિરીક ઉષ્ણતા ટકાવી શકશે. શારીરિક ચરબી ખોરાકની ગેરહાજરીમાં શારીરિક ચુલામાં મુખ વાટે ઓરાઇ ગરમી આપનાર ઇન્ધનનું સ્થાન લે છે, એટલે તે શરીર રૂપી ચુલાનું ઇન્ધન બને છે. જેમ સારા સમયમાં સંગ્રહેલું અનાજ દુકાળ વખતે મદદગાર થાય છે તેમ સમયોચિત સંગ્રહેલો ચરબીનો સંચય નિરાહાર સ્થિતિમાં મદદગાર થાય છે. નબળાં, રૂધિર રહિત હાડપિંજરો, અપવાસ, એકટાણાં દ્વારા પોતાના શરીરનો કેટલી ઝડપથી અંત આણે છે તે આથી સ્પષ્ટ થશે. નબળા શરીરવાળાઓ માટે અંતે બહુજ દિલગીરી થવા છતાં, સુદૃઢ, ચરબીવાળા મનુષ્યો માટે અદેખાઇ આવે છે, છતાં મુબારકબાદી આપ્યા સિવાય ચાલે તેમ નથી. કારણ કે શૈત્ય સાથના વિગ્રહમાં વિજય નિઃસંદેહ તેમનોજ છે.

આજ કારણસર, દર અથવા બખોળમાં અનિશ્ચિત સમય સુધી ચુસ્તપણે પડી રહેતાં પ્રાણીઓ, આરામમાં પડવાં પહેલાં, સારી રીતે પુષ્ટ થાય છે, અને સંગ્રહેલ ચરબી ઉપર ઉંઘનો બધો વખત ટકી રહે છે. જે વખતે શ્વસન ધીમું ચાલે છે, નાડીના ધબકારાનું પ્રમાણ દર મિનિટે અમુક ધબકારાના પ્રમાણમાં ઘટે છે, અને હવામાંનું શૈત્ય પ્રવાહી પદાર્થો જામી જાય એટલું ( Freezing Point ) હોય છે. જેવી આ ઋતુ ખલાસ થાય છે કે તરતજ તેઓ પોતાની ઉંઘ છોડી ખવાઇ ગયેલી ચરબીવાળાં નબળાં શરીરો સહ બહાર આવે છે, અને ચરબી પૂંઠે ભમતા પારધીઓને પોતાનાં ચરબીરહિત શરીરો જોઇ નિરાશ થતા દેખી હર્ષમગ્ન થાય છે.

આપણા શરીરના ઉષ્ણતા ઉત્પાદક સંચાની સૌથી ખુબી ભરેલી બીના એ છે કે તે સ્વશક્તિદ્વારા નિયમનમાં રહે છે. આપણા ઘરગતુ ચુલાઓમાં વખતે અગ્નિ બુઝાઇ જાય છે કે વખતે વધે છે. વખતે તેમાં અગ્નિનું જોર એટલું બધું વધી પડે છે કે માનવંત પાકશાસ્ત્રી કદાચ મૂર્છા ખાઇ પડે. ઠંડીના વખતમાં વખતે વખત અગ્નિ ચેતાવવાને ફુંકાતો માણસ શાપ આપતો આપતો ફુંકી ફુંકીને મરી જાય છે, છતાં આપણું જીવન ટકાવનારો અગ્નિ એની મેળેજ નિયમમાં રહે છે.

જો આ પ્રમાણે અનિયમિતતા આપણા દેહ ચુલામાં દાખલ થાય તો આપણી કેવી દુર્દશા થાય છે ? કેટલીક ભોજન લીધા બાદ, અથવા અતિશય શારીરિક શ્રમ બાદ આપણા

શરીરમાં સખ્ત તાવનાં જેવી ગરમી આવે છે. આ શાથી અટકે છે! કેટલાક બનાવટી ચુલાઓમાં બહારની હવાનો પ્રવાહને અંકુશમાં રાખવાને આસપાસ નાની ઝાળીઓ ગોઠવેલી હોય છે, તેમજ ભઠ્ઠીમાં અગ્નિનું જોર નરમ કરવાને તેમાં બાષ્પની નળી ( damper ), બાષ્પયંત્ર સાથે જોડી હોય છે. શારીરિક ચુલાની ગરમી ઓછી કરવાને કાંઇ એવાં સાધનો નથી. ઇન્ધનની જરૂરીઆત સબબ જો ગરમી વધી જાય તો ભૂખ ઇન્ધન લેવાની પ્રેરણા તેવું સૂચન કરે છે. ભૂખ રૂપી ઘંટડી ઇન્ધનની જરૂરીઆત જણાવે છે. જો તેનો અનાદર કરવામાં આવે તો સંચિત ચરબી તે સ્વાભાવિક ચુલાનું સતત ઉષ્ણતા આપવાનું કાર્ય ચાલુ રાખવા માટે ઇન્ધનનું સ્થાન લે છે.

બીજું શારીરિક ઉષ્ણતાનું પ્રમાણ હદ ઉપરથી વધી પડે છે ત્યારે તે ઘટાડવાને એક આશ્ચર્યજનક કાર્ય કુદરત કરે છે. જો કોઇ પણ વસ્તુ અતિશય ગરમ થઇ જાય તો તેને ઠંડી પાડવાને આપણે તેને પાણીમાં ઝબોળાએ છીએ. આપણી શારીરિક ઉષ્ણતા કમી કરવાને કુદરત કંઇક આવુંજ કરે છે. જ્યારે જ્યારે શારીરિક ઉષ્ણતા હદ ઉપરની વધી પડે છે ત્યારે પરસેવાની સૂક્ષ્મ નળીઓ, પોતાનાં સાડ સિતેર લાખ જેટલાં સૂક્ષ્મ મુખો દ્વારા તે સ્થિતિ તરફ અતિશય તિરસ્કાર દર્શાવતી પાણીનો પ્રવાહ ખુલ્લો મુકી, આખા શરીરને પાણીથી રસ બોળ કરી, ઉષ્ણતાના આવેગને મારી હંઠાવે છે. આ પ્રમાણે જ્યારે જ્યારે માણસમાં મજુરી, દોડધામ, કસરત, લડાઇ, વાદવિવાદ વગેરે વગેરે કારણોસર શારીરિક ઉષ્ણતા વધે છે, ત્યારે ત્યારે તેને ઠંડો પાડવાને કુદરત તેને પરસેવે નવરાવવાનું જનની સદૃશ્ય કૃત્ય કરે છે.

પ્રિય પાઠક ! આપણે ત્યારે શું કહીશું ? માત્ર માનુષી દ્રષ્ટીથી જોતાં, ગંભીર પણે બોલતાં, કોમળ, સુંવાળો મનુષ્ય દેહ જે મુખ્યત્વે કરીને પ્રવાહી પદાર્થોનો બનેલો છે–જેનું અતિશય ગરમી અથવા ઠંડીની અસર દ્વારા ખરાબ થઇ જવું ખાસ સંભવિત છે–તેના અંદર બળાતણનું બળવું એથી વધુ અસંભવિત તમને કાંઇ પણ લાગે છે? રક્તવાહિનીઓ સહ માંસની દિવાલ તેમ ચર્મનાં ઢાંકણ વાળો ચુલો સાંભળી તમને નવાઇ નથી લાગતી ?

આ એક એવી તરેહનું સંચા કામ છે કે જે જાદુની પેઠ નિયમિત ઉષ્ણતાનો પ્રવાહ કદકે કદકે નહિ પણ આરામ વગર, દિવસ અને રાત્રી, શિયાળો અને ઉનાળો, વરસોનાં વરસો સુધી ઉત્પન્ન કર્યે જાય છે.

આ જાદુઇ સંચાને દુનિયા પરના સૌથી ઠંડા પ્રદેશમાં લઇ જાઓ, અને એવે સ્થળે મૂકો કે જ્યાંનું વિનાશક વાતાવરણ તેને કચરી નાંખે–છતાં ત્યાં પણ તે પુરતા પ્રમાણમાં ચમત્કારિક ગરમીનો જથ્થો પુરો પાડશે. વળી આ સંચાકામ એવું છે કે જે કોઇની પણ સંભાળ કે મદદ વગર પોતાનું કામ નિરંતર કર્યે જાય છે, અને અંદર ઓરાતા ઇન્ધનનો ઘણો ખરો ભાગ સ્વકાર્ય માટે નકામો હોવા છતાં પણ ખાસ ઉપયોગના ભાગને પૃથક્ કરી જરા પણ ભૂલ વગરની કાળજીથી તેને ઉપયોગમાં લે છે.

તેના અગ્નિને અંકુશમાં રાખવા માટે કોઇ બાલાદાયની જરૂર નથી. એના અગ્નિમાં ધુમાડો થતો નથી તણખા થતા નથી—ભડકો થતો નથી. અંદર એટલી બધી કોમળતા

પૂર્વક વ્યવસ્થા ચાલે છે કે જેથી સુંદરમાં સુંદર ત્વચાને અંદરના બળવા સળગ, બગાડવાનો કે કાળી પડવાનો ભય નથી. ઠંડીના સમયમાં શારીરિક ગરમી ટકાવવાના હેતુથી આપણને કડકડીને ભૂખ લાગે છે. તેમજ ગરમીના સમયમાં ગરમીનું પ્રમાણ ઘટાડવા આપણે પ્રસ્વેદથી નાહી રહીએ છીએ. આ પ્રમાણે તાપના હુમલાને હાંકી કાઢવાને જ્યાં સુધી વિરોધ શકય હોય ત્યાં સુધી ગરમી સાથ ઠંડીનો વિગ્રહ ચાલે છે. એજ પ્રમાણે ઠંડીના હુમલામાં સ્વરક્ષણાર્થે આ ચુલો બહારનું તેમજ સંગ્રહીત ઇન્ધન ચાલતાં સુધી તેને બાળી અગ્નિ ઉત્પન્ન કરી તેને રજ પણ ફાવવા દેતો નથી.

આ પ્રમાણે રક્ષાએલા—સાધન સંપન્ન થયેલા આપણે એમ નહિ કહી શકીશું કે-અનેક અજબ ઇશ્વરીય રચનાઓ સાથે આ શરીરનું ચૂલા રૂપી યંત્ર સરખાવી શકાય તેમ નથી ? કારણ કે ઋતુ શાંત હોય કે ઉગ્ર હોય સહરાના રણના જેવા બાળી નાખે એવા આગના ભડકા જેવા પવનના ઝપાટા કે ધ્રુવ પ્રદેશમાં કચરી નાખે તેવી ઠંડી વાળાં પવનના ઝપાટા ચાલી રહ્યા હોય, ઋતુની અંદર ભલે હમેશ પ્રતિકુળ ફેરફારો થયાં કરતાં હોય તોપણ આપણાં તનુમંદિરની અંદર એક સરખોજ ઉનાળો ચાલ્યા કરે છે—એમ જાણી આપણને અવશ્ય આશ્ચર્ય લાગશે નહિ.

"નિધારમણ"

---

# લાવણ્યનો ભોગ

અથવા

# કમલાવતીની વીરતા.

( અનુવાદક—રા. વાઘજી વિ. જીટા વિશ્રામ શર્મા. કચ્છ-ભુજ.

## પ્રથમ પરિચ્છેદ.

### ગુર્જરભુમિ પર પદાર્પણ.

" રુસ્તમ ? "

" જનાબ "

" આ તે જ સ્થાન ? "

" જી હા, આ તે જ સ્થાન. "

" સુલતાને આપણને આ સ્થાને જ ઉતારવાને આદેશ કરેલો છે કે નહિ ? "

" ... આલિ જે અનુમાન કરે છે તે યથાર્થ છે. "

" સમુદ્રના તરંગ ક્રમશઃ ભીષણ થતા જાય છે. નૌકા હવે સ્થિર રહી શકતી નથી. "

"હવે થોડેક દૂર જવાથી આપણે યથાસ્થાને પ્હોંચશું. સન્મુખે પેલો જે કૃષ્ણ વર્ણ છાયા જેવો એક અંશ આપ જુવો છો તે જ ગુર્જ્જરદેશની તટભુમિ".

"શું તે જ ગુર્જ્જરની તટભુમિ ?"

"જી હા. જનાબ—"

"શું સમુદ્ર-મેખલા ગુર્જ્જરભુમિની ગિરિકિરીટીની ?"

"હજુરાલિ જે ધારે છે તે સર્વથા વાસ્તવિક છે."

"જે દેશનો ધ્વંસ કરવાનો સંકલ્પ કરી, આપણે છદ્મ વેશે આ બન્દરે આવ્યા છીએ તે જ આ સુવર્ણનો દેશ !"

"જી હા, જનાબાલિ, એ જ આ સુવર્ણનો મુલ્ક."

"આ દેશના પહાડ કેવા સુંદર છે ! ગગન-નીલિમાને સ્પર્શ કરવાને તેઓ ગર્વિત ભાવે કેવા ઉદ્યત જણાય છે ! તૃણ અને ગુલ્મથી આચ્છાદિત થયેલા આ જંગલ મધ્યે તેઓ કેટલું બધું સૌન્દર્ય પ્રસારી રહ્યા છે ! આ દેશનાં ચન્દ્ર—રશ્મિ કેવાં સુન્દર છે ! ચન્દ્રની જ્યોતિઃ કેટલી બધી ઉજ્જવલ ! કેટલી બધી સ્નિગ્ધ ! આ દેશનો મલય પ્રવાહ કેવો સંજીવની શક્તિમય છે ! આ દેશના દર્શનથી હમ્મેશાં ઝાકળથી આચ્છાદિત રહેતો આફઘાનિસ્થાન જાણેં જહેન્નમ-નર્ક-સ્થાન હોય તેવો ભાસ થાય છે."

નૌકા ધીરે ધીરે બન્દરના ઘાટ પર આવવા લાગી. નૌકાના ખલાસીઓ હિન્દુ જાતિના હતા. કિન્તુ આરોહિગણ મુસલમાન હતા. ઉપર જણાવેલ તેમના વચ્ચે થયેલા વાર્તાલાપથી આરોહિગણ કોણ હતા તે અમારા પાઠક ગણને કંઇક અંશે જણાયું હશે. આ ઉપરાંત બે જણ નૌકાના અંદરના ભાગમાં હતા અને બે જણ બીજા જેઓ માંહોમાંહે વાતો કરવામાં મશગુલ થયેલા હતા તેઓ નૌકાના બહારના ભાગ પર બેસી ખુલ્લી હવાનો આસ્વાદ લેતા હતા.

કિન્તુ તેમનો પોષાક મુસલ્માન જેવો હતો નહિ. કાસ્મીરી હિન્દુના જેવો પોષાક તેમણે ધારણ કરેલો હતો. અંગ ઉપર કેશરીઆ રંગનો ટોલો અંગરખો તેમણે પહેરેલો હતો, માંથા પર સુન્દર ઝુલફા શોભતા હતા અને તેનાં પર સાચા જરીના ભરતવાળી પાઘડી પહેરી હતી. મુછ અને દહાડીને મેંદી લગાવેલી હતી. અને કમ્મરમાં તીક્ષ્ણ ધારવાળી અસિ અને ઇસ્પાહાની છરો ખોસેલાં હતાં.

નૌકા ચલાવનારા ગુર્જ્જરના ખલાસીઓ હતા. તેઓ નીચ શ્રેણીના દરિદ્ર હિન્દુ હતા. પોતાની નૌકામાં બેસનાર મુસલમાંન છે એ વાત જો તેઓ જાણતા હોત તો તેઓ તેમને ક્યારે પણ પાર થવા આપત નહિ.

જાતિભેદગત કોઇ વિદ્વેષના કારણથી તેઓ આ પ્રમાણે કરતા ન હતા. સમુદ્રથી જેની હદ બંધાયલી છે એવી શાન્તિમય ગુર્જ્જર ભુમિમાં કોઇ પણ મુસલમાન કોઇ પ્રકારે પ્રવેશ કરી શકે નહિ તદ્જન્ય ગુર્જ્જર દેશના અધિપતિએ તે સંબંધમાં કઠોર રાજાદેશ પ્રચાર કરેલો હતો.

ગુર્જ્જર પતિનો આદેશ હતો કે, "જે કોઇ ખલાસી જાણતાં છતાં કોઇ મુસલમાનને ગુર્જ્જર ભુમિમાં આણશે તેને પ્રાણદણ્ડ આપવામાં આવશે." અને સ્થલપથથી કોઇ

પણ મુસલમાન ગુર્જ્જર ભુમિમાં પ્રવેશ કરી શકે તેવી સંભાવના હતી નહિ. કારણ કે ચાર અથવા પાંચ નાના સામન્તરાજ ગુર્જ્જર ભુમિની ચારે બાજુએ, વાસ કરી તેની રક્ષા કરી રહ્યા હતા.

જે સમયની કથા અમે વર્ણવીએ છીએ તે સમયે ગિઝનીપતિ સુલતાન મહમદે ઉપરુપરી કેટલોક વખત ભારતવર્ષપર આક્રમણ કરેલું હતું. ગુર્જ્જર દેશની સોમનાથ નામની નગરીમાં સોમનાથનું મન્દિર હતું. તે મન્દિરના માલિક ગુર્જ્જરદેશાધિપતિને ગણવામાં આવતા હતા. બહુ દિન થયાં સુલતાન મહમદ ગુર્જ્જર રાજ્ય પ્રતિ કઠોર દષ્ટિ કરતો હતો. કેટલીક વાર તેણે સ્થલપથે, ગુર્જ્જર ભુમિની અંદરની અવસ્થા જાણવાના હેતુથી દુત મોકલ્યા હતા. કિન્તુ કોઇ પણ દુત તેને સમાચાર આપવાને, પાછો ફરી શકયો ન હતો. મહમદના મનની ધારણા એવી હતી કે ગુર્જ્જરાધિપતિના સતર્ક ગુપ્તચરોએ તેમની હત્યા કરેલી છે.

તેટલા માટે મહમદે આ સમયે પોતાના ભ્રાતુષ્પુત્ર જમાલખાંને અને મુખ્ય સેનાપતિ રુસ્તમખાંને હસુવેશે હિન્દુના પોશાકમાં ગુર્જ્જર ભુમિમાં મોકલ્યા હતા. જમાલખાં અને રુસ્તમખાં કાશ્મિરી હિન્દુ વ્યાપારીના વેશમાં સિન્ધુ દેશ થઇને જલપથે પ્રયાણ કરતા હતા. તેમણે બે દિવસ સમુદ્રપથે વીતાડયા હતા. ત્રીજે દિવસે તેઓએ ગુર્જ્જરની ખાડી મધ્યે પ્રવેશ કર્યો. આ ખાડીના મુખમાં તેઓ ગુર્જ્જરની નૌકામાં બેઠા. સન્ધ્યાન્તે તેઓ સમુદ્ર-તીરસ્થ સોમનાથ બન્દરે આવી પહોંચ્યા.

રુસ્તમખાં સુલતાન મહમદના પાર્શ્વરક્ષક રૂપે ઉત્તર-પશ્ચિમ ભારતના અનેક સ્થાનમાં ફર્યો હતો. તે ઘણા દેશની ભાષાઓ શીખ્યો હતો. તેથી ગુર્જ્જર ભુમિમાં ઉતરવા પછી તે દેશની ભાષા સમજવામાં તેને વિશેષ કષ્ટ પડયું નહિ.

"રુસ્તમે જમાલખાંને અસ્ફુટ સ્વરે કહ્યું, આંહી હવે કંઇ પણ વાતચીત કરવાની જરૂર નથી. ચાલો નીચે ઉતરી જઇએ."

તત્પશ્ચાત રુસ્તમે ઇસારત કરવાથી તેમના સાથીઓ નૈકામાંથી બહાર આવ્યા. રુસ્તમે, ખલાસીઓને બે સુવર્ણમુદ્રા બક્ષીસ આપી. ગુર્જ્જર ભુમિની આ સુવર્ણમુદ્રા તેઓએ પ્રથમથીજ સંગ્રહીત કરેલી હતી. જ્યારે તેઓ સઘળા નૈકામાંથી બહાર આવ્યા ત્યારે સન્ધ્યા સમય ઉત્તીર્ણ થયો હતો.

તે દિવસે સન્ધ્યાનો અન્ધકાર ગંભીર હતો નહિ કારણ કે પૂર્ણિમાનો ચન્દ્ર આકાશ મન્ડલની અંગ શોભા કરી હાસ્ય કરતો હતો. સુવિમલ ચન્દ્ર રશ્મિ ગુર્જ્જર ભુમિમાં મધ્યસ્થ આવેલા સોમનાથના મન્દિરના રત્નખચિત સુવર્ણમણ્ડિત ઉચ્ચ શિખર પર પડીને બહુ સુન્દર દેખાતાં હતાં. અદુરે શબ્દાયમાન સમુદ્રના શુભ્ર ફીણમય તરંગો ઉપર ચન્દ્ર રશ્મિની રૂપેરી રેખા શતધારે વિસ્ફુરિત થઇને મનોહર દશ્ય વિકાસ કરતી હતી.

સોમનાથનું મન્દિર નજીકમાંજ હતું. સન્ધ્યા સમયે મન્દિર મધ્યે દેવતાની આરતી થતી હતી, નગારાના ધ્વનિ સાથે આરતીનો અવાજ મળી જવાથી મહાન ગંભીર નાદ ઉત્પન્ન થતો હતો. તે ગંભીર નાદ વાયુપથે થઇ સમુદ્રની ભીષણ ગર્જના સાથે મળી જઇ વ્યોમપથને વિકસિત કરતો હતો.

શંખ અને ઘંટાનો અવાજ નગારાનો કઠોર ધ્વનિ અને જનસંઘનો કોલાહલ ક્રમે

ક્રમે શાન્ત થયો. તત્પશ્ચાત્ સુમધુર નદબતનો આરમ્ભ થયો. પ્રતિદિન આરતી થવા પછી આ પ્રકારે નદબત્ વાગતી હતી. પ્રથમ પ્રહર ઉત્તીર્ણ થવાની સાથેજ નગર દ્વાર બન્ધ કરવામાં આવતાં હતાં. આ પ્રમાણે ગુર્જ્જરની વ્યવસ્થા હતી.

આ બે અપરિચિત પાન્થ, સમુદ્રતીરાવસ્થિત એક સુબૃહત્ પાષાણ પર બેઠા. દૂરથી સંભળાતી વીણા ધ્વનિવત્ તે નદબત્ ધ્વનિએ તેમના ચિત્તને આન્દોલિત કરી મુક્યું. પથશ્રમતી તેમનો અવસન્ન થયેલો દેહ અને પ્રાણ જાણે તે મધુર ધ્વનિથી સંજીવિત થયાં હોય તદ્દન ભાન થયું. શ્રમ, ક્લાન્તિ, થાક સર્વે અલોપ થઇ ગયાં. અને તેઓ શા માટે આવેલા છે ? અને ક્યાં આવેલા છે ? તે પણ તેઓ ભુલી ગયા.

સ્થાન બહુ નિર્મલ હતું. તે આ શહેરનો ગૌણ પ્રાન્ત હતો. સન્ધ્યા પછી લોકો ત્યાં વધારે એકઠા થયેલા દૃષ્ટિગોચર થતા નહિ કારણ કે રાત્રે સમુદ્ર તીરે ભ્રમવવાને કોઇને કંઇ પણ પ્રયોજન હતું નહિ.

રૂસ્તમખાંએ કહ્યું, " હવે જનાબની શી ઇચ્છા છે ? ચાલો શહેર મધ્યે કોઇ મુસાફરખાનામાં પ્રવેશ કરીએ. એક આશ્રમ સ્થાન તો જોઇશેજ. આ હું અમારા માટે બોલતો નથી. આપને જે રીતે કંઇ પણ કષ્ટ ન થાય તદ્દન વર્તન કરવાનું અમને સુલતાનનું ફરમાન થયું છે. "

આ શબ્દો સાંભળી જમાલખાં વિરક્ત ભાવે બોલ્યો. " રૂસ્તમ ! ચુપ ચુપ ! ધીમે સ્વરે વાત કર. સુલતાનના નામનો ઉચ્ચાર કરવાનું કંઇ પણ પ્રયોજન નથી. ગુર્જ્જર પતિ અતિ સતર્ક કહેવાય છે. કદાચ તેનો પ્રતિનિધિગણ આપણી નિકટમાં જ હશે. "

રૂસ્તમ અધીન કર્મચારી હોવાથી તે મૌન રહ્યો. જમાલખાંએ જાણ્યું કે રૂસ્તમ તેના હિતને માટે કંઇ કહેવા ગયો તેટલા માટે તે તિરસ્કૃત થયો છે. તેથી તે અતિ પ્રસન્ન ભાવે બોલ્યો, " રૂસ્તમ ! મ્હારા માટે ચિંતા કરીશ નહિ."

રૂસ્તમે જમાલખાંનું મુખ પ્રસન્ન જોવાથી તેને કંઇક સાહસ આવ્યું તેથી તે બોલ્યો, " વિશ્રામ મેળવવાને કોઇ પણ સ્થાન તો જોઇશે. આપણે સમુદ્ર પથે બે દિવસ વીતાવ્યા છે તે કષ્ટ અમે તો સહન કરી શકીએ પરન્તુ આપ—"

આ સાંભળવાથી જમાલખાં મૃદુ હાસ્ય કરીને બોલ્યો " અને શું હું સૈનક નથી ? તમે જે કષ્ટ સહન કરી શકો તે શું હું સહન કરી શકું નહિ ? આ સમુદ્રના તીર પર પડેલા પાષાણને હું મ્હારી શય્યા બનાવીશ. સાથે આહાર સામગ્રી યથેષ્ટ છે. તમે શ્રમ દૂર કરો. "

" જનાબાલિ અન્યાયમય હુકમ કરે છે. "

" ચુપ ! રૂસ્તમ ! હમણાં જનાબાલિ કહેવું છોડી દે. આ જો, નીલવર્ણ આકાશની નીચે કેટલા લીલા, પીળા, ધોળા રંગના તારાઓ, પુંજ થઇને પ્રકાશે છે ? આ દેશના તારાઓના રંગ પણ આટલા બધા વિચિત્ર ? "

" જનાબ એ આપની ભ્રાન્તિ છે. તે સઘળા ગુર્જ્જર દેશના પદાર્થ છે. તારાનો સમુહ નથી. ખુદાએ તારાંને સમુજ્વલ, શ્વેત રંગજ આપ્યો છે. આપ જે જુવો છો તે તો સોમનાથનાં મંદીરના શીખરમાં ખોસેલા સુવર્ણના ત્રીશુળમાં જડેલા ઉજ્જ્વલ મણિનો સમુહ છે તેની નીચે બત્તી પ્રકટાવેલી હોવાથી તે આ પ્રકારે પ્રકાશ આપે છે. "

"સોમનાથનું આટલું બધું ઐશ્વર્ય ! સોમનાથમાં હીરાં, મણિ, મુક્તા એટલાં બધાં છે કે તે મન્દિરના શિખરમાં જડવામાં આવેલાં છે ! ખબર પડતી નથી કે મન્દિરના અંદરના ભાગમાં કેટલું જવાહિર હશે ! કિન્તુ રૂસ્તમ, શું સૌન્દર્ય ? ઉંચે સુનીલવ્યોમ ગાત્રે ચન્દ્ર જ્યોતિઃ ! વળી તે ચન્દ્ર જ્યોતિથી દેદીપ્યમાન થયેલ મંદિરના શિખર પરના બહુ મુલ્ય રત્નની જ્યોતિઃ ! અને મણિ ખચિત સુવર્ણના ત્રિશુલ પર શુભ્ર ચન્દ્ર પ્રકાશ ! શું સૌન્દર્ય ! રૂસ્તમ ! શું સૌન્દર્ય ! "

રૂસ્તમખાં મનમાં વિચાર કરવા લાગ્યો, શાહજાદાના મનની આ ઉલટી સ્થિતિ એ તેનો ચિત્ત વિકાર છે. અહીં આવવામાં તેનો જે ઉદ્દેશ છે તેને તે અનુકુળ નથી. વાસ્તવિક રીતે શ્રેષ્ટ-સમ્પત્ પરિભાષિત સુશોભિત, નીલામ્બુવારિધિ મેખલા તરંગ ભંગાન્દોલિત ગુર્જ્જર ભુમિની નૈસર્ગિક શોભાએ તેના કવિત્વમય ચિત્તને વિમુગ્ધ કરેલું છે. તેથી તે બીના અન્ય ભાવે ફેરવીને તે બોલ્યો. " જનાબ સોમનાથનું ઐશ્વર્ય વિશ્વ-વિખ્યાત છે. મેં સાંભળ્યું છે કે હિન્દુના આ દેવતાની મુર્તિ શુન્યગર્ભ છે. તે પોકલ ભાગની અંદર અસંખ્ય બહુ મુલ્ય રત્નો સંતાડેલાં છે. યુગે યુગે સંચિત થયેલાં તે રત્નો મન્દિર મધ્યે રક્ષિત રહેલાં છે. તે રત્નો હસ્તગત કરવાને માટેજ આપના કાકા મહા બલવત્ ગિજ્જની સુલતાન ભારત વિજયી મહમદે આપણને છદ્મ વેશે ગુર્જ્જર દેશની અવસ્થા જાણવાને વાસ્તે મોકલ્યા છે."

જમાલખાં પોતાની મેંદી શુશોભિત સુકોમલ દહાડીમાં અંગુલિનો પ્રવેશ કરાવીને મૃદુ ભાવે ઘસતાં ઘસતાં ચિન્તિત ભાવે બોલ્યો—" રૂસ્તમ—"

" આજ્ઞા, જનાબાલિ. "

આ સુન્દર દેશનો ધ્વંસ શું મ્હારે કરવો પડશે ? તેના વિનાશનું મ્હારે કારણભૂત થવું પડશે ? હોસ્યમથી ધરાનો અગ્નિદાહ કરી, તેને ભસ્મીભૂત કરી મ્હારે શ્મશાન કરવું પડશે ? ખુદાએ જે દેશને આટલી બધી શોભા સમ્પદ અર્પી સુશોભિત બનાવ્યો છે તે શાન્તિમય દેશને મ્હારે રક્તથી ખરડાયલો કરવો પડશે ? ના—ના—હું તે કરી શકીશ નહિ-મ્હારાથી તે ઘૃણિત કાર્ય કદી પણ થઇ શકશે નહિ."

રૂસ્તમખાં ઘોર હિન્દુદ્વેષી હતો. સુલતાન મહમદના ઉપર્યુક્ત અનુચર શાહજાદાના આ શબ્દો સાંભળવાથી તે બહુ આવેશમાં આવી ગયો કિન્તુ તેને કાંઇ પણ સત્તા આપવામાં આવી નહતી. તે તો માત્ર આધીન કર્મચારી હતો. સુલતાન મહમદનો ભ્રાતુપુત્ર, વિશાલ ગિઝનીનો ભવિષ્યનો અધીશ્વર, જેના ઉપર સુલતાનનો અપરિમેય સ્નેહ, અગાધ વિશ્વાસ–તેણે કહેલા કથન વિરૂધ્ધ કંઇ કહેવું એટલું સાહસ તેનામાં હતું નહિ. લુંટ, યુદ્ધ, સેનાપતિ તરીકે નામના મેળવવી અને સુવિખ્યાત હિન્દુ રાજ્યનો ધ્વંસ કરવો એ તેના મનની તીવ્ર ઇચ્છા હતી. પરન્તુ તેનાથી શું બની શકે ? તે તો શાહજાદાના હુકમનો તાબેદાર હતો. કેટલોક સમય શાન્ત રહી રૂસ્તમ બોલ્યો. " હવે જનાબાલિની શી ઇચ્છા છે ? "

જમાલખાંએ કહ્યું. " રૂસ્તમ, હું તો પૂર્વેજ બોલી ચુક્યો છું. મ્હારો સંકલ્પ પરિવર્તિત થવાનો નથી. આ ગુર્જ્જર ભુમિના દર્શનથી મને તેના પર બહુ સ્નેહ પેદા થયો છે. તે સ્નેહમયી વસ્તુનો ધ્વંસ હું કેવી રીતે કરી શકું ? જે વિજય-વાસનાએ મ્હારા કાકાને વિચલિત કર્યાં છે, જેથી ઉત્તેજીત થઇ તેઓએ ભારતવર્ષના હિન્દુ રાજ્યોનો ધ્વંસ કર્યો છે,

ખુદાના શાન્તિમય રાજ્યમાં શોણિત પ્રવાહ વહેવડાવ્યો છે, ભારતના સુચિત ઐશ્વર્યથી ગિઝનીને સ્વર્ગતુલ્ય કરી મુકી છે તે દુર્વાસના મ્હારા હૃદયમાં નથી. હું જાણું છું કે હું તેમના રાજ્યાસનનો અધિકારી છું-કિન્તુ અફઘાનિસ્થાનને કુદરત તરફથી જે સમૃદ્ધિ બક્ષીસ મળેલી છે તેમાં હું સંતોષ માનીશ. પહાડી જમીનના ખેતરોમાં ઉત્પન્ન થતા ગોધુમ-ઘઉં, ટેકરીવાળી જમીનમાં ઉત્પન્ન થતાં રસમય અને સ્વાદિષ્ટ અંગુર મ્હારાં જાણીશ-તે મ્હારાં રાજભોગ લેખીશ. સુર્ય્ય કરોજ્જવલ, ઝાકળ આચ્છાદિત પર્વતોના ઉજ્જવલ સૌન્દર્યથીજ હું સંતુષ્ટ રહીશ. હું કોઇ પણ પ્રકારે આ રાજ્યના ધ્વંસના સાધનનું કારણ થઇ શકીશ નહિ. મ્હારૂં વિવેક કર્ત્તવ્ય જ્ઞાન મ્હને એજ સુચવે છે. ”

રુસ્તમખાંએ આ વખતે નિરાશ થઇને સઘળી આશા છોડી દીધી. તેણે મનમાં વિચાર્યું કે ગમે તે કારણ હો પરંતુ અસ્થાયી ઉન્મત્તતાએ શાહજાદાના મસ્તિષ્કમાં આધિપત્ય વિસ્તાર્યું છે. તો પણ તે બોલ્યો “ ત્યારે હવે શું કરવાની આપની ઇચ્છા છે? ”

જમાલખાંએ પ્રફુલ્લ વદને કહ્યું- “ રુસ્તમ ! હું જે કરવાને ચાહું છું તે હું હમણાં જ બોલ્યો છું. ”

રુસ્તમ આ સમયે રૂષ્ટ ભાવે બોલ્યો “ સુલતાને વિદાય કરતી સમયે આપને જે ગૌરવસુચક તરવાર અર્પણ કરી છે અને જે તરવારનો સ્પર્શ કરી આપ શપથ લઇ આ દેશમાં આવ્યા છો તે તરવારની મર્યાદાની રક્ષા શું આપ આ પ્રકારે કરશો ? ”

જમાલખાં વિષણ્ણ મુખે વિરક્ત ભાવે બોલ્યો “પરાધીન અફઘાન ભુમિમાં વળી પરાધીન નરાધિપતિની સ્નેહમય ક્રોડમાં જેમનાથી આ જન્મ પાલિત થયો છે એવા મેં મારો દેહ વિક્રય કર્યો છે ખરો કિન્તુ હૃદય અંતઃકરણ વિક્રય કર્યું નથી. આ પ્રાણની ઉપર સુલતાનનું સંપૂર્ણ આધિપત્ય હોઇ શકે. તેઓ હત્યા કરીને આ પ્રાણ લઇ શકે, મ્હારા મૃતદેહને છિન્નવિછિન્ન કરીને કાબુલના મોટા મોટા કુત્રાઓ સન્મુખ નાંખી શકે કિન્તુ મ્હારા ચિત્તની સ્વાધીનતા ઉપર, વિવેકની સ્વાધીનતા ઉપર તેમનું લેશ પણ આધિપત્ય હોઇ શકે નહિ. રુસ્તમ ! સુલતાન મહમદે મ્હારા ગૌરવના ચિન્હ સ્વરૂપ વિશ્વાસ-સ્વરૂપ જે પવિત્ર તરવાર મને આપેલી છે તે આ તું લે. તે તેમના ચરણમાં રાખીને મ્હારા નામથી કહેજે કે “ હું હવે અફઘાનીસ્તાનમાં પાછો ફરીશ નહીં. સુલતાનના ઉત્તરાધિકારી રૂપે હું હવે રાજ્યની આકાંક્ષા કરતો નથી; હું હવે મુક્ત અને સ્વાધીન છું. તેઓ મ્હારા પ્રત્યેની પૂર્વની વાત્સલ્યતાથી મ્હારો આ અપરાધ અને અબાધ્યતા ક્ષમા કરશે. ”

પ્રાણના આવેગથી, ચિત્તના ઉત્તેજનથી સુલતાનનો ભ્રાતુષ્પુત્ર શાહજાદો જમાલખાં કંપી ઉઠ્યો. થોડીવાર પછી અશ્રુ લુછીને તે બોલ્યો “ રુસ્તમ ! ચુપ કેમ થઇ રહ્યો ? તને શું મનમાં દુઃખ થયું ? તું પણ એક વીર યોદ્ધ છો, સ્વાધીનતાના ખોળામાં ઉછરેલો તેજસ્વી અફઘાન છો. હાય, રુસ્તમ ક્યાં ગયું ત્હારૂં તે વીરત્વ, તે ગૌરવ ! રુસ્તમ એક દિન ત્હારા આ અતિ માંસપેશી સુદૃઢ હસ્તની શક્તિથી તેં એક વ્યાઘ્રની ગરદન તોડી પાડીને તેનો વધ કર્યો હતો, એ બીના ત્હારા સ્મરણમાં છે કે ? ત્હારી અસિમ સાહસિકતાથી તેં સુલતાનના જીવનની રક્ષા કરી હતી એ ઘટના ત્હને સાંભરે છે કે ? જીવન રક્ષાથી કૃતજ્ઞતા વિમુગ્ધ થયેલ સુલતાને જ્યારે તને દ્રવ્ય બક્ષીસ કરવાની ઇચ્છા પ્રદર્શિત કરી ત્યારે તું બોલ્યો હતો “ અફઘાનેશ્વર ! આ બન્દો આપની પ્રજા છે, રાજાનું રક્ષણ કરવું એ પ્રજાનું કર્તવ્ય છે. બદલાનું કંઇ પણ પ્રયોજન નથી.” રુસ્તમ ! ત્હારા પ્રાણનું એ સઘળું તેજ ક્યાં ગયું ?

હમણાં લુંટ કરીને મેળવવાના તુચ્છ દ્રવ્યની આશાથી તું સુલતાનના એક મહા અન્યાયમય કાર્ય કરવાનું સમર્થન કરે છે. એક દિવસ હરિદ્ર રૂસ્તમે મગરૂરીથી પ્રાણનું જે મહત્વ દર્શાવ્યું હતું આજ તેજ રૂસ્તમ તે દર્શાવી શકતો નથી. હાય ! રૂસ્તમ ! કેટલું બધું પરિવર્તન !"

રૂસ્તમ, શાહજાદાનાં આ તેજોગર્ભ, વાક્યોથી બહુ શિથિલ થઇ ગયો. શાહજાદાએ જે કહ્યું હતું તે પૂર્ણ સત્ય હતું: તિલમાત્ર અતિશયોક્તિ ભરેલું ન હતું. તેના વાક્યોથી રૂસ્તમના પ્રાણવત સુદૃઢ હૃદય પર અતિ જોરથી આઘાત થયો. તે આઘાતથી તે અતિ હતાશ થઇ ગયો.

તે સમજ્યો કે વિચાર કરતાં વાસ્તવિક રીતે તે મહત્વ અને ન્યાયનિષ્ઠાથી અધઃપતન થયેલો છે કિન્તુ તેણે કુરાનનો સ્પર્શ કરીને સુલતાનની સમક્ષ જે શપથ લીધા હતા તે તેને યાદ આવ્યા. તેણે એક વખત મનમાં વિચાર્યું કે શાહજાદો જે કહે છે તે સત્ય છે. તેથી એક વખત મનમાં સંકલ્પ કર્યો "ના હવે હું અફઘાનીસ્થાનમાં પાછો ફરીશ નહિ. શાહજાદાના સંગે જ રહીશ. કિન્તુ તેમ કરવાથી શું થશે ? વિશ્વાસઘાતકતા-પ્રભુદ્રોહિતા-અધર્માચરણ ! એટલું પાપ શું તે સહી શકશે ?. સહસા તેના મનમાં વિચાર આવ્યો કે સુલતાનના પ્રાસાદ મધ્યે તેની પ્રિયતમા પ્રાણાધિકા વનિતા રૂખીઆ બીબી અને તેના પ્રાણનો પ્રાણ, હૃદયનો શોણિત એક માત્ર શિશુપુત્ર જિન્નતઅલિ તેના વિશ્વાસમય કર્તવ્યના પ્રતિનિધી રૂપે અવસ્થિતિ કરે છે. સુલતાન મહમદ ખુદાની સૃષ્ટિમાં અતિ ભયાનક પુરુષ છે. જો હું શાહજાદાના કથનાનુસાર વર્તીશ તો હાય ! હાય ! સુલતાનની શોણિત તૃષિત અસિથી તેનાં સ્ત્રી તથા પુત્ર નિહત થશે એ નિશ્ચય છે.

આ સઘળી મસ્તિષ્ક વિપ્લવકારી ચિન્તાથી રૂસ્તમના પ્રાણમાં એક મહા વિરોધ ભાવ ઉત્પન્ન થયો. તેણે અનિચ્છાથી પોતાના પ્રાણનું મહત્વ પ્રિય પત્ની અને પુત્રના જીવન માટે શાંતપણે વિસર્જન કર્યું. બહુ વખત સુધી વિચાર કર્યા બાદ તે કઠોર સ્વરે બોલ્યો "ત્યારે શું આપનો એવો અભિપ્રાય છે કે આપણે અનાહારે પથે પથે ભિક્ષા માગીએ અથવા ગુર્જરપતિના ગુપ્ત પ્રતિનિધીના હાથમાં પડી આ અપરિચિત દેશમાં ઘાતકના હાથથી આપણો પ્રાણ ગુમાવીએ ?"

આ સાંભળી જમાલખાંએ ગંભીર ભાવે કહ્યું." પથે પથે ભિક્ષા શાં માટે માગીએ ? આ ગુર્જર દેશના હિન્દુઓમાં શું દયા અને આતિથેયતાનો એટલો બધો અભાવ છે ? રૂસ્તમ ! સત્ય માનજે કે ધર્મ પથે ચાલવાથી અને ગુર્જરપતિની પાસે આપણી હકીકત અકપટે વ્યક્ત કરવાથી તે ક્યારે પણ આપણું અનિષ્ટ કરશે નહિ. મેં સાંભળ્યું છે કે હિન્દુ વીર નિઃસહાય અવસ્થામાં પડેલા શત્રુનો ક્યારે પણ વિનાશ કરતા નથી. રૂસ્તમ ! ત્યારે આપણને કોનો ભય છે ?".

સમુદ્રના મધ્યમાં પવનના તોફાનથી જેમ મોજાંઓ ઉછળી નીકળે છે, તદ્દત રૂસ્તમના મનમાં બહુવિધ ચિન્તા ઉદ્ભવી. તેને અનેક બાબતમાં વિચાર થયો. તેના પ્રાણની ચિન્તાએ અફઘાન દેશના ગિઝની શહેરના પથ્થરમય પ્રાસાદ મધ્યે પ્રવેશ કર્યો. સુલતાને તેની વિશ્વાસઘાતકતા અને ઉચ્છૃંખલતાના ખબર સાંભળી ક્રોધાન્ધ થઇને તેની સ્ત્રી અને શિશુપુત્રને કારાગૃહમાં કેદ કર્યાં છે એવો તેને ભાસ થયો. તેણે એવું દશ્ય જોયું કે પોતાના પ્રાણાધિક પુત્રને ક્ષુધિત કુત્તાઓના મુખમાં આપી દેવાનો હુકમ થયો છે. સ્નેહમયી પત્નિને, પુત્રથી દૂર કરી, સર્પ વૃશ્ચિકપૂર્ણ એક અન્ધકારમય ગુફામાં રાખવામાં આવી છે. ને ગુફામાં વાયુનો લેશ માત્ર પણ સંચાર નથી. રૂસ્તમ આ દશ્ય જોઇને એકદમ બેબાકળો થઇ ગયો, આ દેખાવ

તે વધુ વખત સહન કરી શક્યો નહિ. પોતાના દેહનું ભાન આવવાથી તે કલ્પનાની અતિ દુઃખદ વાંછનાં સહન કરી શક્યો નહિ. ઉન્માદની માફક ભ્રકુટી ચઢાવી તે બોલ્યો, " શાહજાદા ! મને માફ કરો. આપ વિશ્વાસઘાતક થઇ શકો; પરન્તુ હું થઇ શકીશ નહિ."

" વિશ્વાસઘાતક ! " અધીન સેનાપતિના મુખથી આ અપમાનકર વાક્ય ! જેતે સુલતાનનો ભ્રાતુષ્પુત્ર છે. જેની મેખલા તરીકે પર્વતો શોભે છે એવા વિશાળ જિલ્લાનો અધિપતિ છે. રૂસ્તમની આ ધૃષ્ટતા પોતાનાથી સહન નહિ થઇ શકવાથી શાહ જમાલે કમ્મરમાંથી તીક્ષ્ણ તરવાર ખેંચી કહાડી અને વ્યાઘ્રવત્ ભીષણ ગર્જના કરી તે બોલ્યો " શયતાન ! નફરન ! ત્હારી આટલી બધી સ્પર્ધા ! એક અન્યાયમય કાર્ય નહિ કરવાના કારણથી શું, હું વિશ્વાસઘાતક ! "

અતિ ઉજ્જવલ પરિસ્ફુટ ચન્દ્ર જ્યોતિમાં જમાલખાંએ કહાડેલી તરવાર જાણે સૌદામિની હોય તેવી ચમકવા લાગી. અલ્પ સમયમાંજ તે રક્તે શોણિત રેડાત. કિન્તુ દૈવ પ્રેરિત એક અદ્‌ભુત કારણથી તે પ્રમાણે થઇ શક્યું નહિ.

ચન્દ્ર પ્રભાથી રૂપેરી થયેલી ધરણી પર શુભ્ર વસ્ત્રોથી પરિધાન થયેલી અનુપમ રૂપશાલિની એક યુવતીનાં પદચિહ્ન તે સમયે અંકિત થયાં. તેણે સહસા પાછળથી આવીને બળ પુર્વક શાહજાદાના હાથમાંની અસિ પકડી રાખી. તેથી શાહજાદાનો હસ્ત ક્રિયાહીન થઇ પડ્યો. તે પોતે વિસ્મય વિમુગ્ધ થયો. હાથમાં પકડેલી તરવાર દબાણથી ધરણી પર પડી ગઇ. આ અચંબો થવાથી શાહ જમાલ ક્રોધિત થઇને બોલ્યો, "મારા કાર્યથી અટકાવનાર તમે કોણ છો?"

---

# સાયન્સ ( વિજ્ઞાન ) વિદ્યા ઇ: સંબંધી નવીન શોધો તથા વિચારો ( સટીક ).

**ક્રુપની તોપો**—જો જર્મની પાસે ક્રુપની ખાસ છૂપી રીતે બનાવેલી અને કોઇને નહીં વેચેલી એવી ૧૬ાાં તથા ૧૭ ઇંચનાં વ્યાસની તોપો નહીં હતે તો અત્યાર આગમચ રશીયન વગેરે મિત્ર રાજ્યોએ તેનો પરાજય કર્યો હતે. પણ આ તોપોથી તે ૧૨ માઇલથી ધડાકા કરે છે. આ ૧૬ાા-૧૭ ઇંચની તોપો એટલી પ્રચંડ છે કે તે 'તોપચીઓ' ચલાવી શકતા નથી. ગોળા એવો સખત ફુટે છે કે ફોડનારથી પણ પાસે તો ઉભા રહેવાતું નથી. ઘણે દૂરથી વીજળીક જાગોરીથી તે ફોડવામાં આવે છે. જમીનમાં તે ફુટતાં વાર પેસી જાય તેથી તે ચબુતર પર મૂકવી પડે છે. તેને ફોડનારા તોપચી નહીં પણ ક્રુપના કારખાનાંના ઇજનેરો છે ! ગોળા છુટતાં તે ઉંચામાં ઉંચો ૧૨૦૦ વાર જાય છે ને ૧૨ માઇલ દૂર પડે છે. ગોળાનું વજન ૧૯ હંડ્રેવેટ જેટલું હોય છે. ગોળા ફુટતાં તેમાંથી ઝેરી ગેસ પણ છૂટે છે. ૧૭ ઇંચના વ્યાસની હોવીટ્‌ઝર બે તોપ નામુરના કીલ્લા પર છોડવામાં આવી હતી. દરેક બેટરીમાં તેવી બેજ હોય છે. તે જમીન પર તો ઘસડાતીજ નથી એવી ભારે તે છે. તે માટે રેલનાં પાટા મુકવા પડે છે. દર દસ મીનીટે એકજ ગોળો તેમાંથી છોડાય છે. દરેક ગોળાની કીમ્મત ૧૨૫૦ પાઉંડ હોય છે ! કૃષ્ણનો ગોવર્દ્ધન પર્વત જો ઇન્દ્ર પાસે આ જાતની તોપ અને ગોળા હતે તો જરૂર ઉડાવી મૂકયો હતે અને કૃષ્ણ તથા ગોપો તેના કેદી બનીને જતે !

**નવી તૈયાર થતી રાક્ષસી મનવાર 'આયરન ડ્યુક'**—આ જગતનું સૌથી મોટું બેટલ-શીપ ઇગ્લેંડની સુકી ગોદીમાં બંધાઇને તૈયાર થવા આવ્યું છે. તેની તોપ અસાધારણ બળવાન્ છે. દર મીનીટે દોઢ લાખ રૂપિયાનો દારૂગોળો ખંપી જાય એટલી ઝડપથી તેની તોપો ગોળા છોડશે ! તેની 'ટોર્પીડો' તોપના ગોળા પણ પર્વત જેવા છે. તે ગરમ હવાથી ગતિમાન્ થશે. તેનો વ્યાસજ ૨૧ ઇંચનો છે, જ્યારે અત્યાર સુધીના ગોળાનો ૧૮ ઇંચનો હતો. વિમાનો પર ગોળા તાકવાની યોજના પ્રથમજ આ નૌકામાં કરવામાં આવી છે. તેથી વિમાન ૧૦૦૦૦ ફુટ ઉંચું હશે ત્યાં સુધી તે તેની ખબર લઇ શકશે. દર મીનીટે તેના ઉપર 'આયરન ડ્યુક' માંથી ૧૦ થી ૧૨ ગોળા છોડી શકાશે.

**સૌથી પ્રાચીન કરન્સી નોટ**—ના બનાવનારા તે ચીનાઓ હતા; ઇ. સ. પૂર્વે ૨૭૪૦ વર્ષ ઉપર ચીનાઇ રાજ્યમાં પ્રથમ કરન્સી નોટ કાઢવામાં આવી હતી; તે પરથી કેટલા પ્રાચીન કાળમાં અર્થશાસ્ત્ર વિદ્યામાં પણ તેઓ કુશલ હતા તેનું અનુમાન થાય છે. આમાંની એક નોટ પેટ્રોગ્રાડ ( સેંટપીટર્સબર્ગ ) ના સંગ્રહાલયમાં સાચવી રાખી છે. તે સફેદ કાગળ ઉપર ભૂરી શાહીએ છપાઇ છે. સેતુરના ઝાડની છાલનો એ કાગળ બન્યો છે. તે 'નોટ' ઉપરનો મુદ્રાલેખ ચીનાઓને છાજતો છે:—" તમારી પાસે ગમે તેટલું ધન હોય તો.. પણ કરકસર્યાં થવા મત કરવો. " ૪૬૦૦ વર્ષના વા વરસાદ છતાં આ સત્ય ઓછું થયું નથી !

**જન્મ મરણની રાસ**—શાંતિના સમયમાં દર મીનીટે પૃથ્વીમાં ૬૭ માણસો મરે છે અને ૭૦ જન્મે છે. લડાઇને લીધે હાલ મરણ પ્રમાણ વધારે આવે છે.

**શરીરના ચમત્કારો**—અદ્ભુત અને ચમત્કારીક વસ્તુઓ જોવા તમે સંગ્રહસ્થાન અને યુરોપમાં જાઓ છો પણ તેનાથીએ અદ્ભુત વસ્તુઓ તમારો પોતાના શરીરમાં છે! મનુષ્યના શરીરના હાડપિંજરમાં યુવાવસ્થાએ આશરે ૧૬૫ હાડકાં હોય છે. અને તે એક બીજા સાથે એવા તો નાજુક અને સંપૂર્ણ રીતે જોડેલા હોય છે કે વિદ્વાને તેની નકલ કરી શકવાની આશા છોડી દીધી છે! પ્રખ્યાત ડૉ. જોર્જ કરી કહે છે કે, શરીર રચનામાં, મહાશિલ્પી વિશ્વકર્માએ સર્વે કારિગીરીની કરામતોની તોઆ કરી છે.

There is not known in all the realms of architecture or mechanics, one litte device which is not found in the human organism. The pulley, the lever, the inclined plane, the hinge the "universal joint," tubes and trapdoors; the arch, girders, filters, valves, bellows, pump, camera, and Aeolian harp; and irrigation plant, telegraph and telephone systems—all these and a hundred other devices which man thinks he has invented, but which have only been telegraphed to the brain from the Solar Plexus ( cosmic centre ) and crudely copied or manifested on the objective canvas.

No arch ever made by man is as perfect as the arch formed by the upper ends of the two legs and the pelvis to support the weight of the trunk. No palace or cathedral ever built has been provided with such a perfect system of arches and girders. Man has tried in vain to duplicate the hinges of knee, elbow, fingers and toes, although they are a part of his one body.

No waterway on earth is so complete as that wonderful river of life, the " Stream of Blood. " Modern science has discovered that all roads of real knowledge lead to the human body. The human body is an epitome of the universe; and when man turns the mighty searchings of reason and investigation *within* that he has so long used *without*—a New Heaven and Earth will appear.

**સારાંશઃ**-શિલ્પ સંબંધી અથવા સઘળા યાંત્રિક પ્રદેશોમાં એવી એક પણ નાની સરખી યુક્તિ નથી કે જે શરીરમાં નહીં હોય! પુલી, તુલા યંત્ર નમેલું સમક્ષેત્ર, દ્વાર સંધિ (મીજાગરા) નળીઓ, છટકબારીઓ, કમાન, પાટાઓ, ગળણીઓ, ચોરસ, ધમણ, ચિત્ર, પાડવાનું કેમેરા યંત્ર ( આંખની અંદરનું ), નહેરનું યંત્રકામ, તાર તથા ટેલીફોનની વ્યવસ્થા, વગેરે સેંકડો યુક્તિઓ માણસ પોતે શોધેલી ધારે છે. પરંતુ તે વિશ્વબિંદુમાંથીજ માણસના મગજમાંથી ગઇ છે અને તેણે બાહ્ય ચિત્રપટ ઉપર માત્ર તેની નકલ કરી છે.

બે પગના ઉપલા છેડાથી અને વસ્તિદેશ ( પેટની નીચેનો ભાગ ) થી જેવી સંપૂર્ણ કમાન ધડના આધાર સારૂ બની છે તેવી માણસે બનાવી નથી. કમાનો અને બાંધવાના પાટા-

આથી બનેલું કોઇ દેવાલય કે મહાલય શરીરની કમાનો વગેરે જેવું સંપૂર્ણ નથી. ગુંટણ, કાંડું, આંગળી અને અંગુઠાઓના જે હાડકાંના મીજાગરા ( મધ્યાગાર ) છે તેવા માણસ બનાવી શકયું નથી. વળી રક્તપ્રવાહ જેવો કોઇ પ્રવાહ મનુષ્યે કર્યો નથી. સાંપ્રત વિજ્ઞાને સિદ્ધ કર્યું છે કે, સત્યજ્ઞાનના સર્વે માર્ગો મનુષ્યના શરીર તરફ લઇ જાય છે. મનુષ્યનું શરીર તે વિશ્વનો સારાંશ છે.

**શરીર રચનાનું કેટલુંક ગણિત**—માણસ સંપૂર્ણ પ્રફુલ્લિત હોય છે ત્યારે તેના શરીરમાં આશરે ૧૬૫ હાડકાં હોય છે. માંસ પેશીઓની સંખ્યા ૫૦૦ છે. આંતરડાની લંબાઇ ૩૨ ફુટ છે ( ચોખાઓની ઘણી વધારે મોટી હોય છે. ) રક્ત ૩૦ રતલ, અથવા શરીરના પાંચમા ભાગ જેટલું ), હૃદય ૭ ઇંચ લાંબુ તથા ૪ ઇંચ પ્હોળું હોય છે. તે દરમીનીટે ૭૦ વાર હાલે છે, એટલે કલાકમાં ૪,૨૦૦ વાર, દિવસમાં ૧૦૦,૮૦૦ વાર, અને વર્ષમાં ૩,૬૭,૨૦,૦૦૦ વાર ટકોરા કરે છે. દરેકવાર તે ના ઔંસ લોહી ધકેલે છે, એટલે દર મીનીટે ૧૭૫ આઉંસ, દર કલાકે ૬૫૬ રતલ અને દર રોજ ૮ ટન લોહી ધકેલે છે. એટલે દર ત્રણ મીનીટે શરીરનું બધું ( ત્રીસે ત્રીસ રતલ ) લોહી ફરી વળે છે. આ હિસાબે ૭૦ વર્ષના વૃદ્ધ પુરૂષનાં હૃદયે ૨૭૦,૦૦૦,૦૦૦ ટન બોજો ઉપાડેલો હોય છે. પછી તે થાકે તેમાં શી નવાઇ?

**ફેફસાંમાં હવા** આશરે એક ગેલન ભરી હોય છે. હવે દર કલાકે આપણે ૧૨૦૦ વાર શ્વાસોશ્વાસ લઇએ છીએ. તેટલામાં આપણા શરીરમાં ૬૦૦ ગેલન અને દિવસમાં ૨૪,૦૦૦ ગેલન હવા લઇએ છીએ. તેટલી બહાર કાઢીએ છીએ. ફેફસાંમાં હવા આવવા જવાનાં જે બારીક છિદ્રો છે તે આશરે વીસહજાર ચોરસ ઇંચ જેટલી જમીન-જગ્યા રોકે છે, તે ૧૨ ચોરસ ફુટ જેટલા ઓરડા જેટલી જગ્યા થઇ.

**ભેજાનું વજન** પુખ્ત પુરૂષમાં ૩ રતલ ને ૮ ઔંસ છે, જ્યારે સ્ત્રીનાં ભેજાનું વજન સરેરાસ તેથી બરોબર બે-તૃતીયાંશ એટલે ૨ રતલને ૪ ઔંસ છે. નાનું હોવાથી નાની ઘડીયાળ પેઠે તેનાં ચકરો, વીંટાઓ રેસાઓ વગેરે પણ વધારે પાતળા અને નાજુક છે. તેમની પ્રેરણાશક્તિ તીવ્ર હોવાનું તેજ કારણ હશે.

**જ્ઞાનતંતુઓ** મગજ જોડે સીધી રીતે અથવા કરોડમાંની મજ્જા સાથે જોડાયલા હોય છે. પણ તેનું ભોજન તો લોહીજ છે. જ્ઞાનતંતુઓની સંખ્યા તેની સૂક્ષ્મ શાખાઓ અને ઉપશાખાઓ મળીને કુલે એક કરોડ ઉપર હશે!

**ચામડી**—ચામડી પરે. ઓછી. પાતળી. નથી. તે એક આઠમાંશથી એક ચતુર્થાંશ ઇંચ જેટલી જાડી છે. યુરોપીયનોનું આ પ્રમાણે છે. કાળી પ્રજાની વધારે પાતળી તથા સુંવાળી હોય છે. હવે ચામડીનું ક્ષેત્રફલ બે હજાર ચોરસ ઇંચ છે. હવે હવાનું દબાણ દર ઇંચે ૧૪ રતલ છે. તે કારણથી મધ્યમ કદના માણસ ઉપર ૪૦,૦૦૦ રતલનું નિરંતર હવાનું દબાણ હોય છે. ચામડીની દર ચોરસ ઇંચ જેટલી જમીનમાં પસીનો બ્હાર કાઢવાની ૩૫૦૦ નળીઓ ( છિદ્રો ) છે. તે-સૂક્ષ્મ કુવાઓ એક ચતુર્થાંશ ઇંચ લાંબા છે. એટલે કે આખા શરીરનાં પસીનાનાં છિદ્રોની કુલ લંબાઇ ૨૦૧, ૧૬૬ ફુટ અથવા ૪૦ માઇલ લાંબી થાય છે!

## આનંદાનંદાનંદ !!!

હમે તો એકજ વચની છીએ:—એક સાક્ષીને એક વખતે સાક્ષી આપતી વખતે તેની ઉમર વિષે પૂછવામાં આવતાં તેણે તે ૩૫ વરસની જણાવી. કેસ એક વરસ મુલતવી રહ્યો. બીજી વખતે પાછી તેની સાક્ષી લેતી વખતે તેને પૂછવામાં આવ્યું કે:—

" ચતુરભૂજ ભગવાનજી તમારૂંજ નામ કે ? "

સાક્ષીએ જણાવ્યું કે " હાજી, તે મારૂંજ નામ. "

" તમારી હાલમાં ઉમર શું છે ? "

" સાહેબ, ૩૫ વર્ષની. "

" અરે, તમે ગયે વરસે ૩૫ વરસના હતા અને આ વરસે પણ ૩૫ જ વર્ષના છો એ બનેજ કેમ ? "

" અરે સાહેબ, હું ખરૂં કહું છું. અમે બ્રાહ્મણ લોક કદી અમારો બોલ ફેરવતાજ નથી. તો વળી આ કોર્ટમાં-કે જ્યાં તે બદલવાથી તો દંડ કે જેલખાનાની શિક્ષા થાય એમ અમે સાંભળ્યું છે ત્યાં તો કેમજ ફેરવીયે ? અમે અમારૂં બોલ્યું બાપને બોલે પાળીયે છીયે; હમે તો એકજ વચની છીએ સાહેબ ? અમારો બોલ કદી ફરશે નહીં ! "

× × × ×

### લલચાવનારી જાહેરખબરોથી ફસાતા ના !

ફસાશો તો પૈસા પાણીમાં જશે.

નકલી માલથી સાવચેત રહેજો.

અમારી દવાથી ફાયદો ન થાય તો પૈસા પાછા ! !

આ મુજબની જાહેરખબર એક દવાવાળાએ છપાવી. કેટલાકોએ તેનો ઉપયોગ કર્યો. એક જણે સાબીત કરી આપ્યું કે દવાથી ફાયદો થયો નથી તેથી પૈસા પાછા આપવા. કંપની આ સવાલનો બીજી રીતે સંતોષકારક જવાબ ન આપી શકવાથી કંપનીએ આખરે છેલ્લે પાટલે બેશી જણાવ્યું કે અમે તો ખુલ્લેખુલ્લું જણાવી દીધું હતું કે " લલચાવનારી જાહેરખબરોથી ફસાતા નહીં. " વગેરે. છતાં દેખતી આંખે આંધળા થાય તેનો અમે શું ઇલાજ કરીએ ?

આધુનિક દવા વેચનારાઓના મોટાં મોટાં ઈનામો આપનારી જાહેરખબરો વાંચી કોઇએ ફસાવું નહીં.

× × × ×

ન્યાયાધીશ:—( આરોપીને ) તમે તમારો ગુન્હો કબુલ કરો છો કે ?

આરોપી:—નાજી, મારા વકીલનું ભાષણ સાંભળી હું નિર્દોષ છું એવી મારી પૂર્ણ ખાત્રી થઇ છે !

× × × ×

એક લેખક:—શું કરવું ? હું આનંદ પર્યવસાઇ વાર્તા લખું છું પણ તે ઉલટી શોકપર્યવસાયી થઈ જાય છે.

મિત્ર:—એટલે ? શું સંપાદક તેના ઉત્તરના ભાગમાં કંઈ ફેરફાર કરે છે ?

લેખક:—ના, ના, " છાપવા લાયક નથી " એવો સેરો મારી પાછી મોકલી દે છે ! !

× × × ×

પ્રસિદ્ધ ચિત્રકાર:—( નવીન ચિત્રકારને ગુસ્સેથી ) તમે મારી પાસે કામ કરો છો એમ પરાકને ખોટું કહી તેની પાસેથી કામ લો છો એમ મેં સાંભળ્યું છે તે શું ખરું છે કે ?

નવિન ચિત્રકાર:—તેમાં ખોટું શું છે ? તમારા કરૂડીયોની પાસેનીજ ઓરડી ભાડે લઇ હું હું તેમાં કામ કરતો નથી ? !

× × × ×

ન્યાયાધીશઃ—( અપરાધીને નિર્દોષ ઠરાવી ) આ વખતે તો હું તને છોડી મેલું છું પણ હવેથી તું ખરાબ સંગત રાખીશ નહીં, હો?

અપરાધીઃ—છે માબાપ! આજ પછી-કદી હું અત્રે પગ પણ નહીં દઉં, અન્નદાતા!!

× × × ×

ન્યાયાધીશઃ—( સાક્ષીને ) આ માણસને તમે કદી અગાઉ જોયો હતો કે?

સાક્ષીઃ—હા, જોયો હતો ને સાહેબ!

ન્યાયાધીશઃ—ક્યારે જોયો હતો?

સાક્ષીઃ—તમે મને એ સવાલ પૂછ્યો તે પૂર્વે તુરતજ!!

× × × ×

---



---

# નાની ભુલથી નીપજતું મોટું પરિણામ

લખનારઃ—B. R. BALM.

કુદરતે માણસોને જે અક્કલ આપી છે તે શાને માટે કે પોતાના ઉપર આવતાં સંકટો દુર કરી શકે, પણ હાલના જમાનામાં બેપરવાઇનું બજાર વધી પડેલું હોવાથી ઘણાંજ થોડાંક તે માટે વિચારતા હશે.

દાખલા તરીકે જો આપણને શરદી લાગુ થઇ હોય અને તેની દરકાર ન કરીએ તો વધારે સીકનેસ થવા સંભવ છે. આવે વખતે જો વખતસર **બીકશન રૂમેટીઝમ બામ** વાપર્યું હોય તો તરત સરદી દુર કરે છે, એટલુંજ નહિ પણ હાથ પગમાં કળતર થતી હોય માથાનો ચોક્કુ દુખાવો રેહતો હોય, ગરદન લચકાઇ જાય, બરડાની નસો ખેંચાઇ હોય, કમરમ દુખાવો થતો હોય, હાથ પગ જલાઇ ગયા હોય તેવો દુખો ઉપર ચમત્કારીક અસર કર આરામ આપવામાં બીકસન રૂમેટીઝમ બામ અચુક પુરવાર થયું છે.

ઘણાં માણસો **ખાંસી,** દમ, **હાંફણથી** પુરતાં હેરાન થાય છે, તેવે વખતે જો **બીકશન રૂમેટીઝમ બામનો** ઉપયોગ કરે તો જરૂર જોઇતો ફાયદો મેલવી શકે એ વગર શંકાએ સઉ જણ કબુલ કરે છે.

તમો જાણો છો કે આખો દીવસ કામ કરનારા માણસોને સાંજે માથાનો ઝીણો દુખાવો રહે છે તેને, તેમજ આખી રાત બીછાનામાં જેમ તેમ કાઢી સહવારે દુઃખતી કમ્મરે ઉઠતા માણસો માટે તેનો મદદગાર **બીકશન રૂમેટીઝમ બામ** તરત શાન્તી આપશે.

ઉપલી બાટલી તમોને મેળવવાને તકલીફ ન પડે તે માટે જણાવવાને જરૂરનું થઇ પડશે કે મેસર્સ **બીકસનની** કુ૦ બજાર ગેટ-ફોર્ટ-મુંબઇમાં મોટી બાટલી ૧) એક રૂપએ અને નાની બાટલી દસ આને વેચે છે.

ન્યાયાધીશઃ—( અપરાધીને નિર્દોષ ઠરાવી ) આ વખતે તો હું તને છોડી મેલું છું પણ હવેથી તું ખરાબ સંગત રાખીશ નહીં, હો ?

અપરાધીઃ—હે મબાપ! આજ પછી કદી હું અત્રે પગ પણ નહીં દઉં, અંનદાતા!

× × × ×

ન્યાયાધીશઃ—( સાક્ષીને ) આ માણસને તમે કદી અગાઉ જોયો હતો કે ?

સાક્ષીઃ—હા, જોયો હતો ને સાહેબ!

ન્યાયાધીશઃ—કયારે જોયો હતો ?

સાક્ષીઃ—તમે મને એ સવાલ પૂછયો તે પૂર્વે તુરતજ!!

× × × ×

---



---

# નાની ભુલથી નીપજતું મોટું પરિણામ

લખનારઃ—B. R. BALM.

કુદરતે માણસોને જે અક્કલ આપી છે તે શાને માટે કે પોતાના ઉપર આવતાં સંકટ દુર કરી શકે, પણ હાલના જમાનામાં બેપરવાઇનું બજાર વધી પડેલું હોવાથી ઘણાજ થોડા તે માટે વિચારતા હશે.

દાખલા તરીકે જો આપણને શરદી લાગુ થઇ હોય અને તેની દરકાર ન કરીએ તો વધારે સીકનેસ થવા સંભવ છે. આવે વખતે જો વખતસર બીકર્સન રૂમેટીઝમ બામ વાપર્યું હોય તો તરત સરદી દુર કરે છે, એટલુંજ નહિ પણ હાથ પગમાં કળતર થતી હો.